॥ श्री वर्द्धमानस्वामिने नम ॥

પૂ આગમોદ્ધારક આચાર્ય ભગવત ધ્યાનસ્થસ્વર્ગત

આન દસાગરસૂરીશ્વ જી મહારાજના

તાત્વિક વ્યાખ્યાનોના સ કલનસ્વરૂપ

# આગમ જ્યોત

(દ્વિતીય વર્ષ)

"आगमप्रज्ञाऽकुण्ठिता यस्य तस्य मोक्ष किंकरिष्यति"

વીર નિ સ

૨૪૯૪

વિક્રમ સ

૨૦૨૪



આગમોદ્ધાર સ

૧૮

ઇસ્વીસન્

૧૯૬૭

કિંમત ૫ રૂપીયા

આગમ આરીસો જોવતા રે

દૂર દીઠું છે મુક્તિનું શહેર જો

પ્રકાશક :
રમણલાલ જેચંદભાઈ
કાર્યવાહક :
આગમોદ્ધારક જૈન ગ્રંથમાલા
દલાલવાડા,
P. o કપડવંજ
(જિ ખેડા) (ગુજરાત)

પુસ્તક પ્રાપ્તિ સ્થાન :
આગમજ્યોત કાર્યાલય
કીર્તિકુમાર એફ. મહેતા
નિલિપ નોવેલ્ટી સ્ટોર
P. o મહેસાણા
(ઉ ગુ.)

## ન...મ્ર...વિ...જ્ઞ...તિ

- "આગમ જ્યોત" દર ત્રણ મહિને માહ, વૈશાખ, શ્રાવણ, કારતક સુદ પાચમે પ્રકાશિત થાય છે.
- ગ્રાહક યોજના બંધ કરી છે.
- ૧૧, ૨૧, ૫૧, ૧૦૧ કે તેથી વધુ ભેટ રકમ સ્વીકારાય છે
- તેમાથી પૂ સાધુ, સાધ્વીજી; યોગ્ય વિદ્વાનો, જ્ઞાન-ભંડારોને ભેટ અપાય છે
- ૧૦૧ કે તેથી વધુ રકમ સ્થાયી ફંડમાં જમા થાય છે.

કે. એફ. મહેતા
આ જ્યો. કાર્યાલય
મહેસાણા

મુદ્રક :
જયંતિ દલાલ
વસંત પ્રિન્ટિંગ પ્રેસ,
ઘેલાભાઈની વાડી,
ઘીકાંટા રોડ,
અમદાવાદ

જેઓએ ૭૫ વર્ષની વૃદ્ધવયે કોઇપણ જાતના ટેકા
વિના રોગગ્રસ્ત દશામાં પણ છેલ્લા ૧૫ દિવસ
અર્ધપદ્માસને ઢાઉસ્સગ્ગ મુદ્રાએ રહી પૂર્વકાલીન
અનશન સમાધિ મરણની ઝાંખી કરાવી



આગમસમ્રાટ્ આગમજ્યોતિર્ધર બહુશ્રુત સૂરિપુરંદર
ગીતાર્થ સાર્વભૌમ ધ્યાનસ્થ સ્વર્ગત

પૂ. આ. શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજ



# પ્રકાશક તરફથી

પરમતારક આગમોદ્ધારક ધ્યાનસ્થસ્વર્ગત જૈનાચાર્યશ્રી આનંદસાગરસૂરીશ્વર ભગવંતના તાત્ત્વિક વ્યાખ્યાનોના સંકલનરૂપ ત્રૈમાસિક રૂપે પ્રકટ થતા "આગમ જ્યોત"ના બીજા વર્ષના ચાર અંકો પુસ્તકાકારે સુજ્ઞ વાચકોના કરકમલમાં મુકતા પરમ આનંદ અનુભવીએ છીએ

વિ. સં. ૨૦૨૩ના કા૦ વ૦ ૬ના રોજ પૂ. ગચ્છાધિપતિ આ૦ શ્રી માણિક્યસાગરસૂરીશ્વરની મંગલનિશ્રામાં તેઓશ્રીની પ્રેરણાથી પૂ. આગમોદ્ધારકશ્રીના અપ્રકાશિત વ્યાખ્યાનોના વ્યવસ્થિત સંગ્રહ રૂપે "આગમ જ્યોત" ત્રૈમાસિકની યોજના વિચારાયેલી અને અમારી [illegible] મૂળપ્રેરક વિદ્વદ્વર્ય મુનિરત્નશ્રી સૂર્યોદયસાગરજી મ૦ અને પૂ. મુનિશ્રી અભયસાગરજી મ૦ને આનું સંપાદન સોંપાયેલું તદનુસાર ગત બે વર્ષમાં સંપાદક મુનિશ્રીએ વિવિધ પરિશ્રમપૂર્વક લોકભોગ્ય શૈલિયે વ્યવસ્થિત કરી પૂ. આગમોદ્ધારક આચાર્ય ભગવંતના તાત્ત્વિક વ્યાખ્યાનો ઉપરાંત આગમ રહસ્ય, નોંધપોથીના અવતરણો, ગુરુચરણમાંથી મળેલું અને [illegible] ઓનો વિભાગ તરીકે રુચિકર ઉપયોગી અનેક [illegible] સામગ્રી આપી છે

[illegible] આધ્યાત્મિક [illegible] અને મહત્ત્વના પદાર્થો આ આગમજ્યોતમાં [illegible]

વાચકગણમાંના વિદ્વાન્વર્ગે "આગમ જ્યોત" ને ખરેખર વિષમકલિકાલના મતાગ્રહ અને દૃષ્ટિસંમોહના કાજળઘેરા અંધકારમાં હિતકર માર્ગદર્શન કરાવનાર અખંડજ્યોત રૂપે બિરદાવી છે.

આ રીતે સામાન્ય વાચકવર્ગે પણ આગમના રહસ્યપૂર્ણ તાત્ત્વિક ગૂઢ વિષયોને તર્કબદ્ધ હૃદયંગમ અને હળવી રોચકશૈલીમાં પ્રતિપાદન કરનાર તરીકે આવકારેલ છે.

આના પ્રકાશનનો લાભ પૂ. આગમોશ્રીના નામથી સંકળયેલા અને પૂ ગચ્છાધિ૦ની નિશ્રામા પૂ આગમોદ્ધારકશ્રીની નાની મોટી દરેક રચનાઓને પ્રકાશિત કરવાનું સૌભાગ્ય મેળવનાર અમારી સંસ્થાને મલ્યો છે, તે અમારે મન ગૌરવની વાત છે.

તત્ત્વદૃષ્ટિસંપન્ન મહાનુભાવોએ અમારા આ પ્રયાસને વધાવી આર્થિક રીતે અમોને વિવિધ ભેટ રકમો મોકલી નિશ્ચિંત બનાવ્યા છે, તે બદલ ભેટ રકમ મોકલનારા શ્રીસંઘો કે પુણ્યાત્માઓના ધર્મપ્રેમની ગુણાનુરાગભરી અનુમોદના કરીએ છીએ.

એકંદરે પ્રસ્તુત પ્રકાશનમા ચતુર્વિધ શ્રીસંઘનો હાર્દિક સહકાર મળી રહ્યો છે, તેજ અમારા કાર્યની મહત્તા સૂચવે છે

આ પ્રસંગે અમારા આ કાર્યને મંગળ આશીર્વાદ તેમજ નિશ્રા–છત્રછાયા દ્વારા અનેકવિધ સરળતા કરી આપનાર **સૂર્ણી** નરેશપ્રતિબોધક, શાસ્ત્રૈદમ્પર્યબોધક, પૂ આગમોદ્ધારકશ્રીના પટ્ટપ્રભાવક પૂ **ગચ્છાધિપતિ આચાર્ય** ભગવંત, તથા વિવિધ સામગ્રી આપનાર પૂ૦ મુનિરાજશ્રી **ગુણસાગરજી** મ૦, મહત્ત્વના સૂચનો આપનાર પૂ૦ **ગણિવર્ય કંચનસાગરજી** મ૦, પ્રકાશનને સર્વાંગ સુંદર બનાવવામા પૂર્ણકાળજી સેવનાર તથા સંપાદનનું કાર્ય વ્યસ્થિત કરનાર પૂ૦ આગમોદ્ધારકશ્રીના શિષ્યરત્ન પૂ **મુનિરત્ન શ્રીસૂર્યોદયસાગરજી** મ૦ તથા પૂ આગમોદ્ધારકશ્રીવિનેયરત્ન શાસનપ્રભાવક શ્રીસિદ્ધચક્રારાધન તીર્થોદ્ધારક સ્વ૦ **આ. શ્રીચંદ્ર**

સાગરસૂરીશ્વરના શિષ્યરત્ન તપોમૂર્તિ, શાસનસુભટ, સમાધિ તત્પર પૂ ઉપાધ્યાયશ્રીધર્મસાગરજી મ૦ શિષ્ય મુનિશ્રી અભયસાગરજી મ૦, તેમજ આર્થિક સહાયતા માટે ઉપદેશ પ્રેરણા આપનાર તે તે મુનિ ભગવનો અને સાધ્વીજી મહારાજ આદિની ધર્મપ્રેમભરી કૃપાદષ્ટિ બદલ અમે અમારી જાતને ગૌરવ વતી લેખીએ છીએ

"આગમ જ્યોત" નુ કલાત્મક સુદર છાપકામ માટે પૂરતી કાળજી સેવનાર, નાદુરસ્ત તબિયતે પણ મુદ્રણ સબધી સઘળી જવાબદારીઓને નિસ્વાર્થભાવે અદા કરનાર ધર્મસ્નેહી પુણ્યાત્મા **શેઠશ્રી મારાભાઈ પોપટલાલ ગજરાવાળા** (નીલધારા એલિસ બ્રિજ અમદાવાદ-૬) ના ધર્મપ્રેમની જેટલી અનુમોદના કરીએ તેટલી થોડી છે

તેમની જાત દેખરેખ વિના છાપકામની ગૂચ અમારા પ્રકાશનના કાર્યમા અવરોધ રૂપજ બની રહેત એમ સ્વાનુભવથી જણાયુ છે

વળી "આગમ જ્યોત" નું વ્યવસ્થાતત્ર નિસ્વાર્થભાવે કાળજી જાતમહેનત અને તત્વરૂચીથી સભાળનાર **શ્રી આગમ જ્યોત કાર્યાલય મહેસાણાના સચાલક શ્રી કીર્તિકુમાર ફૂલચદ** મહેતા (દિલીપ નોવેલ્ટી સ્ટોર, મહેસાણા) ના ધર્મપ્રેમની ભૂરિ ભૂરિ અનુમોદના કરી કૃતાર્થતા અનુભવીએ છીએ

આ ઉપરાત "ઝાઝા હાથ રળિયામણા" ન્યાયે અમારા આ પુનિત કાર્યમા એક યા બીજી રીતે, પ્રત્યક્ષ કે પરોક્ષ સહયોગ આપનારા દરેક મહાનુભાવોના ધર્મસ્નેહની હાર્દિક અનુમોદના કરીએ છીએ

છેવટે પ્રસ્તુત પ્રકાશનમા જાણ્યે અજાણ્યે મતિમદતાથી કે છાપકામની વિચિત્રતાથી જિનાજ્ઞા-પરપરાથી વિરૂદ્ધ થઈપણ

આલેખાયુ હોય કે અશુદ્ધિયો રહેવા પામી હોય તે સઘળાનું ચતુર્વિધ શ્રીસંઘ સમક્ષ હાર્દિક મિ....ચ્છા ...મિ ...દુ....ક્કં... ડં.... માંગવા સાથે પ્રસ્તુત પ્રકાશનના આશયને સમજી–વિચારી પુણ્યવાન્ ભાવુક આત્માઓને તત્ત્વનિષ્ઠા કેળવી જીવનશુદ્ધિના રાજમાર્ગને અપનાવવામાં "આગમ જ્યોત" ખરેખર પથપ્રદર્શક બને એ અંતરની મંગળકામના.

વીર નિ. સં. ૨૪૯૪
વિ સ. ૨૦૨૪
માગ. સુ. ૧૦ સોમ
મુ કપડવંજ (જિ. ખેડા)

લી.
રમણલાલ જેચંદભાઈ
કાર્યવાહક
શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળા


આ ગ મ જ્યો ત
વર્ષ ૨ પુ૦
વિ ષ યા નુ ક્ર મ

## પુસ્તક ૨

## પુસ્તક ૪

## સાગરનાં મોતી

દરેક પુસ્તકના આવરણ પૃષ્ઠ ચોથા ઉપર

## પ્રાસંગિક સ્થલે સ્થલે મુકેલ ઉપયોગી સામગ્રી








| વર્ષ<br>૨ | केवलिपण्णत्त धम्म<br>सरण पवज्जामि | પુસ્તક<br>૧ |
|---|---|---|




## વિવેકચક્ષુનુ મહત્ત્વ

વાયરાની અનુકૂળતામા જ વહેતુ મૂકનારા પ્રાણીઓને પવનની ગતિને માપવાની ત્રુટિને અગે વારવાર અથડામણુ જ અનુભવવી પડે છે

આખાએ જગતના પ્રવાહ (વાયરા)નું નિરાબાધ અને સપૂર્ણ માપ કાઢનાર કોઈપણુ હોય તો એક સર્વજ્ઞ દેવ છે તેથી જ અતુલ બળને ધારણુ કરનારા ઇદ્રાદિ અનેક દેવો અને ચક્રવર્તી આદિની ઋદ્ધિ ધરાવનારા અનેક સાર્વભૌમોએ પણુ એ તારકના શરણુમા શિર ઝુકાવ્યા છે જેના બળ-બુદ્ધિની તો પરિસીમા જ નહોતી છતાએ તેમા તેને નહિ મુઝાવાનું અને એ તારકને જ તરણુતારણુ માનવાનો વિવેક જાગૃત રાખવાનું કારણુ તો એ જ હતું કે સારૂ-નરસું પારખનારા એમના વિવેક-ચક્ષુ મીંચાયેલા નહોતા

જડસ્વરૂપ ચર્મચક્ષુઓ કરતા વિનય-વિવેકરૂપ ચક્ષુની પ્રાપ્તિ બહુ દુર્લભ હોય છે

## 卐 "હું" એટલે.....! ! ! 卐

"× × × આખું જગત્ એક શબ્દ જાણે છે–માને છે. તેની પાછળ જન્મ–જન્માંતરથી તનતોડ મહેનત કરે છે, પણ તેના અર્થનો ખ્યાલ બહુધા કોઈ કરતું નથી. તે શબ્દ કયો ?....હું....! ! !

આનો અર્થ જો સાચો સમજાઇ જાય તો જન્મ–મરણની પરંપરા અટકી જાય....આને સમજવા માટે જ જ્ઞાનીઓએ વિવિધ શાસ્ત્રોની રચના કરી છે....

જગતના જીવોએ કંચન, કામિની, કુટુંબ અને કાયાના અંગે "હુ" શબ્દ જોડયો છે, આ ચાર થાંભલા ઉપર સંસારનો મહેલ ચણ્યો, પણ આ ચારે થાંભલા તો ભૂખરી માટીના છે, એ ન સમજવાથી જ આખું જગત્ ભુલાવામા છે....

પણ....ખરેખર તો "હું" એટલે "**જ્ઞાન–દર્શન–ચારિત્ર મય આત્મા**" છે.

આ વાત સમજી જવાય તો જન્મ–મરણની પરંપરા સદંતર બધ થઈ જાય."

—વિ૦ સં૦ ૨૦૦૦ પોષ સુદ ૬, વેજલપુર (પંચમહાલ)મા આપેલ પૂ૦ આગમોદ્ધારકશ્રીના પ્રવચનમાંથી સકલિત.



# 卐 આગમ રહસ્ય 卐

## દ્રવ્યનંદીરૂપી ત્રીજો ભેદ

( વર્ષ ૧ પુસ્તક ૧ થી ચાલુ )



### દ્રવ્યનિક્ષેપાના ભેદો–આગમ અને નોઆગમ

પરમોપકારી શાસ્ત્રકારોએ ભાવનિક્ષેપાના આગમ નોઆગમ રૂપે બે ભેદો જણાવ્યા છે, એટલે ભાવના ભૂત કે ભવિષ્યના કારણરૂપ દ્રવ્યનિક્ષેપામા પણ આગમ અને નોઆગમ ભેદ સગત લાગે છે, એટલે કે ભાવથી આગમના કારણ તરીકે દ્રવ્યઆગમ હોય અને ભાવનોઆગમના કારણ તરીકે દ્રવ્યનોઆગમ હોય તે સહેજે સમજી શકાય તેમ છે તેથી દ્રવ્યના આગમ અને નોઆગમ એવા ભેદો માનવા આવશ્યક હોઇ તે ભેદોના સ્વરૂપ તરફ હવે આપણે નજર કરીએ

### દ્રવ્યથી આગમ ભેદ શી રીતે ?

જોકે આગમશબ્દથી શ્રુતજ્ઞાન જ લેવાય છે અને તેથી જ્ઞાન તે દ્રવ્ય ન હોય અને દ્રવ્ય તે જ્ઞાન ન હોય, એટલે દ્રવ્યનો આગમ ભેદ ઘટી શકે નહિં પણ દ્રવ્યશબ્દનો અર્થ દ્રવ્યનિક્ષેપાના અધિકારમા ગુણપર્યાયવાળો હોય તે દ્રવ્ય કહેવાય એવો કરવામા આવતો નથી, પણ આગળ જણાવ્યા પ્રમાણે દ્રવ્યનિક્ષેપાના અધિકારમા દ્રવ્યશબ્દનો અર્થ માત્ર ભૂત અને ભવિષ્યનું કારણ જ લેવાય છે અને તેથી દ્રવ્યથી આગમનો ભેદ કહેવામા અડચણ આવતી નથી

### દ્રવ્યથી આગમનો ભેદ પહેલા કેમ ?

દ્રવ્યનિક્ષેપાના આગમ અને નોઆગમ બે ભેદમા પણ પહેલા આગમ નામનો ભેદ બતાવવાની જરૂર એટલી જ છે કે જેમ ભાવ નિક્ષેપામા તાત્વિક ભેદ નોઆગમનો છતા તેને સમજવા માટે આગમ

નામનો ભેદ સામાન્યથી જણાવવો જરૂરી હોઇ પહેલાં જણાવ્યા પછી નોઆગમ નામનો ભેદ જણાવાય છે, તે મુજબ દ્રવ્યનિક્ષેપો કે જે ભાવના કારણરૂપે છે તેના પણ આગમ ને નોઆગમમાં પહેલો આગમ નામનો ભેદ કહેવો વ્યાજબી છે.

વળી આગમ નામના ભેદનું સ્વરૂપ માલમ પડે પછી નોઆગમનું સ્વરૂપ જાણવું સહેલું પડે અને આગમનું સ્વરૂપ જાણ્યું હોય તોજ નોઆગમનું સ્વરૂપ જણાવતી વખતે નોશબ્દ સાથે હોવાથી આગમનો દેશથી કે સર્વથી નિષેધ કેવી રીતે લેવો? તે સમજી શકાય, માટે દ્રવ્યનિક્ષેપાના આગમ અને નોઆગમ ભેદમા પહેલો આગમભેદ લીધો છે તે વ્યાજબી જણાય છે.

## દ્રવ્યથી આગમનું સ્વરૂપ

ઉપર આગમશબ્દથી પાંચ જ્ઞાનોમાથી શ્રુતજ્ઞાનને લીધું છે અને શ્રુતજ્ઞાન તે વાચ્યપદાર્થને જણાવનારા નામોથી થતા વાચ્યના બોધ સ્વરૂપ છે. એટલે કે આગમના સ્વરૂપને અગે સામાન્ય રીતે વક્તાનો ઉપયોગ તે ભાવશ્રુત અને વક્તાનો શબ્દ તે દ્રવ્યશ્રુત ગણાય એ સ્વાભાવિક છે, અને તેથી દ્રવ્યશબ્દનો કારણ અર્થ કરીને ઉપયોગના કારણરૂપ શબ્દને માની દ્રવ્યના આગમ ભેદમાં શબ્દ આવે તેથી અનુપયોગી વક્તા તે આગમથી દ્રવ્યના ભેદમાં આવે, એટલે કે દ્રવ્યથકી આગમભેદ તે કહેવાય કે ઉપયોગરહિતપણે બોલવું.

વળી આગમરૂપ જ્ઞાનને અગે લબ્ધિ અને ઉપયોગ એ બે ભેદ હોઇ, લાંબા સાગરોપમના કાળ સુધી શક્તિનો ટકાવ હોવાથી જ્ઞાનની હયાતી સાગરોપમ સુધી હોય પણ ભાવનો ભેદ વિચારતાં ક્ષયોપશમને પ્રધાનપદ ન આપતાં ઉપયોગને જ પ્રધાનપદ આપવામાં આવે છે તેથી ભાવના આગમભેદની વખતે જાણનાર અને ઉપયોગવાળો ભાવઆગમ ગણાય એમ કહેવાય છે, કારણ કે સાગરોપમ સુધી શ્રુતજ્ઞાનનો ક્ષયોપશમ ટકવાથી જાણપણું તો સાગરોપમ સુધી હોય છે અને તેથી જાણવા માત્રથી જો આગમથી ભાવનિક્ષેપો

માનવામા આવે તો સાગરોપમ સુધી ભાવનિક્ષેપો માનવો પડે એટલુ જ નહિ પણ મતિઆદિ જ્ઞાનોના જે જે વિષયો છે તે બધાને અ ગે સાગરોપમ સુધી ભાવનિક્ષેપો માનવો પડે

તેથી લબ્ધિરૂપે જ્ઞાનવાળો એકલો જાણકાર પણ ઉપયોગરૂપે જ્ઞાનવાળો ન હોવાથી આગમથકી ભાવનિક્ષેપામા ગણાતો નથી આગમથકી ભાવનિક્ષેપો તેને જ ગણવામા આવે છે કે ક્ષાયોપશમિક લબ્ધિની અપેક્ષાએ જાણપણારૂપ આગમ હોય અને તે જાણેલી વસ્તુમા ભાવરૂપ ઉપયોગ હોય અર્થાત્ આગમની અપેક્ષાએ જાણપણું અને ભાવની અપેક્ષાએ ઉપયોગસહિતપણુ લઇને જાણકાર હોવા સાથે ઉપયોગવાળો હોય તેને જ આગમથકી ભાવનિક્ષેપો કહેવાય છે

## દ્રવ્યનિક્ષેપામા ઉપયોગશૂન્ય જ્ઞાનીની સ ગતિ

કદાચ કહેવામા આવે કે ઉપયોગવાળો હોય તે જરૂર જાણનાર હોય છે, તો પછી જાણવાવાળો અને ઉપયોગવાળો એમ બે કહેવાની જરૂર શી ? એકલુ ઉપયોગવાળો કહેવાથી જાણવાવાળો આવી જાય છે જોકે નયવિશેષની અપેક્ષાએ ઉપયોગ વિનાના મનુષ્યને જાણ કારજ માનવામા આવતો નથી અને તેથી જ નયવિશેષવાળા કહે છે કે જાણકાર અનુપયુક્ત હોય એ વાત બને જ નહિ પણ દ્રવ્યાર્થિક નયોની અપેક્ષાએ તો જાણકાર છતા પણ અનુપયોગી બને છે માટે બ ને પદની જરૂર છે

સામાન્યદૃષ્ટિએ ઉપયોગવાળા જેટલા હોય તેટલા બધા જાણકાર જ હોય એમ ગણી શકાય નહિ કેમકે જે જે મનુષ્ય જે જે વસ્તુનું જાણપણું કરવા માટે જ્યારે જ્યારે પ્રયત્ન કરે છે ત્યારે ત્યારે તે મનુષ્ય તે વસ્તુવિષયક ઉપયોગવાળો થાય છે પણ તે વસ્તુનું જાણપણું તો પહેલેથી હોય છે એટલે કે સામાન્ય દૃષ્ટિએ એમ કહી શકીએ કે જાણપણું છતા ઉપયોગસહિતપણું ન પણ હોય અને તેથી આગમથકી ભાવનિક્ષેપાના નિરૂપણમા જાણપણા સાથે ઉપયોગ સહિતપણું લેવાની જરૂર જ રહે

જ્યારે આગમથકી ભાવનિક્ષેપામાં જાણકાર હોવા સાથે ઉપયોગ સહિત મનુષ્ય આવે તો તેના કારણ તરીકે આગમથકી દ્રવ્ય-નિક્ષેપામા કયો પુરુષ લેવો તે હવે વિચારીએ.

## આગમથી દ્રવ્ય નિક્ષેપની સંગતિ

આગમથકી ભાવનિક્ષેપામાં ભાવશબ્દનો અર્થ ઉપયોગ કરેલો છે અને આગમશબ્દનો અર્થ જ્ઞાન કરેલો છે. તો જ્ઞાન અને ઉપયોગ બન્ને વસ્તુના કારણ તરીકે જે પદાર્થ હોય તેને આગમથકી દ્રવ્ય કહેવાય, તેમાં પણ ભાવશબ્દથી ઉપયોગ લીધેલો હોવાથી ઉપયોગના કારણરૂપ જે વસ્તુ હોય તેને આગમથી દ્રવ્ય કહેવું વ્યાજબી ગણાય, અને તેથી જ **अणुवओगो दव्वं** એમ કહી દ્રવ્ય-નિક્ષેપામાં ઉપયોગનો અભાવ જણાવે છે, પણ ઉપયોગનો અભાવ એ દ્રવ્યશબ્દનો અર્થ નથી. દ્રવ્યશબ્દથી તો ઉપયોગનુ કારણ લેવાની જરૂર છે અને ઉપયોગનું કારણ જ્ઞાન હોય એ સ્વાભાવિક છે પણ ઉપયોગ સિવાયનો અને જ્ઞાનવાળો મનુષ્ય જે આગમથકી દ્રવ્ય તરીકે ગણાય તેને જાણવાનું અસંભવિત નહિ તો મુશ્કેલ તો થાય જ.

શાસ્ત્રકારોએ આગમથકી દ્રવ્યના ભેદની વ્યાખ્યા કરતાં અનુ-પયોગી વક્તાને આગમથકી દ્રવ્યભેદ તરીકે જણાવ્યો છે, એટલે અનુપયોગપણુ હોવાથી ભાવરહિતપણું સમજાવ્યા છતાં જાણકારપણું જણાવવા માટે વક્તાપણુ લેવું પડ્યું, કેમકે જે જે મનુષ્ય જે જે પદાર્થને કહેનારો હોય તે તે મનુષ્ય તે તે પદાર્થને જાણનારો તો જરૂર હોય અર્થાત્ પદાર્થના કથનથી તેના આત્મામાં રહેલો તે પદાર્થનો ક્ષાયોપશમિકભાવથી રહેલો બોધ જાણી શકાય.

## આગમથી દ્રવ્ય નિક્ષેપનો શાસ્ત્રીય ઉપાય

તથા શાસ્ત્રના શબ્દોમા વિચાર કરીએ તો આખા શાસ્ત્રને જાણ-નારા અને ઉપયોગવાળા આગમથી ભાવઅધિકારમાં લેવાય તો આગમ-થકી દ્રવ્યઅધિકારમાં અનુપયોગથી આખા શાસ્ત્રને કહેનાર લેવા પડે, અને આગમથી જો ભાવઅધિકારમાં એકલા તે પદના અર્થને જ

લેવામા આવે તો તે પદમાત્રના અર્થને અનુપયોગથી બોલનારો આગમથી દ્રવ્યમા લેવો

શાસ્ત્રકાર મહારાજા શ્રી અનુયોગદ્વારસૂત્રમા આવશ્યકના અધિકારમા आवस्सपत्ति पयाहिगार આદિ કહીને તે તે પદનો અર્થ અને તે તે સૂત્રનો અર્થ જણાવે છે અર્થાત્ દ્રવ્યના આગમભેદમા ઉપયોગ તે તે વસ્તુનો કે પદાર્થનો નહીં, પણ ઉપયોગના કારણરૂપ જ્ઞાન તેનો સમજવો

## દ્રવ્યનદીનુ સ્વરૂપ

ઉપર પ્રમાણે દ્રવ્યઆગમનુ સ્વરૂપ જાણ્યા પછી હવે ચાલુ અધિકારમા જે નદીના નિક્ષેપા વિચારાય છે તેમા આગમથકી દ્રવ્ય નદી કોને કહેવાય તે વિચારીયે

શાસ્ત્રકારોની અપેક્ષાએ વાસ્તવિકનદી પાચ જ્ઞાનરૂપ છે, અને તેથી પાચ જ્ઞાનના સ્વરૂપને એટલે કે નદીઅધ્યયન આદિને અનુપયોગપણે કહેનારો આગમથકી દ્રવ્યનદી કહી શકાય, પણ લૌકિક અપેક્ષાએ ભભાઆદિ બાર પ્રકારના વાજીત્રો નદી રૂપ હોવાથી તે બાર પ્રકારના વાજીત્રના સ્વરૂપને અનુપયોગપણે કથન કરનાર મનુષ્યને પણ લૌકિક અપેક્ષાએ આગમથકી દ્રવ્યનદી કહી શકાય, કેમકે તે ભભાદિક બાર પ્રકારના વાજીત્રના સ્વરૂપને પણ તેજ કહી શકે કે જે તે વાજીત્રના સ્વરૂપને જાણનારો હોય, એટલે તે અપેક્ષાએ આગમથકી દ્રવ્યનદી કહેવામા અસગતિ નથી, તેમ જ એકલા નદીશબ્દના અર્થને અનુપયોગપણે કહેનારને પણ આગમથકી દ્રવ્યનદી કહી શકાય

લોકોત્તર દષ્ટિથી જ્ઞાનપચકનુ નિરૂપણ જેમ અપૂર્વ આનદનુ કારણ છે અને તેથી તેને ભાવનદી કહેવામા આવે છે તેવી રીતે લૌકિકદષ્ટિએ ભભાદિક બાર પ્રકારના વાજીત્રોનું એકીસાથે વાગવુ તે આબાલગોપાલને પરમ આનદનુ કારણ હોઇ તેને તાત્ત્વિકનદી ગણવામા આવે અને તેથી તેના સ્વરૂપને અનુપયોગપણે કહેનારો

દ્રવ્યવડી આગમનંદી લૌકિક અપેક્ષાએ ગણાય એમાં આશ્ચર્ય નથી.

## દ્રવ્યમાં નોઆગમભેદની તથા તેના પેટા ભેદોની જરૂર

કોઇપણ વસ્તુના નિક્ષેપા કરતાં તેના અભિધાનને અંગે નામનિક્ષેપ, આકારને અંગે સ્થાપનાનિક્ષેપ કર્યા પછી ભાવના કારણ તરીકે કે અપ્રધાનપણા તરીકે કે જાણતો હોય પણ અનુપયોગી હોય તે અપેક્ષાએ આગમથી દ્રવ્યનિક્ષેપ ને તે વસ્તુના સ્વરૂપને સમજનારો મનુષ્ય સ્પષ્ટપણે સમજી શકે છે.

પરંતુ ખુદ તે વસ્તુની અપેક્ષાએ જ્યારે દ્રવ્યપણાનો વિચાર કરીએ તો વસ્તુનું ભૂત અને ભવિષ્યનું સ્વરૂપ વિચારવું જોઇશે. તેમજ તે વસ્તુની ઉત્પત્તિ થવાનાં કારણો તપાસવાં જોઇએ અને જગતના તે રૂપે અને તે નામે કહેવાતા પદાર્થોનો વિચાર કરવો જોઇએ, અને તે સર્વ વિચાર દ્રવ્યથી નોઆગમના ભેદમાં જ કરી શકાય, કારણ કે પૂર્વકાળ અને ભવિષ્યકાળના જે પર્યાયો થયા હોય કે થવાના હોય તે પર્યાયોની વિદ્યમાનતા હોય તો તે પદાર્થને દ્રવ્યરૂપ ન ગણી શકીએ પણ ભાવરૂપ જ ગણવો પડે. અર્થાત્ દ્રવ્યપણાની વખતે ભૂત ભવિષ્યના પર્યાયો ન હોય પણ પૂર્વકાળે થઇ ગયા હોય કે ભવિષ્યકાળે થવાના હોય અને તેથી જ તેને દ્રવ્ય તરીકે કહેવું પડે.

આ ઉપરથી ભૂતકાળે થયેલા પર્યાયોની અપેક્ષાએ એક ભેદ અને ભવિષ્યકાળે થવાના પર્યાયોની અપેક્ષાએ બીજો ભેદ ગણીને શાસ્ત્રોમાં જણાવાયેલ જ્ઞશરીર ભવ્યશરીર તે ભેદોની સંગતિ જરૂર સમજાશે.

## દ્રવ્ય શબ્દના કારણ અર્થની સંગતિ

જે વસ્તુ જે પર્યાયના આવવાથી ભાવરૂપે ગણી શકાય છે તે વસ્તુ પૂર્વની વ્યાવહારિક અવસ્થાને છોડી દે અને વિવક્ષિત ભાવ-અવસ્થાને ન પામે તે વખતે તે વસ્તુને સામાન્ય દૃષ્ટિથી ભાવની સમીપતાની અપેક્ષાએ જ્યારે કારણ તરીકે માની દ્રવ્યપણે માનવી પડે તો તે વિવક્ષિત ભાવ સિવાયના બીજા પર્યાયો છતાં પણ

વ્યાવહારિક દૃષ્ટિએ તે ભાવની યોગ્યતા શરૂ થાય ત્યાથી કારણપણું માની દ્રવ્યપણું શા માટે ન માનવુ ?

આ રીતે વ્યાવહારિક યોગ્યતા સુધી પૂર્વકાળમા કારણતાની અપેક્ષાએ દ્રવ્યપણુ માનવામા આવે તો પછી વિવક્ષિત પર્યાયોનો નાશ થયો છતા પણ વ્યાવહારિક વસ્તુ કારણપણે વિદ્યમાન રહેતી હોય ત્યા પણ દ્રવ્યપણું માનવામા કોઇ જાતનો બાધ જણાતો નથી અને તેથી ભૂત અને ભવિષ્યમા જે અવસ્થા હોય તેને દ્રવ્ય તરીકે ગણી શકાય

## નોઆગમથી દ્રવ્યના ભેદમા જ્ઞ-ભવ્ય શરીરની મહત્તા

જોકે વર્તમાન ભવની અપેક્ષાએ શરીરનુ યોનિબહાર નીકળવું થાય તે વખતથી જ્યા સુધી તે શરીરવાળો વિવક્ષિત અવસ્થાને ન પામે ત્યા સુધી ભવિષ્ય પર્યાયની અપેક્ષાએ દ્રવ્ય તરીકે ગણી શકાય, પણ એટલી શારીરિક દૃષ્ટિ નહિ લેતા ભવના કારણ તરીકે તે તે ભવના આયુષ્યને વિવક્ષી આયુષ્યના બધને પણ દ્રવ્ય તરીકે લઇ પહેલાના ભવને તેમ જ તે તે ભવના આયુષ્યના બધને અને યાવત્ આયુષ્યવેદનના અભિમુખપણાને ભાવી ભવરૂપી પર્યાયની અપેક્ષાએ દ્રવ્યપણે લઇ એકભવિક, બદ્ધાયુષ્ક અને અભિમુખનામગોત્રપણાને પણ દ્રવ્યપણે ગણવામા વાધો નથી

છતા વ્યાવહારિક દૃષ્ટિએ આખા ભવમા રહેતો પર્યાય ભાવરૂપે ન લેવાય અને ભવના અમુક ભાગમા થવાવાળો પર્યાય લેવાય ત્યારે વર્ત્તમાન ભવમા કારણપણે પરિણમવાળા શરીરની અપેક્ષાએ જ દ્રવ્યપણું લેવું પડે અને તેથી જ શાસ્ત્રકારો **નોઆગમથી દ્રવ્ય-નિક્ષેપાના** ભેદો જણાવતા **શરીરપદને** આગળ કરે છે અર્થાત્ શરીર પદને આગળ કરીને જ શાસ્ત્રકારોએ જ્ઞશરીર અને ભવ્યશરીર એવા દ્રવ્યથકી નોઆગમના ભેદો જણાવ્યા છે તેથી વિવક્ષિત પર્યાયના જીવ, આયુષ્ય, ગતિ વિગેરે કારણો છે, પણ વ્યાવહારિક દૃષ્ટિ શરીરને આશ્રીને જ વધારે પ્રવર્ત્તતી હોવાથી શરીરની અપેક્ષાએ

નોઆગમ દ્રવ્યનિક્ષેપાનો વિચાર કરેલો જણાય છે.

**નોઆગમથી દ્રવ્યના ભેદમાં આત્મા ન લેતાં શરીર કેમ?**

નિક્ષેપા કરનારના અગર સાંભળનારના પરિણામની ઉન્નતિ માટે કે સમજણ માટે નિક્ષેપાની પ્રરૂપણા જરૂરી ગણાય અને તેમાં મુખ્ય ભાગ તે કરનાર અને સમજનારની બુદ્ધિ જ ભજવે છે, સામાન્ય રીતે નિક્ષેપા કરનાર કે સમજનાર વ્યાવહારિક સ્થિતિએ વધારે પ્રવર્તેલો હોય તેથી તેને વ્યાવહારિક સ્થિતિથી જ નિક્ષેપા કરવાનું કે સમજવાનું થાય તેથી જેમ **આગમથકી ભાવરૂપ** ઉપયોગનું કારણ જે જ્ઞાન તે અનુપયોગ છતાં આત્મામાં જ રહેલું હોય, તેમ **નો-આગમ ભાવમાં** લેવાતા પર્યાયોનું અનુભવન કરનાર આત્મા હોવાથી તેનું પણ મૂળ કારણ આત્મા હોવો જોઇએ, અને ભૂત અને ભવિષ્ય પર્યાયોના કારણ તરીકે ભૂત અને ભવિષ્ય કાળના પર્યાયમાં રહેલો આત્મા જ લેવો જોઇએ. છતાં એકલા આત્માથી વ્યવહાર ન કરતાં શાસ્ત્રકારોએ વ્યવહાર તરફ લક્ષ્ય રાખનારા નિક્ષેપા કરનાર અને સમજનારની અનુકૂળતાએ ભૂત–ભવિષ્યના પર્યાયવાળા આત્માની સાથે શરીરપદ આપી ભૂત ભવિષ્યની કારણતારૂપ દ્રવ્યપણું જણાવ્યું છે, અને તેથી જ **દ્રવ્યનિક્ષેપામાં નોઆગમથકી જ્ઞશરીર** અને **ભવ્યશરીર** એવા બે ભેદો **વ્યતિરિક્તની** સાથે રાખેલા છે.

વળી જ્ઞાન પર્યાયના કારણ તરીકે આત્માની માફક શરીર પણ જ્ઞાનોત્પત્તિને અંગે ઉપયોગી છે. છતાં વાસ્તવિક રીતિએ જ્ઞાન આત્માનો જ સ્વભાવ છે, કોઇપણ પ્રકારે જ્ઞાન એ શરીરનો સ્વભાવ થઇ શકતું નથી તેથી જ્ઞાનના પૂર્વાપર કારણ તરીકે આત્માને જ લેવો જોઇએ. છતાં જ્ઞાનોત્પત્તિની અપેક્ષાએ શરીર કારણ હોવાથી તેને મુખ્ય ગણવું. તેથી **નોઆગમ દ્રવ્યનિક્ષેપામાં જ્ઞશરીર** અને **ભવ્યશરીર** એવા શરીરની મુખ્યતાવાળા ભેદો લેવામાં આવ્યા.

**જ્ઞશરીર ભેદ પ્રથમ કેમ?**

ભૂત અને ભવિષ્યના કારણોને **નોઆગમ દ્રવ્ય** તરીકે સરખા

માન્યા છતા પણ ભૂતપર્યાયની અધિકતા ગણી તેને જ પ્રથમ સ્થાન આપ્યુ હોય તેમા આશ્ચર્ય નથી અને તેથી **જ્ઞશરીરનો** ભેદ દ્રવ્ય ચકી **નોઆગમ** પ્રવમ લેવામા સગતિ જણાય છે, ભૂતકાળનો પર્યાય જેણે જેણે જાણ્યો હોય તેને તેને તે પર્યાય ચાલ્યો ગયો હોય છતા તે પર્યાય વગરની પણ પૂર્વની શરીર અવસ્થા દેખીને પણ જે ભાવનો ઉલ્લાસ જાગે છે અને શીઘ્રતાએ જ્ઞાન થાય છે તે ભાવોલ્લાસ અને તેવુ જ્ઞાન ભવિષ્યમા થવાવાળા પર્યાયના કારણ તરીકે રહેલુ સજીવ શરીર હોય તોપણ થતું નથી એટલે કે તીર્થંકર મહારાજ, આચાર્યમહારાજ કે સાધુમહારાજની તાત્વિક દશાનો અનુભવ કરનાર પુણ્યાત્માનું શરીર આયુષ્યને ક્ષયે અચેતન થઇ ગયુ હોય તોપણ તેને જોઇને આરાધક જીવ અપૂર્વ ભાવોલ્લાસ મેળવે છે, અને તેથી જ તીર્થંકરાદિના કલેવરોની પણ દેવ, મનુષ્ય અને વિદ્યાધરો વિગેરે અપૂર્વ ભાવોલ્લાસથી ભક્તિ કરે છે

## જ્ઞશરીરની ઉપાદેયતા

તત્ત્વદૃષ્ટિએ વિચાર કરીએ તો ઉપકારની અપેક્ષાએ પૂજ્ય પુરુષોનું સ્મરણ કરી આરાધન કરનારને ઉપકારી પુરુષના સચેતન, અચેતન પણામા કંઇપણ ફરક હોતો નથી, અને તેથી જ તીર્થંકર મહારાજ વિગેરેની સચેતન અવસ્થામા જેવી દર્શનીયતા, પૂજ્યતા અને આરાધ્યતા હોય છે તેવી જ દર્શનીયતા, પૂજ્યતા અને આરાધ્યતા મહાપુરુષોની અચેતન અવસ્થામા પણ હોય છે આજ કારણથી સમવસરણમા પણ બારે પર્ષદાની વ્યવસ્થા ચારે ખુણામા બરોબર થઇ શકે છે જો એમ ન હોય તો પૂર્વ દિશા સન્મુખ જ તીર્થ કરનુ બેસવું થાય છે એમ જાણનારા અને દેખનારા જીવો નૈઋત્ય અને વાયવ્ય ખુણામા કોઈપણ પ્રકારે બેસી શકે નહિ

અન્ય પુદ્ગલથી નિષ્પન્ન થયેલ એવુ પ્રતિબિંબ જ્યારે મૂળ પર્યાયવાળી વસ્તુની માફક દર્શનીય, પૂજ્ય અને આરાધ્ય હોય તો પછી મહાપુરુષના ગુણોને લીધે દશ્યપણે જે શરીરની સેવા, ભક્તિ

કરી હોય તે શરીર ચેતનારહિત થાય તોપણ તેમાં દર્શનીયતા આદિ ન રહે એમ કેમ માની શકાય ? કેમકે જ્ઞાનાદિક ગુણો આત્મામાં રહેવાવાળા છતાં તે જ્ઞાનાદિક ગુણોવાળો આત્મા કથંચિત્ અભેદપણે શરીરમાં રહેલો હોવાથી જ્યારે જ્યારે ગુણવાન્ આત્માને જોવાનો અને ઓળખવાનો પ્રસંગ પડ્યો ત્યારે ત્યારે તે શરીર દ્વારાએ જ તે આત્માને દેખ્યો, માન્યો, આરાધ્યો હતો. એટલે આત્માની સ્વતંત્ર આરાધના કોઇ દિવસ કોઇ ભક્તથી થતી નથી. જે કોઇપણ જ્ઞાનાદિયુક્તપણાને લીધે આરાધના થાય છે તે જ્ઞાનાદિવાળા આત્માના આધારભૂત શરીરદ્વારાએ થાય છે, અને તેથી જ ગુણવાન્ આત્માના ગુણોનું સ્મરણ, બહુમાન વિગેરે શરીર દર્શન દ્વારાએ જ કરી શકાય અને કરેલું હોય છે.

## જ્ઞશરીરની પૂજ્યતાના કારણો

વાસ્તવિક રીતિએ ગુણવાનોના ગુણો આરાધક જીવને જેટલે અંશે કલ્યાણ કરનારા છે તેના કરતાં અધિક અંશે તે ગુણોનું જ્ઞાન, સ્મરણ અને બહુમાન કલ્યાણ કરનારૂં નિવડે છે, તેથી ગુણવાન-આત્માના આધારભૂત શરીરને જોવાથી તે ભાગ્યશાળી આત્માના જ્ઞાનાદિક ગુણોનું સ્મરણાદિ થઇ આરાધક બને તેમા આશ્ચર્ય નથી, અર્થાત્ સચેતન એવા આરાધ્ય પુરુષના દર્શનાદિથી તેના સમ્યગ્-દર્શનાદિ ગુણોનું જેમ સ્મરણ-બહુમાનાદિ દ્વારા આરાધકપણું થાય છે તેવી જ રીતે ચેતનારહિત પણ મહાપુરુષોના શરીરને દેખવાથી તેમના સમ્યગ્દર્શનઆદિ ગુણોનું સ્મરણ-બહુમાનાદિ થાય અને તેથી કલ્યાણ સાધનારો મનુષ્ય તેવા કલેવરને પણ આરાધ્ય ગણે તેમાં આશ્ચર્ય નથી. પરમાર્થથી જ્ઞાનાદિ ગુણોના બહુમાન-આદિથી કલ્યાણની પ્રાપ્તિ થાય છે, અને તે આરાધક આત્માના પરિણામને આશ્રીને બને છે, અને આવી ઉચ્ચ શુભ પરિણામ ધારા ચેતનાવાળા મહાપુરુષના શરીરને દેખીને કે ચેતના વગરના શરીરને દેખીને જ ઉપજે છે એમ નહિ પણ સચેતન કે અચેતન એ બેમાંથી એકે પ્રકારનું શરીર દેખવામાં ન આવે અને અન્ય કોઇપણ કારણથી

આરાધવા લાયક ગુણોનુ સ્મરણાદિ થાય તોપણ આરાધના બની શકે છે, પણ આલબન વિના જેમ પ્રાથમિક દશામા ધ્યાનની ધારા થઇ શકતી નથી તેમ સામાન્ય પુરુષોને સચેતન કે અચેતન શરીર જેવા આલબન સિવાય આરાધવા લાયક ગુણોનુ જ્ઞાન, સ્મરણ અને આરાધનાદિ બની શકતા નથી માટે સચેતન કે અચેતન બને પ્રકારના મહાપુરુષના શરીરો સમ્યગ્દર્શનાદિની પ્રાપ્તિ, નિર્મળતા વિગેરેમા આલબનરૂપ બને છે, અને તેથી આરાધ્યતમ મહાપુરુષના અચેતન પણ શરીરને દેખીને તેઓના સમ્યગ્દર્શનાદિ ગુણો યાદ આવતા તે અચેતન શરીર તરફ પણ કારણતાની બુદ્ધિએ **નોઆગમ દ્રવ્યનિક્ષેપાને** અનુસરતી પૂજ્યભાવના ઉપજે તે અનુભવ સિદ્ધ છે

## જ્ઞશરીર આરોપિતપણાથી અપૂજ્ય નથી

મહાપુરુષની કરવામા આવેલી સ્થાપનામા મહાપુરુષના ગુણોનુ આરોપણ હોય છે તેવી જ રીતે મહાપુરુષના અચેતન શરીરમા પણ આરાધ્ય પુરુષના આરાધ્ય ગુણોનું આરોપણ થાય તે સ્વાભાવિક છે ફક્ત ફેર એટલો જ છે કે સ્થાપનામા આકૃતિ સામ્યને લઇ આરાધ્ય ગુણોનો આરોપ થાય છે અને **દ્રવ્યનિક્ષેપાના નોઆગમ** ભેદ તરીકે **અચેતન શરીરમા** કારણપણાને લીધે આરોપ કરી તે તે ગુણોનુ સ્મરણાદિ થાય છે

કોઇપણ મનુષ્યની સ્થાપનામા કે **જ્ઞશરીર** નામના **દ્રવ્યથી નોઆગમના** ભેદમા આરાધ્ય પુરુષનો સર્વથા અભેદપણે ધારણા હોતી નથી, અને તેથીજ અદેવમા દેવસજ્ઞાની અને અજીવમા જીવસજ્ઞાની કલ્પનાનો દોષ નથી, તેથી અદેવને દેવ માનવાનો અને અજીવને જીવ માનવાનો પ્રસગ આવી મિથ્યાત્વ લાગવાનો પણ અશે પણ સભવ નથી કારણ કે આરોપ કરનાર મનુષ્ય બનેનુ સ્વરૂપ લક્ષમા રાખી હેતુ અને પ્રયોજનને અગે જ આરોપ કરે છે

## આરોપના ભેદ

આરોપ બે પ્રકારના હોય છે એક આરોપ ભ્રમ ઉત્પન્ન કરી

જ્ઞાતાને અવળે માર્ગે દોરે છે. જેમ છીપને ચાંદીપણે જાણી જે પ્રવૃત્તિ થાય છે તે જ્ઞાતાને છીપને જ ચાંદી તરીકે મનાવી મિથ્યા બુદ્ધિ કરાવે છે અને બીજો આરોપ મિથ્યા બુદ્ધિ ઉત્પન્ન કરતો નથી, પણ જ્ઞાતાને ઇષ્ટ–સિદ્ધિના રસ્તામાં જોડે છે. આ આરોપના જ પેટા ભેદરૂપે કાર્યમાં કારણનો આરોપ, કારણમાં કાર્યનો આરોપ વિગેરે અનેક પ્રકારના આરોપો થાય છે.

## જ્ઞશરીરમાં આરોપિતપણું નથી

અહીં **દ્રવ્યનિક્ષેપાના** અધિકારમાં વાસ્તવિક રીતિએ તો **દ્રવ્યનિક્ષેપો** માનવાથી આરોપ નથી. આરોપ તો ત્યારે થાત કે મહાપુરુષના વિશિષ્ટ જ્ઞાનાદિ ગુણયુક્તપણે માનત અને જો તેવી રીતે આરોપ કરીને જ માત્ર તે મહાપુરુષના શરીરને જ્ઞાનાદિયુક્ત માનવામાં આવે તો તે **ભાવનિક્ષેપામાં** જ જાય પણ નિક્ષેપો કરનાર મનુષ્ય સ્પષ્ટપણે તે મહાપુરુષના શરીરને મહાપુરુષના જ્ઞાનાદિકની ઉત્પત્તિનું કારણ માનીને **નોઆગમથકી જ્ઞશરીર** નામનો દ્રવ્યભેદ માને છે. અગર મહાપુરુષની **સ્થાપના** માને છે.

નિક્ષેપાની રચના જાણ્યા પછી ભક્તિની તીવ્રતાવાળો મનુષ્ય તે કારણભૂત શરીરની કે તેના આકારની મહત્તા ધ્યાનમા લે ત્યારે તે સ્થાપનાને તથા તે શરીરને આરાધવા તત્પર થાય છે. તે વખતે આરાધના કરનારો તે સ્થાપનાને અચેતન શરીરમાં તે તે મહાપુરુષનો આરોપ જરૂર કરે છે અને તેથી જ **શ્રી રાયપસેણી** વિગેરેમાં ભગવાનની પ્રતિમાની પૂજાના અધિકારમાં **'धूवं दाऊण जिणवरिंदाणं'** એમ કહી આરાધક પુરુષે સ્થાપનાજીનામાં પણ સાક્ષાત્ જિનપણાનો આરોપ કરેલો સૂચવ્યો છે અને **જબૂદીવ પન્નતિ** વિગેરેમા કાળધર્મ પામેલા જિનેશ્વર મહારાજના શરીરની શુશ્રૂષાને જિનભક્તિ તરીકે જે જણાવવામા આવેલ છે તે પણ આરાધક પુરુષોની આરોપબુદ્ધિ ધ્વનિત કરે છે, અર્થાત્ આરોપ કરે ત્યારે સ્થાપના અને **જ્ઞશરીર** બને ભાવરૂપ થાય છે અને આરોપ ન કરે ત્યારે તે સ્થાપનાને **જ્ઞશરીર** નામનો દ્રવ્યભેદ રહે છે.

આ બધી હકીકત વિચારતા ભાવ તરીકે વિવક્ષિત વસ્તુના કારણ તરીકે ગણાતા **દ્રવ્યનિક્ષેપામા** ચેતના રહિત હોવાથી તે ભાવ વસ્તુને જાણનારના શરીર ને **જ્ઞશરીર** કહેવામા આવે છે તે ઉપયોગી છે એમ સ્પષ્ટ માલમ પડે છે

## જ્ઞશરીરને પહેલુ લેવાનુ કારણ

જોકે જ્ઞ એટલે જાણકારનુ **શરીર** ચેતનારહિત છે અને કોઇપણ પ્રકારના સમ્યગ્દર્શનાદિ ગુણે તે શરીરમા હોતા નથી અને તેથી આરોપની અપેક્ષાએ કે કારણની અપેક્ષાએ તેને નિક્ષેપામા ઉપયોગી તરીકે ગણવામા આવે છે તોપણ ગુણસ્મરણ કરીને આરાધના કરનાર મનુષ્યને પરિચિત શરીર જોવાથી ગુણવાન્ પુરુષ વિદ્યમાન હોય અને જેવી ભાવના આવે તેવી જ ભાવના ઉપજવાની સાથે અનિત્ય ભાવ અને આશ્ચર્યભાવની અનુભૂતિ થાય છે એટલુ જ નહિ પણ જે સ્થાને તે મહાપુરુષનું શરીર રહ્યું હોય છે તે સ્થાનને પણ આરાધમ્પુરુષો પૂજ્ય તરીકે ગણે છે એ જ કારણથી જ્યા તીર્થંકરાદિ મહાપુરુષો મોક્ષે જતા શરીરને છોડી ગયા હોય છે, તે શિલા પહાડ આદિ સ્થાનોને પણ શાસ્ત્રકારો સિદ્ધશિલાતલ તરીકે ગણે છે

શાસ્ત્રોને જાણનાર હરેક કોઇ સમજી શકે છે કે યથાર્થ આરોપ રહિતપણે સિદ્ધશિલા તીર્ચ્છા લોકથી કઇંક ન્યૂન સાતરાજ ઉર્ધ્વલોકમા છે, તેથી તે સિદ્ધશિલાનો સભવ તિર્યંક્લોકમા કોઈપણ પ્રકારે બની શકે તેમ નથી, તેથી સિદ્ધશિલાનો તિર્યંક્લોકમા સભવ નથી તો પછી સિદ્ધશિલા ઉપર અણશણ કરી સાધુનુ આરાધકપણું તો સભવે જ ક્યાથી ? અને આરાધક સાધુનો સદ્ભાવ તિર્યંક્લોક અને અઢી દ્વીપ સિવાય બને જ નહિ, તો પછી સિદ્ધશિલાતલમા રહેલા આરાધક સાધુના નિર્જીવ શરીરને દેખવાનુ અને તેને લીધે ભાવના, અનુકપા અને આશ્ચર્ય ઉત્પન્ન થવાનુ થાય જ ક્યાથી ?

શાસ્ત્રકારોએ તો **શ્રી અનુયોગદ્વારસૂત્રમા** "સિદ્ધશિલાતલમા રહેલા આરાધક મહાત્માના શરીરને દેખવાથી ભક્તિ, અનુકપા અને

આશ્ચર્ય થાય" એમ સ્પષ્ટપણે જણાવેલું છે. અર્થાત્ આરાધક પુરુષની મહત્તાને અંગે તેના નિર્જીવ શરીરની પણ ઘણી જ ઉંચી કીંમત દર્શાવી છે, તેમ જ જે સ્થાને તેઓએ શરીર છોડયું તે સ્થાનની પણ અનહદ કિંમત જણાવી છે.

### જ્ઞશરીર કરતાં ભવ્ય શરીરની આરાધ્યતા ઓછી

આ હકીકત વિચારતાં સુજ્ઞ મનુષ્યો જ્ઞશરીરની જગતના જીવોએ અને શાસ્ત્રકારોએ કેટલી મહત્તા આંકી છે તે સ્પષ્ટપણે સમજી શકશે. જોકે જ્ઞશરીરને પહેલું સ્થાન આપીએ તે કરતાં ભવ્યશરીરને પહેલું સ્થાન આપવું એ બાહ્યદૃષ્ટિએ ઘણુ વ્યાજબી લાગશે, કારણ કે ભવ્યશરીરમા ચૈતન્યાદિક ગુણો યાવત્ કોઈ કોઇ આત્મામાં તો સમ્યગ્દર્શન અને અવધિજ્ઞાનાદિમાંના મહત્તમ ગુણો પણ હોય છે. છતાં જ્ઞશરીર જેવું પહેલું સ્થાન ભવ્યશરીરને કેમ ન હોય? આ શંકા સહેજે ઉભી થાય તેમ છે પણ જ્ઞશરીરની મહત્તા જગતના દરેક અનુભવી આબાળગોપાળ સમજી શકે છે, ત્યારે ભવ્ય શરીરની મહત્તા અવધિઆદિક અતિશય જ્ઞાનવાળા સમજી શકે છે. શાસ્ત્રોમાં પણ જ્ઞશરીરપણે તીર્થંકર, ગણધરમહારાજ વિગેરેના નિર્જીવ શરીરોની આરાધના જેવી સ્થાને સ્થાને જોવામાં આવે છે તેવી કે તેનાથી ઘણા ઓછા અંશે પણ ભવ્યશરીરની આરાધના જોવામાં આવતી નથી.

### ભવ્ય શરીરની અલ્પાંશે આરાધ્યતા

વિચારવા જેવું છે કે **ઋષભદેવ ભગવાને ભરત ચક્રવર્તીના** પ્રશ્નના ઉત્તરમાં **મરીચિ-પરિવ્રાજકને ભગવાન્ મહાવીર મહારાજરૂપે** ભવિષ્યના ચરમ તીર્થંકર તરીકે જણાવ્યા છતાં કેવળ **ભરત મહારાજા** સિવાય કોઇપણ જીવે **મરીચિને** વંદન કર્યું નહિ અને તે **ભરત મહારાજે** તે અવસ્થામાં **મરીચિને** કરેલું વંદન પણ **મરીચિની** તે અવસ્થાની અપેક્ષાએ પણ સંપૂર્ણ તિરસ્કારવાળુ હતું; કેમકે **ભરત મહારાજે મરીચિને** સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું હતું

કે " હુ તારા પરિવ્રાજકપણાને કે આ જન્મને વાદતો નથી પણ ચરમ તીર્થંકર ભગવાન્ મહાવીરપણે તુ થઇશ તેથી જ હુ વાદુ છુ "

આ વસ્તુમા પરિવ્રાજકપણું અને તે જન્મને અવદનીય ગણાવી દીધા તે **મરીચિની** અપેક્ષાએ તિરસ્કારનું સ્થાન ઓછુ ગણાય નહિ એવી જ રીતે **શ્રેણિક મહારાજને** ભવિષ્યની ચોવીશીના પહેલા **પદ્મનાભ** નામના તીર્થંકરપણે થવાના સકળસંઘે જાણ્યા છતા કોઇ પણ સુજ્ઞપુરુષે **શ્રેણિક મહારાજને** દ્રવ્યતીર્થંકરપણે વદન કર્યું હોય તેમ શાસ્ત્રોમા જણાવ્યુ નથી વળી **ભગવાન્ નેમનાથજી** મહારાજે **શ્રી કૃષ્ણ મહારાજને** આવતી ચોવીશીમા તીર્થંકર થવાના છે તેમ જણાવ્યા છતા પર્ષદામાથી કોઇ પણ વિવેકી કે મમ્યગ્દૃષ્ટિએ તેઓને વદન કર્યું નથી

આ બધા દષ્ટાતો વિચારતા સ્પષ્ટપણે સમજાશે કે શાસ્ત્રકારો અને તેને અનુસરનારાઓ અતીત કાળના પર્યાયને આશ્રીને જેવી મહત્તા અને પૂજ્યતા માને છે તેવી મહત્તા અને પૂજ્યતા ભવિષ્યના પર્યાયની અપેક્ષાએ માનતા નથી જોકે ઉપર જણાવેલા દષ્ટાતો અન્ય અન્ય ભવોની અપેક્ષાએ, ભવિષ્યના પર્યાયની અપેક્ષાએ દ્રવ્યનિક્ષેપામા આવે અને તેમા સર્વ સાધારણ પૂજ્યતાઆદિ ન હોય તોપણ ખુદ તીર્થંકર, ગણધર મહારાજાદિના ભવોમા પણ તીર્થંકર, ગણધર મહારાજ આદિની જન્મથી આરાધ્યતા ગતતીર્થના ચતુર્વિધ સઘમાથી કોઇ પણ ગણતો નથી કોઇ પણ શ્રમણ કે શ્રમણીએ રાજ્યાવસ્થામા કે બીજી કોઇ પણ છદ્મસ્થ અવસ્થામા ભગવાન્ તીર્થંકર વિગેરેને તીર્થંકર વિગેરેપણે વાદેલા નથી

જોકે તીર્થંકરના દીક્ષામહોત્સવની વખતે પહેલાના તીર્થંકરોના સાધુઓ તે તે સ્થાને આવેલા હોય છે અને **ભગવાન્ મહાવીર મહારાજા** વિગેરેની છદ્મસ્થ ચર્યામા અનેક સ્થાને પૂર્વના તીર્થંકરના સાધુઓનો સમાગમ થયેલો છે છતા પણ કોઇપણ પૂર્વ તીર્થંકરના તીર્થવાળા સાધુએ **ભગવાન્ મહાવીર** મહારાજ આદિને વદન કર્યું હોય તેમ શાસ્ત્રકારો જણાવતા નથી આ ઉપરથી પણ સ્પષ્ટ

થશે કે ભવિષ્ય પર્યાયની મહત્તા અતીત પર્યાયના જેટલી ગણવામાં આવેલી નથી.

વળી કેટલેક સ્થાને તો પાર્શ્વનાથજી મહારાજના સાધુઓએ **ગોશાળાદિકને** અંગે **ભગવાન્ મહાવીર મહારાજની** વચનથી અવજ્ઞા પણ કરી છે છતાં શાસ્ત્રકારોએ તે અવજ્ઞાને તેવી દૂષિત ઠરાવી નથી કે જેવી કે **ભગવાન્ મહાવીર મહારાજના** મોક્ષે જતાં મેલેલા નિર્જીવ શરીરની અવજ્ઞા દૂષિત ગણાય.

આ બધી હકીકતથી સ્પષ્ટ થશે કે **જ્ઞશરીર** કરતાં **ભવ્યશરીરની** આરાધ્યતા ઓછી ગણવામાં આવી છે અગર તેવી આરાધના કરવાનો ઉદ્દેશ રાખવામા આવ્યો નથી.

### ભવ્ય શરીરની આરાધ્યતાનો વિચાર

જો કે દરેક ચોવીશીના પહેલા તીર્થંકરની વખતે **ચતુર્વિંશતિ-સ્તવ** બોલતાં ત્રેવીશ તીર્થંકરોની આરાધના તેઓના ભવિષ્યના પર્યાયની અપેક્ષાએ જ છે તેમ જ દરેક તીર્થંકરના શાસનમાં તીર્થંકર ભગવાનના મોક્ષે ગયા પછી સર્વ તીર્થંકરોની આરાધના દ્રવ્યરૂપે જ છે અને ભવિષ્યની ચોવીશીના તીર્થંકરોની આરાધના પણ સહસ્રકૂટાદિ અને મહાપ્રતિષ્ઠાદિમાં સ્થાને સ્થાને થાય છે અને તેમાં ઘણો ભાગ ભવિષ્યપર્યાયની અપેક્ષાએ જ હોય છે તોપણ તે સર્વ આરાધના વર્તમાન પર્યાયની અપેક્ષાએ નથી એટલું જ નહિ પણ વર્તમાનપર્યાયોની નિરપેક્ષતા રાખી તેનાથી શૂન્ય કેવળ ભવિષ્યના ઉત્તમ પર્યાયોની અપેક્ષાએ જ તે તે આરાધના થાય છે પણ અત્રે તો **ભવ્યશરીર** નામના **દ્રવ્યનિક્ષેપાના** ભેદમાં વર્તમાનપર્યાયથી નિરપેક્ષપણું ન રાખતાં તેજ વર્તમાન પર્યાયને આગળ કરીને ભવિષ્યના પર્યાયની અપેક્ષાએ **ભવ્યશરીર દ્રવ્યનિક્ષેપો** માનવામાં આવેલો છે. યાદ આપવાની જરૂર નથી કે કારણમાં **કાર્યનો** ઉપચાર કરવાથી જે આરાધના કરાય તે **જ્ઞશરીર**[illegible]ની આરાધનાની માફક ભાવઆરાધના જ ગણાય. **દ્રવ્ય**

આરાધના તો કાર્ય અવસ્થાનો આરોપ કર્યા સિવાય કેવળ કારણ અવસ્થાની અપેક્ષાએ રહેલી દ્રવ્યતાને ઉદ્દેશીને જ છે

**જીવ નહિ લેતા ભવ્યશરીર લેવાનું કારણ**

જોકે જ્ઞશરીર નામના **નોઆગમ થી દ્રવ્યનિક્ષેપાના** ભેદમા મહાપુરુષનું શરીર નિર્જીવ હોવાથી શરીરપ્રધાનતાએ નિક્ષેપો કર્યા સિવાય છૂટકો ન હતો, પણ ભવિષ્યના તે જન્મના પર્યાયના અપેક્ષાએ કરાતા **ભવ્યશરીરરૂપી નોઆગમ દ્રવ્યનિક્ષેપામા** શરીરની નિર્જીવતા ન હોવાથી તેમ જ ભવિષ્યના પર્યાયના કારણપણે પરિણમનારો ભવ્યશરીરપણે ગણાતા શરીરનો અધિષ્ઠાયક આત્મા હોવાથી **ભવ્યશરીરના** નામે નિક્ષેપો કરવા કરતા ભવ્ય આત્માના નામે નિક્ષેપો કરવો તે સ્થૂલ દૃષ્ટિએ વ્યાજબી ગણાય

ભવિષ્યના પર્યાયની વખતે શરીરપણે પરિણમનારા પુદ્ગલનુ ભવ્યશરીરપણુ જો તેઓને જીવે ગ્રહણ કરેલા ન હોત તો કોઈ સ્થાને કહેવામા આવ્યુ ન હોત માટે **ભવ્યશરીર** નામનો **નોઆગમ** દ્રવ્યભેદ કરવા કરતા બીજો જ કોઇ ભવ્ય પર્યાય ભવ્ય આત્મા ભવ્યાવસ્થા એવો બીજો જ ભેદ કરવો જોઇએ, પણ આત્મા વિદ્યમાન છતા તે આત્માને ભવ્યશરીર ભેદમા ન લેતા તેના શરીરની મુખ્યતાની અપેક્ષાએ **ભવ્યશરીર** નામનો ભેદ કરનો તે કેમ ઉચિત ગણાય?

આ વસ્તુના સમાધાનમા એટલુ જ કહી શકાય કે જેમ ભૂતકાળના સમ્યગ્દર્શનાદિક વિશિષ્ટ પર્યાયોનું કારણ તે તે મહાપુરુષોના આત્મામા છતા **જ્ઞશરીર** નામના **નોઆગમ** ભેદના **દ્રવ્યનિક્ષેપામા** વ્યાવહારિક દૃષ્ટિને આગળ કરી વાસ્તવિક અને અતરગ કારણ આત્માને મુખ્ય ન ગણતા તે પર્યાયના કારણભૂત શરીરને જ મુખ્ય ગણ્યું છે તેવી રીતે અહીં **ભવ્યશરીર** નામના **નોઆગમ દ્રવ્યનિક્ષેપામા** પણ વ્યાવહારિક દૃષ્ટિથી શરીરને જ મુખ્યપદ આપવામા આવેલ છે અને ખરૂ તેમજ અતરગ કારણ એવો આત્મા તેને ગૌણપદ આપી **ભવ્યશરીર દ્રવ્યનિક્ષેપો** શરીરની અપેક્ષાએ જ નિક્ષેપો જણાવ્યો છે

## પ્રભુની પ્રતિમા જડ છે એમ કહી અનાદર કરનારાઓને ચેતવણી.

કેટલાક લોકો ભગવાન્ જિનેશ્વર મહારાજની પ્રતિમાને શાંતમુદ્રા આદિ ગુણો સહિત છતાં પણ માત્ર અચેતનપણાને લીધે માનતા નથી. તેઓએ ઉપર જણાવેલા **જ્ઞશરીર** નામના **નોઆગમ દ્રવ્ય-નિક્ષેપાનો** વિચાર કરવાની જરૂર છે.

ભગવાનની પ્રતિમાને અચેતન એટલે નિર્જીવપણાને લીધે નહિ માનનારાઓ કાળધર્મ પામેલા તીર્થંકર, ગણધર મહારાજાઓના નિર્જીવ શરીરનો સંસ્કાર જે શાસ્ત્રોમાં ભક્તિપૂર્વકનો સ્પષ્ટ અક્ષરે જણાવેલો છે તે ધ્યાનમાં કેમ નહિ લેતા હોય?

વળી પોતાના આચાર્યાદિક જ્યારે કાળધર્મ પામે ત્યારે તેમના નિર્જીવ શરીરને ઇતર મનુષ્યોના નિર્જીવ શરીરની માફક જ તેઓ કે તેમના મતને અનુસરવાવાળા કોઇ દિવસ ગણે છે ખરા? તેઓની જ પ્રવૃત્તિ એવી છે કે કાળધર્મ પામેલા મુનિના નિર્જીવ શરીરના દર્શન કરવા સંખ્યાબંધ લોકો આવે છે, એટલું જ નહિ પણ એ નિર્જીવ શરીરની દહનક્રિયા કરવા પહેલા તે નિર્જીવ શરીરને સુંદર માડવી વિગેરેની રચના કરી તેમા બિરાજમાન કરે છે અને વાજા-ગાજાની સાથે **'જયજયનંદા-જયજયભદ્દા'** સરખા ઉત્તમ ગુણવાન્ મનુષ્યને યોગ્ય એવા સંબોધનો પગલે પગલે બોલવાપૂર્વક મોટા મહોચ્છવ સાથે શહેરના મુખ્ય સ્થાનોમાં ફેરવે છે, અને ઉત્તમ મનુષ્યોને લાયક એવા ઘી અને ચંદનાદિથી સસ્કાર કરી તે નિર્જીવ શરીરની દહનક્રિયા કાળધર્મ પામેલા મહાત્માના ગુણોને અનુસરી કરે છે.

આ મુજબ નિર્જીવ શરીરની જણાવેલી સત્કારક્રિયામા **જ્ઞશરીર દ્રવ્યનિક્ષેપાનું** કેટલું પ્રાબલ્ય છે? તે એટલા જ ઉપરથી સમજાશે કે કાળ કરનાર મહાપુરુષ આચાર્ય, ઉપાધ્યાય કે સામાન્ય મુનિપણું આદિ સ્થિતિમાં હોય તે આચાર્યાદિક સ્થિતિને અનુસરીને જ ઉત્તમ કે મધ્યમ સંસ્કાર કરવામાં આવે છે.

## શાસ્ત્રીય દષ્ટાંતોથી જ્ઞશરીરનુ મહત્ત્વ

શાસ્ત્રકારો પણ તીર્થંકર ભગવાન્ અને ગણધર ભગવાન્ અને સામાન્ય અણુગારની પણ ચિતાઓ જુદી જુદી કહે છે અને તેઓની ચિતામાનો અગ્નિ પણ ઉચા નબરની ચિતામાથી નીચા નબરમા સક્રમી શકે, પણ નીચા નબરની ચિતાનો અગ્નિ પણ બીજી ચિતાઓના અગ્નિમા ન સક્રમી શકે એમ જણાવી જ્ઞશરીરની મહત્તાને અગે તેઓની ચિતાના અગ્નિની પણ કેટલી બધી મહત્તા જણાવે છે? તે વિચારવા જેવુ છે નિર્જીવપણાને લીધે જેઓ પ્રતિમાજીની ભક્તિને દૂર કરાવે છે તેઓએ નિર્જીવ શરીરને અગે થતી પોતાની જ પ્રવૃત્તિ અને તેને અગે શાસ્ત્રકારોએ કહેલી સ્થિતિ અને ભક્તિને વિચારવી જરૂરી છે

## પ્રતિમા-પૂજનની અવગણનામા અજ્ઞાનદશા

જો તેઓ સમ્યગ્દર્શનાદિ ગુણોને અને તેના આશ્રયભૂત આત્માને જ આરાધ્ય ગણતા હોય તો તે મતવાળાઓએ નિર્જીવ શરીરને સત્કાર-સન્માનપૂર્વક કે પ્રશસ્ત-શબ્દઉચ્ચારણપૂર્વક દહનક્રિયા કરવી જોઇએ નહિ પણ તેઓ ભગવાનની પ્રતિમાને નિર્જીવપણાને આશ્રી જે પાષાણાદિ શબ્દો વાપરે છે તે અપેક્ષાએ તેઓને સ્પષ્ટપણે કોઈ એમ કહે કે દીન અનાથ મડદાની માફક કે ઢોરઢાખરના કલેવરની માફક તમારા કાળ કરેલા આચાર્યાદિકને ઢહડીને બહાર નાખી દઈ ગામમા દુર્ગંધ ફેલાતી દૂર કરવી જોઇએ

## સ્થાપના વિરોધીઓના કુતર્કનો રદીયો

જોકે કોઈના પણ અત્યાઘાત તરીકે કહેલા આ શબ્દો સ્થાપના-નિક્ષેપો નહિ માનનારને અત્યત કડક લાગશે પણ તેઓએ શબ્દોની કટુતા તરફ વિચાર નહિ કરતા પોતાના શબ્દો અને પોતાના મતવ્ય ઉપર વિચાર કરવાની જરૂર છે એવો ન્યાય કોઈ દિવસ ન હોઈ શકે કે સ્થાપના નહિ માનનારા લોકો શાસ્ત્રાનુસાર સ્થાપનાને માનનારાઓની સત્ય માનતા તોડી પાડવા સ્થાપના મત્ય અને

આરાધવા લાયક મનાતી જિનેશ્વર ભગવાનની પ્રતિમાને પાષાણ વિગેરે શબ્દ બોલી અવજ્ઞા કરે અને તેના પૂજકોને પાષાણપૂજક વિગેરે શબ્દોથી નવાજે તેમાં સત્ય માન્યતાવાળાએ દુઃખ ન લગાડતાં વિરોધીઓ ઉપર પણ ભાવદયા ચિંતવતી પણ ભગવાનની પ્રતિમાને નિર્જીવપણાને નામે ન માનનારા સ્થાપના તે વિરોધીઓ પોતાના આચાર્યાદિ કોના મૃતક શરીરનું સત્કાર–સન્માન કરી નિર્જીવની પૂજા માને એટલે સત્ય પક્ષવાળા તેઓને મડદાના કે હાડપિંજરના પૂજારી કહે એમાં નવાઈ શી ?

## હિંસાનો ખોટો હાઉ

વળી જે કેટલાકો ભગવાનની પ્રતિમાને સત્ય અને દર્શનીય માન્યા છતાં ભક્તિલાયક માનતા નથી તેમ જ તે પૂજામાં થતી સ્વરૂપહિંસાને પણ અનુબંધહિંસા જેવી ગણાવી હિંસાનો ભય આગળ કરે છે તેઓએ પણ પોતાના આચાર્યાદિકના નિર્જીવ કલેવરની ભક્તિમાં હિંસાનો દોષ કેમ આગળ કર્યો નથી ? અને હિંસાના નામે ભગવાનની પ્રતિમાની ભક્તિ પોતાના મતમાંથી દૂર કરી, પણ કેઈ સદીઓ થઈ ગઈ છતાં આચાર્યાદિકને અંગે થતી હિંસા કેમ દૂર થવા પામી નથી ?

## પ્રભુપૂજા માટે વિકૃત કદાગ્રહ

બારીક દૃષ્ટિથી જોનારો સ્પષ્ટ રીતે કહી શકશે કે ભગવાનની પ્રતિમાને ન માનવાના કદાગ્રહથી તેઓ ભગવાનના જ વૈરી બની રહ્યા છે પણ જો આચાર્યાદિકના કલેવરનો પણ થતો સત્કાર રોકવામાં આવે તો પોતાના કલેવરની શી દશા થાય ? એ ભયથી તેઓએ મૃત આચાર્યાદિકના કલેવરનો સત્કાર અને દહનક્રિયા તેઓના મતે હિંસામય છતાં પોતાના ઉપાશ્રયે તથા પોતાની નજરે સમક્ષ થવા દીધી છે થવા દે છે અને થવા દેવાને લાયક ગણી છે. જો એમ ન હોત તો નિર્જીવપણા અને અચેતનને નામે ભગવાનની (પ્રતિમાની) પૂજા–ભક્તિનો જે નિષેધ સેંકડો વર્ષોથી ચલાવેલો છે તે ચાલતા

નહિ અને નિર્જીવ કલેવરની ભક્તિ સત્કાર વિગેરે જે શૈલિથી તેમના મતમા પ્રવર્તેલા છે તે પણ પ્રવર્તી શકત નહિ

## જિનપૂજાનો જ વિરોધ કેમ ?

વાસ્તવિક રીતે જેમ પ્રતિમા નહિ માનનારાની સભામા સેકડો ટીલાવાળા હોય, આડ કરવાવાળા હોય, સિંદૂરનો ચાલ્લો કરવાવાળા હોય, તોપણ તે ઉપદેશકના હૃદયમા તેવો વિરોધી ભાવ ઉઠતો નથી કે જેવો દુર્ભાવ જિનેશ્વર મહારાજની પૂજાના ચિહ્ન તરીકે કરાતા કેસરના તિલકને દેખીને થાય છે અર્થાત્ અન્ય મતની મૂર્તિના પૂજકપણાને અંગે જેટલી અરુચિ આ લોકને નથી તેટલી બલ્કે તેથી પણ વધુ અરુચિ જિનેશ્વર ભગવાનની પ્રતિમાના પૂજકોને અંગે છે એટલુ જ નહીં પણ પોતાના આચાર્યાદિકના નિર્જીવ પણ કલેવરની કરાતી ભક્તિમા થનો આરંભ આ લોકોથી એક અંશે પણ નિષેધાયેલો, રોકાયેલો કે વગોવાએલો નથી, પણ જિનેશ્વર ભગવાનની મૂર્તિને અંગે કરાતી ભક્તિને નિર્જીવપણું, સારંભપણું વિગેરે જણાવી નિષેધવા, રોકવા કે વગોવવા તેઓ તૈયાર થાય છે કેટલી શોચનીય આ વાત છે ?

## સ્થાપના વિરોધીઓનો દુરાગ્રહ

તત્ત્વથી તેઓએ કા તો ભગવાન્ જિનેશ્વરની મૂર્તિ નિર્જીવ છતા પણ શાંત મુદ્રા આદિના સદ્ભાવને અંગે માનવી જોઈએ, કા તો જિનેશ્વરની મૂર્તિના નિષેધાદિની પેઠે આચાર્યાદિના કલેવરના સત્કારાદિનો પણ નિષેધ વિગેરે કરવો જોઈએ જો આવી રીતે ન થાય અને સેકડો વરસથી તેઓમા ચાલ્યું આવ્યુ છે તેમ જ ચાલ્યા કરે અને ભગવાન્ જિનેશ્વરની પ્રતિમાની પૂજાદિકનો નિષેધ થયા કરે અને આચાર્યાદિના કલેવરનો પણ સત્કાર પ્રવર્ત્યા જ કરે તો સ્પષ્ટ પણે કહેવું જોઇએ કે તે મતવાળાઓની માન્યતા અર્ધજરતીય ન્યાયને અનુસરતી હોઈ કોઈ પણ બુદ્ધિશાળીને તે આદરવાલાયક થઈ શકે જ નહિ

**સ્વરૂપ-હિંસા તે ભાવદયા છે**

"જ્ઞશરીરના સત્કાર આદિને અંગે થતી હિંસા તે માત્ર સ્વરૂપહિંસા છે પણ અનુબંધે તે ભાવદયારૂપ છે." આ હકીકત સમજવા માટે સ્થાપનાનિક્ષેપાને અંગે કરેલું આ બાબતનું વિવેચન ફરી ધ્યાનમાં લેવું એટલું જ બસ છે.

**નામાદિગુણથી પણ આરાધ્ય બુદ્ધિ**

આરાધના કરવા લાયક ભક્તિના ગુણોના સ્મરણપૂર્વક થતું ભક્તિ, બહુમાન આદિ જો આરાધનાનું પ્રયોજન હોય તો આરાધ્યના ગુણોનું સ્મરણાદિ જેમ ભાવનિક્ષેપામાં થાય છે તેવા જ સ્મરણાદિ જ્ઞશરીરના નિક્ષેપામાં સ્પષ્ટ તરીકે અનુભવાય છે. ભાવનિક્ષેપામાં પણ રહેલા સમ્યગ્દર્શનાદિક આરાધ્ય ગુણો કાંઈ આરાધ્યમાં સંક્રાન્ત થતા નથી પણ તે **આરાધ્ય પુરુષના ગુણોના સ્મરણ અને બહુમાન આદિથી પોતાના આત્મામાં કર્મથી આવરાઈ રહેલા તે ગુણો પ્રગટ થાય છે અને તેવા આરાધ્ય ગુણો આરાધકના આત્મમાં પ્રગટ થવાનું કારણ આરાધ્ય પુરુષના આત્માના ગુણોનું સ્મરણાદિક જ છે.**

આ વાત જૈનશાસનને માનનારો જ્યારે એકી અવાજે કબૂલ કરે છે ત્યારે તેને **નામસ્મરણદ્વારાએ, આકૃતિ દેખવાદ્વારાએ કે તેના નિર્જીવ કલેવરને દેખવાદ્વારાએ આરાધ્ય પુરુષના આત્માના આરાધ્ય એવા સમ્યગ્દર્શનાદિ ગુણોનાના સ્મરણાદિ થવાથી સર્વત્ર એક સરખા પરિણામ રહી શકે છે,** અને તેથી જ પૂર્વે સ્થાપના નિક્ષેપામાં જણાવ્યુ તેમ સમવસરણમા જિનેશ્વર પૂર્વાભિમુખ બિરાજે છે અને બાકીની દિશાઓમાં ભગવાન્ જિનેશ્વરની પ્રતિમા બિરાજેલી હોય છે છતાં તેની સન્મુખ પણ પર્ષદા સરખી રીતે બેસી શકે છે.

**ભાવ કરતાં પણ સ્થાપનાની સાપેક્ષ મહત્તા**

કેટલાકો **સ્થાપનાનિક્ષેપાનો** અનાદર જણાવતાં ભાવનિક્ષેપાની

પ્રધાનતા ગણવા તૈયાર થાય છે તેઓએ સમજવાનું કે શ્રી તીર્થંકર પ્રભુના નિર્વાણ પ્રસંગે ગણધરાદિક ભગવંતો ભાવનિક્ષેપે બિરાજમાન હતા છતાં પણ ઈંદ્રનરેન્દ્ર વિગેરે જિનેશ્વર ભગવાનના સત્કાર સન્માનમાં કેમ લીન બન્યા હશે ? અને ગણધર મહારાજાઓ કે જેઓ ખુદ ભાવનિક્ષેપારૂપ હતા તેઓની આરાધના કરવામાં તેટલો વખત કેમ ગાળ્યો નહિ હોય ?

આ વસ્તુના તત્ત્વને સમજનારો મનુષ્ય સ્પષ્ટપણે સમજી શકશે કે ગણધરાદિ ભગવંતોના ભાવનિક્ષેપાના આરાધન કરતાં પણ શ્રી જિનેશ્વર ભગવાનના જ્ઞશરીરરૂપી દ્રવ્યનિક્ષેપાનું આરાધન ઘણું જ આદરવા લાયક ગણાયું હશે અને જો તેમ માને તો સ્પષ્ટ થયું કે વિશિષ્ટ ગુણવાળાની સ્થાપના અગર **જ્ઞશરીરપણાનો દ્રવ્યનિક્ષેપો** આરાધવાથી જે અપૂર્વ લાભ થાય તે લાભ તેમનાથી શાસ્ત્રીય રીતે ઉતરતા અને આપણી અપેક્ષાએ ઘણા જ ઉત્કૃષ્ટા ગુણવાળાના ભાવનિક્ષેપાના આરાધનથી થતો નથી, એમ છૂટકે કે વિના છૂટકે માનવું જ પડશે

## સ્થાપનાના સાપેક્ષ મહત્ત્વ ઉપર સૂર્યાભદેવનું દૃષ્ટાંત

તત્ત્વથી વિચારીએ તો **સૂર્યાભદેવતાએ** તેમ જ બીજા દેવોએ પણ પોતાની ઉત્પત્તિની વખતે પોતાને અનુપમ ઉપકાર કરનાર એવા પૂર્વભવના ધર્માચાર્યને વંદનાદિક કરવાનો ઉદ્યમ જાણ્યા છતાં પણ ન કર્યો અને જિનેશ્વર ભગવાનની પ્રતિમાનું પૂજન વિગેરે કર્યું અને ખુદ જિનેશ્વર મહારાજનું આરાધન પણ તે ભગવાનની પ્રતિ પ્રતિમાના પૂજન પછી જ કર્યું, એટલે જિનેશ્વર ભગવાનની અને તેમની પ્રતિમાની આરાધનામાં સમવસરણમાં બેસતી પર્ષદાની રીતિએ કોઈપણ જાતનો ફરક ન ગણ્યો અને ઉપકારી મુનિમહારાજ કરતાં પણ જિનેશ્વર ભગવાનની સ્થાપનાને પણ મહત્તાવાળી ગણી

## શ્રી ભગવતીસૂત્રના આધારે જિન મૂર્તિઓનું સાપેક્ષ મહત્ત્વ

આજ કારણને ઉદ્દેશીને **ભગવતીજી** સૂત્રમાં પણ અસુરોને

ઉર્ધ્વલોકમાં જવાના ત્રણ કારણો બતાવતાં ભાવિત મુનિમહારાજાઓ કરતાં પણ અરિહંત મહારાજાઓના ચૈત્યોને અગ્રસ્થાન આપવામાં આવેલુ છે. જ્યારે ભગવાનની મૂર્તિને ભાવિતાત્મા અણગારો કરતાં અગ્રપદ આપવામા આવે તો જિનેશ્વર ભગવાનનું નિર્જીવ શરીર કે જેના આલંબને જિનેશ્વર ભગવાનોએ કેવળજ્ઞાન અને મોક્ષની પ્રાપ્તિ કરી છે, તેને ભાવિત અણગારો કરતાં અગ્રપદ અપાય તેમાં આશ્ચર્ય જ શું ?

## ભવ્યશરીર નોઆગમ દ્રવ્યનિક્ષેપાને માનવાની જરૂર

નિક્ષેપા કરનારો કે માનનારો જેમ નામ અને સ્થાપનાથી વાસ્તવિક વસ્તુ અને તેના સ્વરૂપને યાદ લાવી શુભ–ભાવનામાં લીન થાય છે, તેવી જ રીતે **જ્ઞશરીર** તરીકે જણાવેલા નોઆગમ ભેદને એટલે કે તાત્ત્વિક–વસ્તુપણાનો પર્યાય ચાલ્યો ગયો હોય તોપણ તેના કારણ તરીકે જણાએલી અને ઓળખાએલી શરીર જેવી જડ-વસ્તુને દેખીને પણ શુદ્ધ ભાવ ઉપજે છે.

જેવી રીતે મહાપુરુષના નિર્જીવ કલેવરને દેખીને કે જાણીને શ્રદ્ધાયુક્ત સુજ્ઞ પુરુષ ભાવયુક્ત થાય છે તેવી જ રીતે જે શરીરમાં વાસ્તવિક પર્યાયને પ્રાપ્ત થનારો આત્મા વસ્યો હોય તે શરીરને દેખીને પણ શ્રદ્ધાયુક્ત સુજ્ઞ મનુષ્ય શુભ ભાવવાળો થાય છે એ વાત જગતમાં અનુભવસિદ્ધ છે.

## ભવ્યશરીરનું મહત્ત્વ

જોકે **જ્ઞશરીર** અને **ભવ્યશરીરમાં** એટલો ફરક જરૂર પડે છે કે **જ્ઞશરીરની** આરાધના વખતે તે વાસ્તવિક ભાવપદાર્થના ગુણોનો પોતાને અનુભવ હોવાથી અને તે અનુભવ તે મહાપુરુષના શરીરદ્વારાએ જ થયેલો હોવાથી **જ્ઞશરીરની** આરાધનામાં ભાવોલ્લાસ માટે બીજા કારણોની જરૂર રહેતી નથી, અને વાસ્તવિક પદાર્થના પર્યાયને ભવિષ્યમાં પામનારો જીવ અથવા તેનું શરીર એ બેમાંથી એકે વસ્તુ નિક્ષેપા કરનાર કે માનનારની અનુભવદશામાં આવેલો

નથી અને તેથી જ જ્ઞશરીરથી થતી ભાવના કે સ્ફૂર્તિ ભવ્યશરીરને દેખીને અનુભવાતી નથી, અને તેથી જ્ઞશરીર-નિક્ષેપાની જગતમા જેટલી આરાધના પ્રવર્તે તેટલી ભવ્યશરીર-નિક્ષેપાની આરાધના પ્રવર્તતી નથી, પણ

આમ છતા જ્ઞશરીર જેવી ભવ્યશરીરની આરાધના ન થતી હોવાથી કે તે બંનેની આરાધનામા ફરક પડવાથી તે બનેમા ભાવના કારણપણા તરીકે દ્રવ્યનિક્ષેપપણામા કોઈ જાતનો ફરક નથી, કેમકે જેવી રીતે અતીત પર્યાયોનું કારણ વર્તમાન દ્રવ્ય છે તેવી જ રીતે ભવિષ્યતના પર્યાયોનું પણ કારણ વર્તમાન દ્રવ્ય જ છે અને તે અપેક્ષાએ જ્ઞશરીર અને ભવ્યશરીરના દ્રવ્યનિક્ષેપપણામા કોઈ જાતનો ફરક નથી, તોપણ આરાધકને જ્ઞશરીરપણામા જેવી જ્ઞાનરહિતતા લાગે છે તેવી ભવ્ય શરીરમા પણ ઘણા ભાગે અનુભવાય છે, અને તેથી જ મૂળ વસ્તુના જ્ઞાનના પૂજ્યપણાને લીધે તેના કારણની પૂજ્યતા જેમ જ્ઞશરીરમા આવે છે તેવી પૂજ્યતા જ્ઞાની પુરુષના વચનથી ભવિષ્યના પર્યાયોની ઉત્તમતા જણાયાથી ભવ્યશરીરરૂપી દ્રવ્યનિક્ષેપાથી પણ થયા વિના રહેતી નથી

## ભવ્યપર્યાયનિક્ષેપ કેમ નહિ ?

વળી તે જ ભવની અપેક્ષાએ ભવિષ્યની અવસ્થામા ભાવનું કારણપણું જાણવાથી ભાવોલ્લાસ થાય છે, એટલુ જ નહિ પણ ભવાતરે પણ થવાવાળી તેવી ઉત્તમ અવસ્થાના કારણપણાને જ્ઞાની ગુરુના વચનથી જાણનારો મનુષ્ય પણ ભાવોલ્લાસમા આવે છે

તેથી જ ભગવાન્ મહાવીર મહારાજે મરીચિના ભવમા ભવિષ્યમા તીર્થંકરપણાની સ્થિતિ જાણીને હદ બહારનો હર્ષ ધર્યો હતો વળી જબૂસ્વામીજીના ભવમા થવાવાળી ચરમ કેવળીપણાની દશાને જબૂસ્વામીજીનો જીવ દેવપણામા હતો તે વખતે ભગવાન્ મહાવીર મહારાજે શ્રેણિક રાજા આગળ જણાવેલી સાભળીને જબૂસ્વામીજીના પિતા ઋષભદત્તના ભાઈ જે જબૂદ્વીપના

અધિષ્ઠાયક તરીકે **અનાદૃત** નામે દેવ તરીકે હતા તેઓએ પણ અપૂર્વ હર્ષ ધારણ કર્યો હતો.

અર્થાત્ પહેલાંના એક કે અનેક ભવોમાં પણ ભવિષ્યના ભવોની ઉત્તમ દશા જાણવામાં આવતાં દરેક સુજ્ઞ શ્રદ્ધાવાન્ મહાપુરુષો હર્ષને ધારણ કરે છે, અને તેથી કદાચ એમ લાગે કે **ભવ્યશરીર** નામના દ્રવ્યનિક્ષેપ કરતાં **ભવ્યપર્યાય** નામનો દ્રવ્યનિક્ષેપો અત્યંત યોગ્ય છે. પણ ભવિષ્યના ભવોની સ્થિતિને વર્તમાન ભવોની સ્થિતિ સાથે મોટું આંતરૂં હોવાથી તેમજ સાંભળનાર કે જાણનારને તેવું નિયમિત સતત આરાધન કરવું અસંભવિત કે અશક્ય હોવાથી તે દૃષ્ટિએ **ભવ્યપર્યાય** નામનો નિક્ષેપો જણાવ્યો નથી, પણ જે ભવમા તેવી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત થવાની હોય છે તે ભવમાં જીવ જ્યારથી દાખલ થાય ત્યારથી તે ભવિષ્યના ઉત્તમ પર્યાયની અપેક્ષાએ **ભવ્યશરીરનિક્ષેપ** મનાય છે.

## ભવ્યશરીર નિક્ષેપની મહત્તા

તેથી ભવિષ્યના ઉત્તમ પર્યાયોના આરાધ્યપણાને લીધે તે ઉત્તમ પર્યાયોની પ્રાપ્તિ થવા પહેલાં પણ તેવાઓને મહાપુરુષ ગણી આરાધના કરવામાં આવે છે. આજ કારણથી સમસ્ત ઇંદ્ર મહારાજાઓ જિનેશ્વર ભગવાનના ગર્ભ, જન્મ અને દીક્ષારૂપી ત્રણ કલ્યાણકોની આરાધના સંપૂર્ણ ભાવથી કરે છે, એટલુ જ નહિ પણ જિનેશ્વર ભગવાનના માતપિતાની પણ ભક્તિ ઇંદ્રો તરફથી જે કરવામા આવે છે તે પણ ભવ્યશરીર નામના દ્રવ્યનિક્ષેપાને જ આભારી છે

આ ઉપરથી જેઓ જિનેશ્વર ભગવાનને કેવળજ્ઞાન થયા પછી ફળસાધક તરીકે તીર્થંકર નામનો ઉદય થતો જાણીને કૈવલ્ય સિવાયની ભગવાન્ તીર્થંકરની ગર્ભથી કૈવલ્ય સુધીની અવસ્થાને દેવ તરીકે માનવા તૈયાર ન થતા હોય તેઓએ જિનેશ્વર ભગવાનના નિર્જીવ શરીરની થતી ભક્તિમાં દેવતત્વની આરાધના ગણવી જોઈએ નહિ..

## તીર્થંકર પ્રભુના ચ્યવનજન્મ-દીક્ષાની આરાધ્યતા કેમ ?

સૂક્ષ્મ બુદ્ધિથી જોનારને તો સ્પષ્ટ માલમ પડશે કે જ્ઞશરીરની અવસ્થા વખતે તો તીર્થંકર નામકર્મ સર્વથા નાશ જ પામેલું છે તેથી તે જ્ઞશરીરનિક્ષેપામા તીર્થંકરપણું માનવું કેવળ ભૂતકાળના કારણરૂપ છે, જ્યારે ભવ્ય પર્યાયની અપેક્ષાએ તો ગર્ભાવતારથી તો શું પણ તેના ઘણા પૂર્વકાળથી તીર્થંકર નામકર્મનો પ્રદેશોદય રહેલો જ છે, તો ભવિષ્યના પર્યાયને પામવાવાળા ઉત્તમ જીવના આધારભૂત ભવ્યશરીરના નિક્ષેપની ઘણી જ શ્રેષ્ઠતા માનવી જોઇએ, અને આ જ કારણથી ગર્ભાવતાર, જન્મ અને દીક્ષા એ ત્રણ કલ્યાણકો પણ કેવળજ્ઞાન અને નિર્વાણની માફક અરિહંત દેવનાજ કહેવાય છે

## ભવ્યનિક્ષેપથી ચ્યવન કલ્યાણકની મહત્તા

જો ભવ્યશરીર દ્રવ્યનિક્ષેપાને ન માનીએ અને ફક્ત કેવળ જ્ઞાનીપણારૂપ ભાવ-તીર્થંકરની અવસ્થામા જ દેવપણું માનીએ તો ભગવાન્ અરિહંત દેવના પાચ કલ્યાણકો કહી શકાય જ નહિ, શાસ્ત્રકાર મહારાજાઓ તો ગર્ભ-અવસ્થાની વખતે વર્ણન કરતા જ કહે છે કે-'ज रयणीं चक्कमइ कुच्छिसि महायसो अरहा' એટલે કે મહાયશસ્વી અર્હન્ ભગવાન્ જે રાત્રિએ માતાની કુક્ષિમા પધારે છે તે રાત્રિએ સર્વ તીર્થંકરની માતાઓ ગજ-વૃષભાદિક ચૌદ સ્વપ્નો દેખે છે, આ ઉપરથી ગર્ભાવતાર વખતે પણ શાસ્ત્રકારો પણ તીર્થંકર તરીકેની વાત જણાવી છે

વળી 'समणे भगव महावीरे पंचहत्थुत्तरे होत्था' વિગેરે વાક્યોથી શાસ્ત્રકાર દરેક તીર્થંકરોને ગર્ભાદિક બધી અવસ્થામા તીર્થંકર તરીકે જણાવે છે એ સ્પષ્ટ છે

## ભવ્યશરીરથી આરાધ્યની આશાતનાનો વિચાર

આ ઉપરથી ભવ્યશરીર-દ્રવ્યનિક્ષેપાની આરાધના કરવાનુ કલ્યાણક, સ્વપ્ન સબધી નિર્દેશ અને જઘન્ય વિગેરે વાચનાના નિર્દેશોથી માત્ર આરાધ્યતા નક્કી થાય છે એમ નહિ પણ તેમની વિરાધના કે

આશાતનાને અંગે પણ ભયંકરપણું દેખાડવા તીર્થંકર કે તીર્થંકરની માતાનું પ્રતિકૂળ ચિંતવનારનું મસ્તક આર્યમંજરીની માફક સાત કટકાવાળું થશે એમ સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે, એટલે ભવ્ય-શરીર દ્રવ્યનિક્ષેપો જેવી રીતે આરાધ્ય છે તેવી રીતે તેની આશાતના પણ વર્જવાની છે.

## વરસીદાન દેવદ્રવ્ય કેમ નહિ?

કદાચ એમ કહેવામાં આવે કે ગર્ભ અવસ્થાથી જો દેવ તરીકે માનવામાં આવે તો **શ્રી ઋષભદેવપ્રભુ** વિગેરેએ આપેલા દેશ–રાજ્ય વિગેરે લેનારા તેઓના કુમારો તેમ જ સર્વ તીર્થંકર મહા-રાજાએ આપેલા સંવચ્છરી દાન વખતે તે દાનને લેનારા દેવો અને દાનવો અને માનવો દેવદ્રવ્યના ભોગી બની દોષપાત્ર કેમ ન બને? આવું કહેનારાઓએ સમજવું જોઇએ કે ખુદ ભાવઅવસ્થામાં પણ અનેક અપેક્ષાએ અનેક સંબંધો રહી શકે છે તો પછી ભવ્યશરીર દ્રવ્યનિક્ષેપાની વખતે ભિન્નભિન્ન સબંધો રહે તેમાં આશ્ચર્ય શું છે?

## દેવદ્રવ્યપણું ક્યારે?

જો એમ માનવામાં આવે તો પંચમહાવ્રતપાલક અને શુદ્ધ–સાધુતામા રમણ કરી કેવળજ્ઞાનાદિક ગુણો પ્રાપ્ત થયે મહાપુરુષો મોક્ષે જાય ત્યાર પછી તેમના નિર્જીવ કલેવરને સાધુપણાને અનુચિત એવા સ્નાનાદિક સંસ્કારોથી કેમ શોભિત કરી શકાય? અર્થાત્ જેમ જ્ઞશરીર દેવ અને સાધુપણાની બુદ્ધિ છતાં પણ નિર્જીવપણાની સ્થિતિ ધ્યાનમાં રાખી સ્નાનાદિક સંસ્કારો કરી શકાય છે, તેમ ભવ્યશરીરપણાની વખતે પણ તેવી રીતે અનેક સંબંધો ધ્યાનમાં રાખી દેવપણાને અંગે આરાધન કરવાપૂર્વક વિરાધનાનો ત્યાગ થાય અને સાંસારિક ફરજ તરીકે રાજ્યઋદ્ધિ આદિનું અર્પણ તથા સંત-સ્મરી દાનનું દેવું લેવું થાય તેમાં કોઇપણ જાતનું આશ્ચર્ય નથી, વળી ખુદ તીર્થંકરોથી અનુજ્ઞાત થયેલા ઉપકરણાદિક વાપરવામાં આવે તેમાં ખુદ ભાવતીર્થંકરપણું છતાં પણ દેવદ્રવ્ય ભોગનો દોષ નથી.

વસ્તુત જિનેશ્વર ભગવાનની પ્રતિમાની ભક્તિને ઉદ્દેશીને કરેલુ, કહેલુ, કલ્પેલુ, કે આવેલુ દ્રવ્ય જ દેવદ્રવ્ય કહેવાય છે અને તેના જ ભક્ષણને અગે ચૈત્યદ્રવ્ય કે દેવદ્રવ્ય ભક્ષણ તરીકેનો દોષ ગણાય છે એમ ન માનીએ તો ખુ તીર્થ કર મહારાજના માટે બનાવેલા સમવસરણમા કે દેવછદામા કોઈથી બેસી શકાશે નહિ

ઉપરની હકીકતથી વિવેકી જ્ઞાનવાળો અને શ્રદ્ધાવાળો મનુષ્ય જ્ઞશરીર દ્રવ્યનિક્ષેપાની માફક ભવ્યશરીર દ્રવ્યનિક્ષેપાને પણ આરાધ્ય માનવાની જરૂર માનશે તે સ્વાભાવિક છે

## જ્ઞશરીર-ભવ્યશરીરથી વ્યતિરિક્ત (ભિન્ન) નોઆગમ દ્રવ્ય-નિક્ષેપાનુ સ્વરૂપ અને તેને માનવાની જરૂર

નિક્ષેપાના અધિકારમા શ્રી નદીમૂત્રના સબધને લઈને નામ અને સ્થાપનારૂપ બે મુખ્ય ભેદો જણાવીને ત્રીજા દ્રવ્ય નામના મુખ્ય ભેદમા જ્ઞશરીર અને ભવ્યશરીર એવા નોઆગમ દ્રવ્ય-નિક્ષેપાના બે ભેદોનુ નિરૂપણ કર્યુ હવે વ્યતિરિક્ત એટલે જ્ઞશરીર-ભવ્યશરીરથી ભિન્ન લક્ષણવાળો નોઆગમથી દ્રવ્યનિક્ષેપો વિચારાય છે

દ્રવ્યનિક્ષેપાના સામાન્ય સ્વરૂપ જણાવતી વખતે આપણે સ્પષ્ટ કરી ગયા છીએ કે મુખ્યતાએ દ્રવ્યશબ્દ 'અનુપયોગ' અગર 'યથાર્થ ભાવરૂપ વસ્તુના કારણ' તરીકેમા વપરાય છે તે કારણતાને દ્રવ્ય કહેવાની દૃષ્ટિએ ભવિષ્યના પર્યાયના કારણની અપેક્ષાએ ભવ્યશરીરપણુ અને ભૂતકાળના પર્યાયના કારણની અપેક્ષાએ જ્ઞશરીરપણુ હોય છે એ વાત વિસ્તારથી પહેલી કહેવાઈ ગઈ છે

અહીં વિચારવાની જરૂર છે કે-ભૂત અને ભવિષ્યના કારણો સિવાય બીજી એવી કયી અવસ્થા હોય છે કે જેને આપણે કારણ તરીકે માનવા સાથે વ્યતિરિક્ત તરીકે માની શકીએ, કારણ કે ભૂત અને ભવિષ્યના કારણો દ્રવ્ય તરીકે કહેવાય પણ તે બે સિવાયના વર્તમાન-કાળીન કારણો તો ખુદ કાર્યરૂપે જ પરિણમેલા હોઈ

થાય તો પ્રથમથી જ નિરતિચાર, નિષ્કષાય કે સંપૂર્ણ વિધિવાળું અનુષ્ઠાન આવે તોજ ભાવધર્મથી સાધ્ય તરીકે ગણાતી નિર્જરા થઇ શકે, પણ સાતિચાર–સકષાયપણામાં અને ન ટાળી શકાય તેવી અવિધિની દશામાં ભાવધર્મથી સાધવા લાયક નિર્જરા થઇ શકે નહિ અને જો તેમ થાય તો નિષ્કષાય વિગેરે દશાની પ્રાપ્તિ અસંભવિત થાય.

## ક્ષાયોપશમિક ભાવની મહત્તા

ધ્યાન રાખવાની જરૂર છે કે ક્ષાયોપશમિક ભાવની પ્રાપ્તિ થયા વગર ક્ષાયિક ભાવની પ્રાપ્તિ થતી નથી, અને ક્ષાયોપશમિક ભાવની દશામાં મંદ–રસવાળો પ્રદેશોદય હોવાથી શંકાદિક, વધાદિક કે સમિતિ–ભંગાદિકના અતિચારો લાગવાનો સંભવ છે, એટલે ક્ષાયોપશમિક ભાવની પરિણતિએ થતા સર્વ અનુષ્ઠાનને જો ભાવધર્મ ગણવો હોય અને દ્રવ્યધર્મ તરીકે તેને ગણવો હોય તો માનવાની જરૂર પડશે કે અવિધિ ટાળવાના પરિણામ અને પ્રયત્ને અવિધિથી થયેલા દોષોનું ઝેર દૂર કરેલું છે.

આજ કારણથી ભગવાન્ હેમચંદ્રસૂરિજી "શ્રદ્ધાવાળાઓની જેવી તેવી વાણીને પણ પ્રશંસાપાત્ર ગણે છે" અને શ્રદ્ધાશૂન્યોની સંપૂર્ણ ગુણવાળી વાચના અને ક્રિયા બંનેને અનુયોગદ્વાર વિગેરે સૂત્રકારો તાત્ત્વિક અનુષ્ઠાન રૂપે ન ગણાવતાં અપ્રધાનપણે દ્રવ્ય અનુષ્ઠાન ગણાવે છે.

## વ્યતિરિક્ત નિક્ષેપનું મહત્ત્વ

આ રીતે ઉદ્દેશની ભાવનાથી શૂન્ય, કે અન્યોદ્દેશવાળું અથવા અવિધિની બેદરકારીથી થતા અવિધિ અનુષ્ઠાનોને જે દ્રવ્ય તરીકે કહેવાય છે અને કહેવા પણ પડે તે જ્ઞશરીર કે ભવ્યશરીરના ભેદોની અપેક્ષાએ તો કહી શકીએ તેમ નથી. તો પછી તેને દ્રવ્ય-

ધર્મ કહેવાનો એક જ રસ્તો છે કે તેને વ્યતિરિક્ત નામના ભેદમા દાખલ કરીએ, અને તે અપેક્ષાએ જ્ઞશરીર અને ભવ્યશરીરના નિક્ષેપા કરતા વ્યતિરિક્તનો ભેદ અત્યત ઉપયોગી થાય

દ્રવ્યક્રિયાઓ પણ ઉત્તમક્રિયાનુ બીજ છે

જોકે નયમતની વિચિત્રતાને લીધે "કોઇ પણ પ્રકારનુ માર્ગાનુસારી કે શાસ્ત્રોક્ત અનુષ્ઠાન ભાવઅનુષ્ઠાનનુ કારણ બને જ છે" કદાચ કાળનુ આતરુ દ્રવ્ય અને ભાવધર્મ વચ્ચે ઘણુ લાબુ હોય કે ટૂકુ પણ હોય, પરતુ એક વખત પણ જેને દ્રવ્યઅનુષ્ઠાનની પ્રાપ્તિ થઇ છે તેને થોડે કે ઘણે કાળે જરૂર ભાવધર્મ મળવાનો જ છે

આજ કારણથી ભગવાન્ હરિભદ્રસૂરિજી પચવસ્તુ પ્રકરણમા સ્પષ્ટપણે જણાવે છે કે "અનતી વખત દ્રવ્યચારિત્ર આવ્યા પછી મુખ્યતાએ ભાવચારિત્ર આવે છે ને તે માટે દ્રવ્યચારિત્રો ભાવચારિત્રોનુ કારણ છે"

આજ કારણથી શીલાકાચાર્ય મહારાજ પણ "માનપૂજાની ઇચ્છાએ કે ઋદ્ધિગૌરવાદિની અપેક્ષાએ પણ કરાતી તપસ્યા અને સાધુક્રિયામા ભવિષ્યની ઉત્તમ ક્રિયાના બીજ છે" એમ જણાવે છે

આ ઉપર જણાવેલી પચવસ્તુ વિગેરેની અપેક્ષાએ કોઇ પણ ધર્મક્રિયાને ભાવધર્મને નહિ સાધનાર તરીકે ગણી શકીએ નહિ, અને તેથી વ્યતિરિક્ત નામના નોઆગમ દ્રવ્યનિક્ષેપના ત્રીજા ભેદમા તે તે દ્રવ્યક્રિયાઓને લઇ શકીએ નહિ

આમ છતા ઉખર-જમીનમા વાવેલુ બીજ અને પડેલો વરસાદ બીજ કે વરસાદનો દોષ નહીં છતા માત્ર ભૂમિદોષથી જ નિષ્ફળ જાય છે, તેથી જેમ તે બીજને કે વરસાદને દૂષિત ન ઠરાવતા તત્વજ્ઞ પુરુષો તે ઉખર-ભૂમિને જ દૂષિત ઠરાવે છે, તેવી રીતે ધર્મક્રિયા કદાચ અન્ય ઉદ્દેશ કે ઉદ્દેશશૂન્યપણે કરવામા આવે તોપણ

તે ઉદ્દેશશૂન્ય કે અન્ય ઉદ્દેશપણે કરેલી ધર્મક્રિયા કાલાંતરે ભાવધર્મને જરૂર લાવનાર હોઇ તેવી ધર્મક્રિયાને ભાવ-ધર્મના કારણ તરીકે જ ગણવી પડે, પણ ઉખર-જમીનની માફક મોક્ષ પ્રાપ્તિને માટે અયોગ્ય એવા અભવ્યજીવોમાં દ્રવ્યથી ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ધર્મક્રિયા હોય તોપણ તે વર્ત-માનમાં કે ભવિષ્યમાં પણ ભાવ ધર્મક્રિયાને પ્રાપ્ત કરાવી શકતી નથી. તો તેવા જીવોની અપેક્ષાએ અન્ય ઉદ્દેશથી કે શૂન્યપણે થતી ક્રિયાઓને વ્યતિરિક્ત નામના ભેદમાં સમાવેશ કર્યા સિવાય બીજો રસ્તો જ નથી.

## શાસ્ત્રાનુસારી દ્રવ્યક્રિયા ક્યારે બની શકે ?

જોકે શાસ્ત્રાનુસારિણી એવી ધર્મક્રિયા દ્રવ્યથી પણ કરવાનું ત્યારે જ બને છે કે જ્યારે મોહનીય કર્મની ૭૦ કોડાકોડસાગરોપમની સ્થિતિમાંથી ૬૯ કોડાકોડની સ્થિતિ તૂટેલી જ હોય. જે જીવને એક કોડાકોડસાગરોપમ કરતાં અધિક કર્મસ્થિતિ હોય તેને શાસ્ત્રકારે કર્મક્ષય અને મોક્ષપ્રાપ્તિ માટે બતા-વેલી ક્રિયા અન્ય ઉદ્દેશથી કે કોઇ પણ ઉદ્દેશ વગર થતી જ નથી.

તેથી જ અભવ્ય. દુર્ભવ્ય કે મિથ્યાદષ્ટિ જીવોને પણ શ્રુતસમ્યક્ત્વની પ્રાપ્તિ ત્યારે જ થવાનું જણાવે છે કે જ્યારે તેઓ કર્મની ૭૦ કોડાકોડ સાગરોપમની સ્થિતિમાંથી ૬૯ કોડાકોડ સાગરોપમની સ્થિતિ ખપાવીને ગ્રંથિ નજીક આવે. અર્થાત્ કર્મગ્રંથિની પાસે આવ્યા સિવાય અનુદ્દેશે, અશુદ્ધઉદ્દેશે કે અન્યઉદ્દેશે પણ ધર્મક્રિયા પ્રાપ્ત થઈ શકતી નથી.

તેથી કોઇ પણ ધર્મક્રિયા શાસ્ત્રાનુસારિણી થતી હોય ત્યાં કર્મની લઘુતા માનવી પડે તે તો ફરજીઆત જ છે, અને તેવી કર્મલઘુતા રૂપ નિર્મળતા પામેલો જીવ હોય તો જ દ્રવ્ય થકી પણ ધર્મક્રિયાને આદરી શકે.

જગતમા પણ અનુભવાય છે કે ભવિષ્યમા દરિદ્રપણામા જીવન ગુજારનારો મનુષ્ય પણ જો કોઇ શ્રીમાનને ઘેર ઉત્પન્ન થાય તો તે જરૂર તેટલા કાળમા લાભાતરાયના ક્ષયોપશમવાળો માનવો જ જોઇએ તેવી રીતે અહીં પણ ધર્મના ફળ તરીકે મોક્ષને નહિ પામનારો અગર ઘણા લાબે કાળે પામનારો હોય તોપણ તેને મળેલી ધર્મકરણી તે જીવની શ્રેષ્ઠતા જણાવવા માટે બસ છે

## અભવ્ય આદિની ધર્મક્રિયાનુ રહસ્ય

આજ કારણથી અભવ્યમિથ્યાદષ્ટિઓને પણ સામાન્યવ્રતની ક્રિયા, અણુવ્રતની ક્રિયા કે મહાવ્રતની ક્રિયામા દોષભાગીપણું માન્યુ નથી જો આવી દ્રવ્યક્રિયા દોષ પૂર્વક હોત તો ગુણઠાણાની પરિણતિ વગરના અભવ્ય, દુર્ભવ્ય કે મિથ્યાદષ્ટિ જીવોને તે તે દેશવિરતિ, સર્વવિરતિ વિગેરેની ક્રિયાઓ કરવાથી ખોટો આડબર ગણી દેવલોક વિગેરેની પ્રાપ્તિ સૂત્રકારો કહેત નહિ, પણ જેમ જેમ વધારે દ્રવ્યક્રિયા કરે તેમ તેમ વધારે ધૂર્તતાવાળો ગણાઈ અધિક દુર્ગતિએ જવાવાળો કહેવો જોઇએ, પણ તેમ ન જણાવતા અભવ્ય, દુર્ભવ્ય કે મિથ્યાદષ્ટિને પણ જેમ જેમ દ્રવ્યક્રિયાની વૃદ્ધિ હોય છે તેમ તેમ પુણ્યની વૃદ્ધિ માની ઉચા ઉચા દેવલોકની પ્રાપ્તિ માનવામા આવે છે

## અમથના નાશ પ્રસગે અર્ધના રક્ષણનો પ્રયત્ન કરવો

આ ઉપરથી એટલી વાત તો ચોક્કસ માનવી પડશે કે અન્ય ઉદ્દેશે, અનુદ્દેશે કે વિરૂદ્ધ ઉદ્દેશે, કરાતી ધર્મક્રિયા કર્મના લઘુપણાને અગે હોવા સાથે ભવિષ્યમા પુણ્યની પ્રબળતાને ઠરાવનારી છે, અને તેથી વ્યતિરિક્ત તરીકે ગણાતી આવી ધર્મક્રિયામા સુધારા ભલે કરવાના હોય પણ છોડવા લાયક તો નથી જ, અને આજ કારણથી **આ લોકના અપાયથી ડરીને કે સંપત્તિની પ્રાપ્તિ માટે કરાતી પાપની વિરતિ રોકવામા આવતી નથી** તથા શાસ્ત્રોમા પણ દેવલોકાદિકની પ્રાપ્તિ માટે થતા વ્રતનિયમો પણ કરાવવામા

આવ્યા છે, એટલું જ નહિ પણ તે પૌદ્ગલિક પદાર્થોના નામે પ્રેરણા કરીને પણ વ્રતનિયમો કરાવવામાં આવ્યા છે.

## દ્રવ્યક્રિયા પણ ઉપાદેય છે.

આ સ્થાને લૌકિક દૃષ્ટાંત ધ્યાનમાં રાખવા જેવું છે કે સમગ્ર ત્યાગનો પ્રસંગ આવે ત્યારે અર્ધનું પણ રક્ષણ કરવું તે સમજણવાળાનું જ કામ છે. તેવી રીતે દ્રવ્ય અને ભાવ એમ બંને પ્રકારે ધર્મની પ્રાપ્તિ ઇષ્ટ હોઇ પ્રવૃત્તિ અને પરિણતિ બંનેની શુદ્ધતા મેળવવા લાયક છતાં પણ બંનેની શુદ્ધતા ન મળી શકે તે સ્થાને પરિણતિની શુદ્ધિવાળી દશા વર્તમાનમાં નથી પણ ભવિષ્યમાં તે લાવવાની જરૂર દેખી તેના કારણ તરીકે પ્રવૃત્તિની શુદ્ધિ પણ એકલી બને તો તે અત્યંત કર્તવ્ય તરીકે જ ગણાય, પરંતુ કોઇ પણ પ્રકારે અકર્તવ્ય તરીકે તો તેને ગણી શકીએ જ નહિ.

આ બધી હકીકત વિચારતાં ભવિષ્યમાં ધર્મપરિણતિ થવાની હોય ત્યાં કદાચ ભવ્યને અંગે થતા નિક્ષેપાને ગોઠવીએ તોપણ જ્યાં ભવિષ્યની પરિણતિ થવાની ન હોય ત્યાં **વ્યતિરિક્ત** નિક્ષેપાને ગોઠવ્યા સિવાય છૂટકો જ નથી.

## વ્યતિરિક્ત નિક્ષેપની આરાધ્યતાનું કારણ.

**વ્યતિરિક્ત** દ્રવ્યનિક્ષેપા જણાવતાં આગળ જણાવવામાં આવ્યુ છે કે **વ્યતિરિક્ત** નિક્ષેપામાં બે પ્રકારના પદાર્થો લેવામાં આવે છે, કેટલાક પદાર્થો **અપ્રધાન** હોઇને સાધ્યસિદ્ધિને અંગે એટલે ભાવ-**નિક્ષેપાની** દશાને અંગે કોઇ પણ સંબંધવાળા ન હોઇ માત્ર લોકોની તરફથી તેવી સંજ્ઞા પ્રવર્તતી હોવાથી તેને **વ્યતિરિક્તદ્રવ્યનિક્ષેપા** તરીકે લેવામાં આવે છે, પણ તેવા **અપ્રધાન વ્યતિરિક્ત** દ્રવ્ય-નિક્ષેપાને આરાધના સાથે કંઇ પણ સંબંધ હોતો નથી જેમકે **આર્દ્રકુમાર અધ્યયનમાં આર્દ્રકના** નિક્ષેપા કરતાં **વ્યતિરિક્ત**

દ્રવ્યનિક્ષેપાના ભેદમા અપ્રધાનપણે આર્દ્રક જણાવના આદુ નામે જે કદમૂળ છે તેને વ્યતિરિક્ત નામના દ્રવ્યનિક્ષેપામા જણાવેલ છે, તો તે આર્દ્રક (આદુ)મા આર્દ્રકમુનિની સ્થિતિને અગે કોઇ પણ પ્રકારે સબધ કે પ્રશસ્તપણું ન હોવાને લીધે આરાધ્યતા પણ નથી છતા લોકોમા તેને આર્દ્રક (આદુ) તરીકે ગણાય છે તેથી આર્દ્રકના વ્યતિરિક્ત નિક્ષેપામા તે આર્દ્રક (આદુ)ને ગણ્યુ છે

તેવી જ રીતે મહાવીર મહારાજની સ્તુતિને અગે સુયગડાગજીના વીરસ્તુતિ નામના અધ્યયનમા યુદ્ધમા લાખો પ્રાણીઓનો સહાર કરનાર અને આર્ત-રૌદ્રધ્યાન પૂર્વક ઘોર હિસામા પ્રવૃત્તિ કરી નરકાદિ દુર્ગતિના નિકાચિત કર્મો બાધનાર વીર (સુભટને) વ્યતિરિક્ત દ્રવ્યવીર તરીકે જણાવવામા આવેલા છે તે જગો પર સ્પષ્ટપણે સમજી શકાય તેમ છે કે

## તીર્થંકરોની મહત્તા

જન્મથી અપ્રતિપાતી એવા ત્રણ જ્ઞાને સહિત અને બીજાના ઉપદેશ વગર સ્વય વૈરાગ્ય પામી ચારિત્રને અગીકાર કરનારા અનેક પરિષહ, ઉપસર્ગના પ્રસગોમા પણ આત્માની સાધ્ય દષ્ટિને નહિં ચૂકતા સમસ્ત ઘાતીકર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પ્રગટ કરીને કૃતાર્થ થયેલા છતા સસારમા જન્મ, જરા, મરણ, રોગ, શોક, આધિ, વ્યાધિ, ઉપાધિથી પરાભવ પામતા ને તેમજ કર્મવ્યાધિથી પીડાતા અશરણ સસારી જીવોના કેવળ ઉપકારને માટે જ ધર્મોપદેશ કરી ગણધર મહારાજ દ્વારાએ શાસનની પ્રવૃત્તિના કાળ સુધી સકળ જીવોના ઉદ્ધાર માટે પ્રવચન પ્રવર્તાવનારા જ્ઞાતપુત્ર તરીકે સ્વપર શાસનમા પ્રસિદ્ધિ પામેલા ભગવાન્ મહાવીર મહારાજારૂપ ભાવવીર વર્ણનાના પ્રસગે તેવા દ્રવ્યયુદ્ધવીરોને કઇ પણ સબધ નથી, છતા જર, જોરૂ અને જમીનની જાળમા જકડાયેલી અને ક્ષેત્ર વાસ્તુ તથા હિરણ્યાદિની હડફેટમા હડમેલાએલી દુનિઆએ લાખો જીવોનો જાન લેનારા

અને રૂધિરથી રક્તહસ્તોને ધારણ કરનારા, હથીઆરની હરોળમાં હર્ષ માનનારા દુર્ગતિગામી લોકોને **વીર** તરીકે ગણેલા હોઇ તેવાઓને પણ **વ્યતિરિકત દ્રવ્યવીર** તરીકે શાસ્ત્રકારો ગણાવે છે.

જોકે તેવા વીરોને વ્યતિરિકત **દ્રવ્યવીર** તરીકે ગણી **ભગવાન્ મહાવીર મહારાજને** આત્મોન્નતિના અવિચળ માર્ગના મુસાફરોની આરાધનાના પાત્ર એવા **ભાવવીર** તરીકે જણાવે છે છતાં પણ પૂર્વે જણાવેલા દ્રવ્યવીરોના વ્યવચ્છેદને માટે શાસ્ત્રકારો **ભગવાન્ વીર મહારાજને મહાવીર** તરીકે ગણાવી '**મહા**' એવું વિશેષણ આપ્યુ છે

## પ્રભુ મહાવીરના નામની સાર્થકતા

દેવતાઓએ પણ તે **ભગવાન્ મહાવીરનું '**શ્રમણ ભગવાન્ મહાવીર**'** એવું નામ ગુણની વિશિષ્ટતાને લીધે પ્રસિદ્ધ કર્યું હતું, કેમકે ભય અને ભૈરવોના પ્રસંગમાં તેઓ અચળ રહ્યા હતા, અને પરિષહ, ઉપસર્ગના ભયંકર સંજોગોમાં ક્ષમાપૂર્વક પોતાની સહનશક્તિ તેઓએ ફોરવી હતી. એટલે **શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજા** કહેવાયા, અસાધારણપણે બાહ્ય. અભ્યંતર તપસ્યાવાળા હોવાથી **શ્રમણ** તેમ જ અનંતબળાદિક ઐશ્વર્યવાળા હોઇને **ભગવાન્** હોવા સાથે પરિષહ, ઉપસર્ગો સહન કરવા દ્વારાએ અનાદિકાળના આત્માના અભ્યંતરશત્રુને મારનાર હોઇ **મહાવીર** થયા, તેથી દેવતાઓએ **શ્રમણ ભગવાન્ મહાવીર** એવું નવીન નામ જાહેર કર્યું.

## બૌદ્ધો ભગવાન મહાવીરને કયા નામથી ઓળખે છે?

યાદ રાખવું જરૂરનું છે કે દેવતાઓએ **શ્રમણ ભગવાન્ મહાવીર** એવું આખું સવિશેષણ નામ જાહેર કર્યું છે, અને તેથી જ શાસ્ત્રોમાં સ્થાન સ્થાન પર '**समणे भगवं महावीरे,**' એવી રીતે **ભગવાન્ મહાવીર મહારાજાને** અંગે કહેવામાં આવે છે. **ભગ-**

વાન્ મહાવીર મહારાજના આવા ગુણનિષ્પન્ન નામની ઇર્ષ્યા કે કોઇપણ કારણને અંગે જ બૌદ્ધ ગ્રંથકારોએ શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજને શ્રમણ ભગવાન્ મહાવીર તરીકે કોઇ જગો પર ઓળખાવ્યા નથી, પણ કેવળ જ્ઞાતપુત્ર તરીકે સ્થાન સ્થાન પર બૌદ્ધ લોકોએ પોતાના ગ્રંથોમા ભગવાન્ મહાવીર મહારાજને ઓળખાવ્યા છે જોકે શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજાને શ્વેતાંબર શાસ્ત્રકારોએ જ્ઞાતપુત્રના નામે પણ ઓળખાવેલા છે તેથી શ્વેતાંબર શાસ્ત્રોમા જ્ઞાતસુત, જ્ઞાતપુત્ર, જ્ઞાતનંદન એવા નામોથી શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજાને ઓળખાવવામા આવેલા છે

## દિગંબરશાસ્ત્રો કે કોપમા જ્ઞાતપુત્ર તરીકેનો ઇસારો પણ નથી

સૂગડાગવીરસ્તુતિ અધ્યયનમા તથા કલ્પસૂત્ર વિગેરેમા ભગવાન્ મહાવીર મહારાજની પ્રશંસા જણાવતા પણ તેમને જ્ઞાતકુળની શોભા કરનાર તરીકે અને સમૃદ્ધિ કરનાર તરીકે જણાવવામા આવેલ છે, અર્થાત્ મહાવીર મહારાજાનું જ્ઞાતપુત્રપણું મિશ્ર નહિ તેમ રૂઢ પણ નહિ એમ ગણી યૌગિકજ ગણેલુ છે, અને તેથી જ ભગવાન્ હેમચંદ્રસૂરિજી પણ 'महावीरो वर्धमानो देवार्यो ज्ञातनन्दन' એવા અભિધાન ચિંતામણિના પદ્યાર્ધમા ભગવાન્ મહાવીર મહારાજનુ જ્ઞાતનંદન એવું નામ જણાવે છે અર્થાત્ ભગવાન્ મહાવીર મહારાજને જ્ઞાતસુત, જ્ઞાતપુત્ર, જ્ઞાતનંદન વિગેરે નામોથી બોલાવવા યોગ્યપણું શ્વેતાંબર શાસ્ત્રકારો ઘણે સ્થાને સ્પષ્ટ રીતે જણાવે છે

દિગંબર ગ્રંથકારો કે દિગંબરકોશ કરનારાઓ ભગવાન્ મહાવીર મહારાજને કોઇ પણ પ્રકારે જ્ઞાતસુત, જ્ઞાતપુત્ર કે જ્ઞાતનંદનના નામે જણાવતા નથી, અને ષટ્પ્રાભૃતની ટીકા વિગેરેમા દિગંબરાચાર્યો ભગવાન્ મહાવીર મહારાજના જે નામો જણાવે છે તેમા જ્ઞાતપુત્ર નામનો ઇશારો પણ નથી

**જ્ઞાતપુત્ર નામના સ્વીકાર અને અસ્વીકારમાં તત્ત્વ.**

આવી રીતે નામમા બને મતમાં ફરક પડવાનું કારણ બાહ્ય દષ્ટિએ જોનારને જોકે કંઇ પણ લાગશે નહિ. છતાં સૂક્ષ્મદષ્ટિથી જોનાર મનુષ્ય એ જ્ઞાતપુત્ર નામના સ્વીકાર અને અસ્વીકારમાં ઘણું તત્ત્વ જોઈ શકે છે.

અસલ હકીકત એ છે કે "શ્વેતાંબરો" ભગવાન્ મહાવીર મહારાજનું પ્રથમ દેવાનંદા બ્રાહ્મણીના ગર્ભમાં નીચગોત્રના ઉદયને લીધે આવવું માને છે. અને ઇંદ્ર મહારાજાએ તે નીચ ગોત્રનો ઉદય પૂરો થતા સિદ્ધાર્થ મહારાજાની ત્રિશલારાણીની કૂખમાં ભગવાન મહાવીર મહારાજાને ત્યાં મહર્યા" એમ માની ભગવાન્ મહાવીર મહારાજનું જ્ઞાતકુળના સિદ્ધાર્થ મહારાજના ઘેર આવવું અત્યંત ઉત્તમ અને જરૂરી માનેલું હતું અને તેથી જ્ઞાતકુળના હજારો કુળો હોય તોપણ ભગવાન્ મહાવીર મહારાજને અંગે જ્ઞાતકુળમાં થયેલા અવતાર અત્યંત પ્રશસ્ત અને આશ્ચર્યરૂપ હતો અને તેથી ભગવાન્ મહાવીર મહારાજને જ્ઞાતસુત, જ્ઞાતપુત્ર કે જ્ઞાતનંદન તરીકે અત્યંત વખાણવામા આવેલા હોઇ શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજનું જ્ઞાતપુત્ર વિગેરે નામ સાધુપણુ લીધા પછી દેવતાઓએ શ્રમણ ભગવાન્ મહાવીર એવું નામ ન્હોતું સ્થાપ્યુ ત્યાં સુધી સર્વ કાળ પ્રસિદ્ધ રહ્યું હતું અને તેજ જન્મથી માંડીને કહેવાતા જ્ઞાતપુત્ર નામથી બૌદ્ધોને ઓળખાવવાની જરૂર પડી હોય તો તેમાં આશ્ચર્ય નથી.

પરંતુ દિગંબર ગ્રંથકારો 'શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજનું દેવાનંદા બ્રાહ્મણીની કૂખમાં આવવું અને ત્યાંથી જ્ઞાતકુળમા સિદ્ધાર્થ રાજાની ક્ષત્રિયાણી ત્રિશલાની કૂખમાં મૂકવું' એ વિગેરે ન માનતા હોવાથી તે દિગંબરોને શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજને જ્ઞાતપુત્ર તરીકે ઓળખાવવા અનિષ્ટ થઇ પડે તેમાં આશ્ચર્ય નથી.

મધ્યસ્થ દષ્ટિથી જોનારો મનુષ્ય શ્વેતાંબર શાસ્ત્રોની માફક જ

ભગવાન્ મહાવીર મહારાજનુ જ્ઞાતપુત્ર એવુ નામ બૌદ્ધ શાસ્ત્રોમા દેખીને તથા તેની પૂર્વે કહેલી હકીકત સમજીને સ્પષ્ટ જાણી શકશે કે શ્વેતાંબર શાસ્ત્રો જ શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજાની સત્ય હકીકત રજુ કરનારા છે, અને એ વાત પક્ષપાત છોડીને મધ્યસ્થપણે વિચાર કરનારા દિગંબરોને પણ કબૂલ કરવામા અડચણ આવશે નહિ

**દિગંબરોની માન્યતાનુ રહસ્ય**

સર્વે દિગંબર લોકો આવાત કબૂલ કરે છે કે ભગવાન્ મહાવીર મહારાજાના ઉપદેશને આધારે ગૌતમસ્વામી આદિ ગણધરોએ રચેલી દ્વાદશાગીમાથી કે તે અંગોને આધારે શ્રુતસ્થવિરોએ રચેલા ઉત્તરાધ્યયન અને દશવૈકાલિક જેવા સામાન્ય રીતે છ, બાર મહિનામા ભણી શકાય તેવા સૂત્રોનો પણ સર્વથા વિચ્છેદ માનેલો છે દિગંબરોના મત પ્રમાણે દ્વાદશાગી કે ઉત્તરાધ્યયન, દશવૈકાલિક સરખા નાના સૂત્રનો એક અંશ પણ હજારો વર્ષોથી વિચ્છેદ થઇ ગયેલો છે અને વર્તમાનમા દિગંબર લોકો જે જે શાસ્ત્રોને માને છે તે 'કેવલી ભગવતની વાણી વગરનો આચાર્યોનો જ કરેલો શાસ્ત્રપ્રવાહ છે,' અને તેથી તે લોકોને નહિ ગમતી અગર વગર જરૂરી લાગતી નીચ કુળમા આગમન, ગર્ભાપહાર, જ્ઞાતકુળમા સહરણ એ વિગેરે વાતો યથાસ્થિત છતા પણ કાઢી નાખી હોય તે સ્વાભાવિક જ છે, અને તેથી તે દિગંબરોના કલ્પિત શાસ્ત્રોમા જ્ઞાતપુત્ર આદિ નામોની ગંધ પણ ન હોય, પણ શ્વેતાંબરશાસ્ત્રો કે જે ખુદ ગણધર મહારાજના કરેલા શાસ્ત્રોનુ જ આબેહુબ સ્વરૂપ છે, અને તેમા તે નીચકુળઆગમાદિક નહિ ગમતી વાતો પણ સત્ય સ્વરૂપના વર્ણનની ખાતર પણ કહેલી છે તે દેખીને કોઇ પણ દિગંબર કે જૈનેતર મનુષ્ય શ્વેતાંબરશાસ્ત્રોને અને તેમા કહેલી જ્ઞાતપુત્રાદિ નામોને લગતી હકીકત સત્ય માન્યા સિવાય રહેશે જ નહિ

**આરાધ્ય વીર કયા ?**

આ બધી હકીકત માત્ર પ્રાસગિક રીતિએ જણાવી છે ચાલુ

હકીકત તો આવા **શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજના** અધિકારમાં ઇતર વીર (સુભટોને) જે **દ્રવ્યવીર** તરીકે જણાવ્યા છે તે આરાધ્યપક્ષને અંગે હોઇ પણ જાતે ઉપયોગી ન હોઇ માત્ર વ્યવહારથી જ તેઓ **વીર** કહેવાતા હોઇ **વ્યતિરિક્તનિક્ષેપામાં** અપ્રધાન તરીકે જણાવેલા છે. અને તેથી તેવા વીરોની પ્રધાનતા હોતી નથી, પણ જેઓ અપ્રધાન વીર ન હોઇ **જ્ઞશરીર**, ભવ્યશરીર વીરોની માફક **વ્યતિરિક્ત દ્રવ્યવીરો** હોય તે આરાધવા લાયક છે, પણ તેવા વીરોને ઓળખવા માટે તેમજ બીજા પણ **વ્યતિરિક્ત** આરાધ્યનિક્ષેપા ઓળખવા માટે વિચારને અવકાશ છે, માટે તેનો વિચાર કરીએ.

**વ્યતિરિક્તનિક્ષેપાનો પ્રતાપ.**

**અપ્રધાનવીરની** માફક અન્ય કોઈ પણ **ભાવવસ્તુ** અને તેના નામાદિક નિક્ષેપા આરાધ્ય હોય તોપણ તેના **વ્યતિરિક્ત** ભેદમાં આવતો **અપ્રધાન નિક્ષેપો** આરાધવા લાયક ગણાતો નથી, પણ કારણ તરીકે કે ગૌણપણે આરાધ્યવસ્તુનો સબંધ લઇ **વ્યતિરિક્તનિક્ષેપો** લેવામાં આવે તો તે કારણ કે ગૌણરૂપ વ્યતિરિક્તનિક્ષેપો **ભાવનિક્ષેપાની** અપેક્ષાએ આરાધવા લાયક જ થાય છે. જેમકે યથાસ્થિત **ભાવસાધુપણું** ચારે પ્રકારના કષાયોના અભાવ સાથે મહાવ્રતોના નિરતિચારપણામાં જ રહેલું છે, છતાં પ્રમત્તગુણઠાણે રહેલો **સાધુ** મૂળ નામનું પ્રાયશ્ચિત જે અતિચારમાં ન આવે તેવા અતિચારયુક્ત મહાવ્રતવાળો **સાધુ**, જેના અનંતાનુબંધી આદિ પેટાભેદો કાળઆદિની અપેક્ષાએ પડતા હોય તેવા પણ સંજ્વલન કષાયયુક્ત **સાધુ**. બકુશ અને કુશીલ જેવા નિયંઠાવાળા સાધુ. અપ્રમત્તગુણઠાણેથી ખસીને પ્રમત્તગુણઠાણે જતા **સાધુ**, શાસ્ત્રોમાં સામાયિક અને છેદોપસ્થાપનીયના નવસેં સુધી આકર્ષો થતા હોવાથી તેવા આકર્ષમા વર્તતો **સાધુ**. આ બધા આરાધ્ય ગણાય છે

આકર્ષ તેનેજ કહેવાય છે કે પરિણતિની અપેક્ષાએ જેમાં મૂળ વસ્તુનો સર્વથા અભાવ થઇ જાય અને ફરીથી લેવામાં આવે,

અર્થાત્ આકર્ષના વચલા વખતમા વ્યવહારવાળુ કેવળ વેષધારીપણું જ છે એમ કહીએ તો ચાલે જ્ઞશરીર કે ભવ્યશરીર નિક્ષેપામા ભૂત કે ભાવિના પરિણામી કારણુની અપેક્ષાએ દ્રવ્યનિક્ષેપો ગણુવામા આવે છે, તે અપેક્ષાએ જોકે આકર્ષની વખતે પણ દ્રવ્યસાધુપણું માની શકે, પણ આકર્ષની વખતે ભાવસાધુપણાને લાયકનો વ્યવહાર અને વેષ હોઇ ભાવસાધુપણાની પરિણુતિ વર્તમાનમા ન હોઈ, ભૂત અને ભવિષ્યમા ભાવસાધુપણાની પરિણતિ થએલી હોવાથી તે આકર્ષની સ્થિતિને વ્યતિરિક્તનિક્ષેપામા અપ્રધાનપણાથી વ્યવહારવાળા જેવો ગણી દાખલ કરી શકાય

વળી ઉપર જણાવેલ વિવિધ પ્રકારના સાધુ ભાવસાધુપણાની ક્રિયાને આચરનારો હોવાથી તેને જ્ઞશરીર કે ભવ્યશરીર તરીકે ગણી શકીએ નહિ, કેમકે જ્ઞશરીર અને ભવ્યશરીર નામના નિક્ષેપામા ભાવનિક્ષેપાની પ્રવૃત્તિ અને વેષને વાર્તમાનિક સબધ હોતો નથી, પણ વ્યતિરિકતનિક્ષેપામા વેષ અને વર્તનમા વાર્તમાનિક સબધ હોય છે, અને તે વાર્તમાનિક વેષ અને વ્યવહારના સબધને લીધે જ ભાવપરિણુતિએ શૂન્ય એવા જીવને પણ ભાવપરિણુતિવાળો માનનાર જીવ મિથ્યાત્વગુણુઠાણે ગણાતો નથી, અર્થાત્ વેષ અને વર્તનના વાર્તમાનિક સબધ વગરના જીવને સુસાધુ તરીકે માનનારો મનુષ્ય જેમ મિથ્યાત્વગુણઠાણે રહેલો ગણાય તેમ સાધુના વેષ અને વર્તનના વાર્તમાનિક સબધવાળા જીવમા ભાવસાધુપણું ન હોય તોપણ તેને ભાવસાધુ તરીકે માનનાર મનુષ્ય મિથ્યાત્વી ગણાતો નથી એ સમગ્ર પ્રતાપ આ વ્યતિરિક્તનિક્ષેપાનો જ છે

તેથી જ શાસ્ત્રોને અનુસરતી જીવાદિ તત્ત્વોની યથાસ્થિત પ્રરૂપણા કરનારા જીવો સ્વય અભવ્ય કે મિથ્યાદૃષ્ટિ હોય તોપણ તેઓને શાસ્ત્રકારો દીપક નામનું સમ્યક્ત્વ માને છે, એટલું જ નહિ પણ તેવા દીપક સમ્યક્ત્વવાળાથી પ્રતિબોધ પામનારા જીવો તે સાધુના વેષ અને વર્તનમા રહેલા અને શુદ્ધ સમ્યક્ત્વથી રહિત એવાને

સદ્ગુરુ માનવા છતાં પણ તે માનનારનું સમ્યક્ત્વ અવિચલ ગણાય છે, પણ મિથ્યાત્વગુણઠાણું ગણાતું નથી તે બધો પ્રભાવ આ વ્યતિરિક્તનિક્ષેપાનો જ છે

**છાદ્મસ્થિક વ્યવહારની પ્રબળતા.**

એવી જ રીતે જે સાધુઓની પ્રથમ વડી દીક્ષાઓ થઇ છે, અને તેઓ ભાવપરિણતિએ ઉતરતા હોય, અને તેમના પછી કાલાંતરે જેમની વડી દીક્ષા થઈ છે, તેઓ સાધુપણાની ભાવપરિણતિએ ઘણા જ શુદ્ધ હોય તોપણ તે પાછળના ઉપસ્થિતોને પૂર્વના ઉપસ્થિતોને વંદન કરતાં, ગુણહીનને વંદન કર્યાનો દોષ લાગતો નથી, તેમ જ પૂર્વકાળે ઉપસ્થિત એવા હીનપરિણતિવાળાઓને કાલાંતરે ઉપસ્થિત અધિક ગુણવાળાઓને વંદન કરાવતાં ગુણની આશાતના પણ લાગતી નથી.

આ બધું સામર્થ્ય વ્યતિરિક્તનિક્ષેપાનું જ છે, આ કારણથી શાસ્ત્રકારો વ્યવહારને બલવત્તર જણાવે છે. જો આ વ્યતિરિક્તનિક્ષેપાની આટલી બધી શક્તિ માનવામાં ન આવે તો શાસનની પ્રવૃત્તિનો ઉચ્છેદ જ થઇ જાય. કેમકે છદ્મસ્થ જીવોને પોતે વંદક હોય કે વંદ્ય હોય તોપણ કઇ પરિણતિ અને કયા સંયમસ્થાનમા છે એનો નિશ્ચય થઇ શકે નહિ, અને તેથી છદ્મસ્થોનો પરસ્પર વંદ્યવંદકભાવ પ્રવર્તી શકે નહિ. જોકે જ્ઞાનગુણની અધિકતા પરસ્પરના વાચના, પૃચ્છનાદિ કે પ્રશ્નવ્યાકરણાદિના પ્રસંગથી જાણી શકાય, તોપણ દર્શનગુણનો કે જ્ઞાનાદિ ગુણના સમ્યક્પણાનો નિર્ણય કે તેના ન્યૂનાધિકપણાનો નિશ્ચય છદ્મસ્થ કરી શકતો નથી. કથંચિત્ તેનો નિશ્ચય કરવો શક્ય માનવામાં આવે તોપણ ભાવચારિત્રની પરિણતિ અને તેના ન્યૂનાધિકપણાનો નિશ્ચય તો છદ્મસ્થોને માટે અશક્ય જ છે.

આ વ્યતિરિક્તનિક્ષેપાના આધારે થતા છાદ્મસ્થિક વ્યવહારની પ્રબળતા છે એટલુ જ નહિ, પણ અધિક પર્યાયવાળા સકષાયી પ્રમત્તા-

પ્રમત્ત એવા પણ ગુરુઓને વીતરાગ પરમાત્મદશાને પ્રાપ્ત થએલા સર્વજ્ઞ ભગવતો પણ અજ્ઞાત (જાહેર ન થયા) હોય ત્યા સુધી જે વદન આદિ કરે છે તે પણ વ્યતિરિકતનિક્ષેપાના આધારભૂત વ્યવહારનો જ પ્રતાપ છે

વળી આકસ્મિક ભાવના અને ભાવચારિત્રના પ્રભાવે અન્ય લિંગમા કે ગૃહિલિંગમા રહેલા જીવને વીતરાગ પરમાત્મદશા પ્રાપ્ત થવા સાથે સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે તેમને સર્વજ્ઞપણું પ્રાપ્ત થયા છતા પણ અતર્મુહૂર્તથી અધિક મનુષ્યજીવન અવશેષ હોય તો જરૂર દ્રવ્ય સાધુપણું લેવુ પડે છે, તો તે કેવની મહારાજે લેવાનુ દ્રવ્યચરિત્ર નથી તો આગમથકી દ્રવ્યચારિત્ર, તેમ નથી તો તે આગમથકી જ્ઞશરીર કે ભવ્યશરીરરૂપ દ્રવ્યચારિત્ર, પરતુ તે સર્વજ્ઞ પરમાત્માએ લેવાતું દ્રવ્યચારિત્ર માત્ર નોઆગમના આ વ્યતિરિકત-રૂપી દ્રવ્યભેદમા જ દાખલ કરી શકાશે, જો તે કેવળી મહારાજે લેવાતું દ્રવ્યચારિત્ર આ વ્યતિરિક્ત નામના ભેદમા જ દાખલ કરવામા આવે તો સર્વજ્ઞ પરમાત્માની તેઓના ગુણના આધારે જે વદનીયતા નથી, તે આ વ્યતિરિકતનિક્ષેપાના આધારરૂપ દ્રવ્યચારિત્ર લેવાને અગે છે, આ રીતે સર્વજ્ઞ થએલા મહાપુરુષની પણ વદનીયતા વ્યતિરિકતનિક્ષેપાને આધારે થાય છે એટલે વ્યતિરિકતનિક્ષેપાને આરાધ્ય તરીકે માનવામા કોઇ પણ વાધો નથી

## સ્નાત્રાદિકે કરાતી પૂજા ભાવપૂજાનુ ઉપાદાન કે પરિણામી કારણ નથી

આ રીતે મુખ્ય ભાવવસ્તુના ઉત્પાદનમા પરિણામી કારણ સિવાયના કારણોને વ્યતિરિક્ત દ્રવ્યનિક્ષેપામા ગણવા લાયક હોઇને જિનેશ્વર મહારાજની આજ્ઞાનુ પાલન કરવારૂપે સર્વ વિરતિને જ ભાવસ્તવ કે ભાવપૂજામા ગણેલ હોવાથી તેના અતીત અને અનાગત પરિણામી કારણ તરીકે જો કે આત્મદ્રવ્ય જ, અને તેથી જ્ઞશરીર, ભવ્યશરીર દ્રવ્યનિક્ષેપા તરીકે આનદ ઘને જ

લઇ શકીએ, અને તે અપેક્ષાએ આત્માને જ **જ્ઞશરીર નોઆગમ દ્રવ્યપૂજા** કે **ભવ્યશરીર નોઆગમ દ્રવ્યપૂજા** કહી શકીએ, પણ ત્રિલોકનાથ જિનેશ્વર ભગવાનની કે તેઓશ્રીની પ્રતિમાની સ્નાન, વિલેપન, ધૂપ, દીપ, પુષ્પ, અક્ષત અને નૈવેદ્ય વિગેરેથી કરાતી પૂજાને **આગમથકી દ્રવ્યપૂજા** કે **નોઆગમથકી જ્ઞશરીર** અથવા **ભવ્યશરીર દ્રવ્યપૂજા**માં ગણી શકીએ તેમ નથી. તે સ્નાત્રાદિકથી કરાતી પૂજાને દ્રવ્યપૂજા કહેતી વખતે વ્યતિરિક્ત દ્રવ્યનિક્ષેપાને જ ખ્યાલમાં રાખવો પડે, કેમકે તે **સ્નાત્રાદિકે કરાતી પૂજા** તે **આજ્ઞાપાલન** કે **સંયમરૂપ ભાવપૂજાનું ઉપાદાન કારણ કે પરિણામી કારણ નથી એ ચોક્કસ જ છે.**

## શરીર અને આત્માનો કથંચિત્ અભેદ.

અહીં કદાચ એમ પ્રશ્ન થઇ શકે કે–**જ્ઞશરીર** અને **ભવ્યશરીર** નિક્ષેપામાં જાણકાર થયેલાનુ ને જાણકાર થવાવાળાનું શરીર જ લેવામાં આવ્યું છે અને તે શરીર તો ઉપાદાન કારણ હોતું જ નથી, પરંતુ તે શરીર નિમિત્ત કારણ માત્ર જ હોય છે, અને તેથી શરીરરૂપી નિમિત્ત **જ્ઞશરીર. ભવ્યશરીર** તરીકે લેવામાં આવ્યું છે, તેવી રીતે શરીરને ઉપલક્ષણ તરીકે રાખીને બીજાં પણ અતીત, અનાગતનાં કારણો **જ્ઞશરીર, ભવ્યશરીર** તરીકે કેમ ન લેવાં ?

આના જવાબમાં એમ સમજવું કે વ્યવહાર દૃષ્ટિએ શરીર અને આત્માનો ભેદ ગણાતો નથી. જેમ ક્ષીર અને નીર એકઠાં મળ્યાં હોય, તેમાં આ ક્ષીર છે, અને આ નીર છે, એવો વિભાગ કરવો તે અશક્ય નહિ તો અયોગ્ય તો છેજ. આજ કારણથી ભવાંતરોમા ઇંદ્રિયો અને યોગદ્વારાએ બંધાયેલાં કર્મોને અંગે, "**મેં બાંધ્યા છે,**" એમ ભવાંતરમા પણ આત્મા કહી શકે છે. જો શરીર અને આત્માનો સર્વથા ભેદ ગણવામાં આવે તો ઇંદ્રિયો અને યોગાદિદ્વારાએ આત્માને તેનાથી ભિન્ન હોવાને લીધે કોઇ પણ પ્રકારે કર્મબંધ થાય નહિ

## શરીર સબધિત દ્રવ્યનિક્ષેપાનુ મહત્ત્વ

જેમ સસારી આત્માના ઇદ્રિયો અને યોગોથી થતુ કર્મબધન તે ઇદ્રિય અને યોગોથી ભિન્ન એવા સિદ્ધના આત્મા કે અન્ય સસારી આત્માઓને લાગતુ નથી, તેવી રીતે તે ઇદ્રિયો અને યોગોને પ્રવર્તાવનાર આત્મા પણ તે ઇદ્રિયાદિમય શરીરથી સર્વથા ભિન્ન માનવામા આવે તો તે શરીર આદિ દ્વારાએ તે આત્માને બધ થવો જોઈએ નહિ, અને એવી રીતે બધનો અભાવ માનીએ તો ચાર ગતિરૂપ સસારનો વિચ્છેદ થઇ જાય, અને જીવને સુખ-દુખ આદિનુ વેદન પણ જે શરીર આદિ દ્વારા થાય છે તે પણ થાય નહિ

જોકે **જ્ઞશરીર** અને **ભવ્યશરીર** નિક્ષેપામા જીવ-સહિત શરીર લેવુ કે નજ લેવુ એમ નથી, કેમકે **જ્ઞશરીર** ભેદમા ગણાતુ શરીર જીવ-રહિત હોય એમ નિશ્ચિત છતા પણ **ભવ્યશરીર દ્રવ્યનિક્ષેપા** તરીકે ગણાતુ શરીર જીવરહિત નથી જ હોતુ એ ચોક્કસ છે, છતા તે **જ્ઞશરીર** અને **ભવ્યશરીર** નિક્ષેપામા શરીરની જ મુખ્યતા લેવામા આવી છે એમા બે મત થઇ શકે તેમ જ નથી, પણ તે જ્ઞશરીર, ભવ્યશરીર દ્રવ્યનિક્ષેપામા લેવામા આવેલ શરીરની ગણત્રી તે શરીર તરીકે નહિ, પણ શરીર અને આત્માનો જે કથચિત્ અભેદ સ્વભાવ છે તેને અનુસરીને આત્માની માફક તે શરીરને મુખ્ય ભાવવસ્તુના પરિણામી કારણ તરીકે લઇને **જ્ઞશરીર, ભવ્યશરીર** નિક્ષેપાઓ કરવા પડે છે

## વ્યતિરિક્તનિક્ષેપની વિશેપતા

આ જ કારણથી એકભવિક, બદ્ધાયુષ્ક અને અભિમુખનામગોત્ર એ નામના ત્રણ ભેદો **દ્રવ્યનિક્ષેપાને** અગે ભવિષ્યના આખા ભવની અપેક્ષાએ લેવામા આવે છે, પણ તે અહીં લીધા નથી અહીં તો જ્ઞશરીરપણું એ જાણકારના મરણ પામ્યા પછી તેના શરીરની ઓળખ રહે ત્યા જ સુધી લેવામા આવે છે, અને ભવ્યશરીરપણું ગર્ભમા આવવાના કે જન્મના સમયથી જ લેવામા આવે છે ભૂતકાળના ભવની અદર બનતું એકભવિકઆદિપણું વર્તમાન ભવની અપેક્ષાએ

પરિણામી કારણ તરીકે લઈએ તો ભવ્યશરીર તરીકેનો નિક્ષેપો ગણી શકીએ, પણ વિશેષે કરીને તે એકભવિક આદિ અવસ્થાને વ્યતિરિક્ત ભેદમાં દાખલ કરવી સુગમ પડશે.

ઉપર જણાવ્યા પ્રમાણે શરીર અને આત્માનું કથંચિત્ અભેદપણું ગણી સચેતન અને અચેતન શરીરને પરિણામી કે ઉપાદાન કારણ માની **જ્ઞશરીર** કે **ભવ્યશરીર** નામના **દ્રવ્યનિક્ષેપામાં** લઈ જઈ શકીએ, પણ ત્રિલોકનાથ જિનેશ્વર ભગવાન્ કે તેમની પ્રતિમા વિગેરેની સ્નાદિકથી કરાતી પૂજા અતીત કે અનાગત કાળમાં પરિણામી કારણ ન બનવાથી તેને **વ્યતિરિકતનિક્ષેપામાં** જ દાખલ કરવી પડશે.

જોકે **ત્રિલોકનાથની આજ્ઞાપાલાનરૂપ કે સંયમઅનુષ્ઠાનરૂપ ભાવપૂજાની** પ્રાપ્તિને માટે કરાતી સ્નાત્રાદિક સાધનોવાળી પૂજા તે **દ્રવ્યપૂજા** ત્યારે જ કહેવાય છે કે જ્યારે પૂજન કરનારો ભવ્ય આત્મા આગળ જણાવીએ છીએ તેવી સદ્ભક્તિપૂર્વક જ ત્રિલોકનાથની સ્નાત્રાદિક દ્વારાએ પૂજા કરે.

## પૂજકની સદ્ભકિતનું મહત્ત્વ

દ્રવ્યપૂજાથી પૂજનાર પણ ભવ્ય આત્માએ પૂજા કરવાના વિચારની સાથે જ ત્રિલોકનાથને અંગે આવા વિચારો કરવા જોઈએ:-

"ત્રિલોકનાથ જિનેશ્વર ભગવાન્ પોતાના આખા ભવમાં કોઈના પણ ઉપકાર તળે દબાતા નથી. જિનેશ્વર ભગવાનો જન્મથી જ સ્વતંત્ર-અપ્રતિપાતી મતિ, શ્રુત અને અવધિ એવા ત્રણ જ્ઞાનવાળા હોય છે. સંયમની પ્રાપ્તિ પણ તેઓશ્રીને બીજા કોઈના ઉપદેશથી થતી નથી, પરંતુ તેઓને પોતાના આત્માથી જ સંયમ લેવાની ભાવના થાય છે.

## લોકાંતિકોની ધર્મ પ્રવર્તાવવાની વિનંતિનું રહસ્ય

**લોકાંતિક** દેવતાઓ તેઓશ્રીને સંયમ લેવા જે વિનતિ કરે છે, અને "સંયમ ગ્રહણ કરી બીજા જીવોને પણ ચારિત્રપ્રાપ્તિનું

નિમિત્ત બની ધર્મતીર્થ પ્રવર્તાવવાનુ કહે છે આ બધુ ચારિત્ર ગ્રહણ કરવા માટે ભગવાન્ જિનેશ્વર મહારાજને સ્વય થએલા પરિણામની પછી જ કહે છે જો કે સ્વય ચારિત્ર ગ્રહણ કરવા અને ધર્મતીર્થ પ્રવર્તાવવા તૈયાર થએલા જિનેશ્વર ભગવાનને લોકાતિક દેવતાનું તેવુ કથન નિરર્થક છે તોપણ ઘેર આવતા સત્પુરુષને કોઇ પણ સજ્જન વિવેકને અગે ' પધારો ' એમ કહે, રાજાદિક મહર્દ્ધિકો જ્યારે ચાલવા માડે ત્યારે તેના સેવકો જેમ પધારવાનુ કહે, તેમ અહી પણ લોકાન્તિક દેવતાઓ તેવા વિવેકરૂપી કલ્પને અગેજ સ્વય ચારિત્ર લેવાને તૈયાર થએલા ભગવાન્ જિનેશ્વર મહારાજને ચારિત્ર લેવાની અને ધર્મતીર્થ પ્રવર્તાવવાની વિનતિ કરે છે, અર્થાત લોકાતિકોનો અશે પણ ઉપકાર તીર્થકર ભગવાન્ ઉપર ચારિત્ર ગ્રહણ કરવાની બાબતમા નથી

### તીર્થકરોના મન પર્યવ જ્ઞાનની મહત્તા

વળી ચારિત્ર ગ્રહણ કરવાની વખતે જ સર્વ તીર્થકરોને મન પર્યવજ્ઞાન ઉત્પન્ન થાય છે

યાદ રાખવાની જરૂર છે કે સર્વ સાવદ્યના ત્યાગરૂપી ચારિત્રને માટે ઉચ્ચરાતી પ્રતિજ્ઞા લેવાયા પછી જ આ મન પર્યવજ્ઞાન થાય છે જોકે સર્વ તીર્થકરો સાવત્સરિક દાન આપે તે વખતે તેઓશ્રી ચારિત્રના પરિણામવાળા જ હોય છે એટલું જ નહિ, પણ તેવા દાનની શરૂઆત પહેલા પણ કેટલોક વખત તેઓ જરૂર ચારિત્ર પરિણામ વાળા હોય છે, છતા તેવા ત્રણ જ્ઞાનવાળા, તેવા ચારિત્રના પરિણામ વાળા, એવા જિનેશ્વરોને પણ સર્વ સાવદ્યના ત્યાગરૂપી ચારિત્રની પ્રતિજ્ઞા ન સ્વીકારે ત્યા સુધી મન પર્યવજ્ઞાન ઉત્પન્ન થતુ નથી

આ ઉપરથી ફલિત એ થાય છે કે–સાવદ્યના ત્યાગના પરિણામ વાળાઓને પણ સાવદ્યની પ્રવૃત્તિના ત્યાગરૂપી ચારિત્રની પ્રતિજ્ઞા કર્યા પછી જ મન પર્યવનાન થતુ હોવાનો કુદરતી ન્યાય લાગે છે

બીજી એક ખાસ વાત ધ્યાનમા લેવા જેવી છે કે એકલા ચારિત્રના પરિણામવાળાને સર્વ સાવદ્યના ત્યાગની પ્રતિજ્ઞા ન હોવાથી મન પર્યવ

જ્ઞાન નથી થતું એમ નહિ, પણ જેઓ ગર્ભથી અપ્રતિપાતી ત્રણ જ્ઞાનવાળા છે, કેટલીએ મુદતથી ચારિત્રના પરિણામવાળા છે અને સાથે બબ્બે વરસ સુધી જેઓએ સચિત્ત આહારનો ત્યાગ કર્યો છે, પોતાને માટે આહારપચનાદિકનો પણ પ્રતિબંધ કરેલો છે, ગૃહસ્થાવસ્થામાં અત્યંત જરૂરી લાગતા સ્નાનાદિકનો પણ ત્યાગ કરેલો છે, એવા ભગવાન્ મહાવીર મહારાજને પણ સર્વ સાવદ્યના ત્યાગની પ્રતિજ્ઞા ન કરી ત્યાં સુધી સાધુપણું ગણાયું નહિ, તેમજ મનઃપર્યવજ્ઞાન પણ થયું નહિ, અને જે ક્ષણે સર્વ સાવદ્યનાત્યાગની પ્રતિજ્ઞા કરી તેજ ક્ષણે તેઓશ્રીને બીજા તીર્થંકરોની માફક મનઃપર્યવજ્ઞાન પ્રગટ થયુ છે.

## શક્રેંદ્રની ભક્તિમૂળક ચિંતા અને ભગવાનની ધીરતા.

વળી દ્રવ્યપૂજા વખતે એ પણ વિચારવું જરૂરી છે કે–સર્વ સાવદ્યનો ત્યાગ કર્યા પછી અને તે સર્વ સાવદ્યત્યાગને લીધે મનઃ પર્યવજ્ઞાન થયા પછી પણ દેવતા, મનુષ્ય કે તિર્યંચના સ્વાભાવિક કે કૃત્રિમ ઉપસર્ગો તથા આવી પડતા ક્ષુધાદિ અને દંશમશકાદિ પરિષહોને નિવારવામાં કે સહન કરવામા કોઈની પણ સહાયની અપેક્ષા રાખતા નથી કે લેતા નથી.

ઋષભાદિ ચોવીસે તીર્થંકરોમાં ઘોર ઉપસર્ગ અને પરિષહો સહન કરવાનો પ્રસંગ વધારે જો કોઈને પણ હોય તો તે ભગવાન મહાવીરને જ હતો અને તે મહાપુરુષ તેવા ભયંકર પ્રસંગમાં મેરૂ માફક નિષ્કંપ રહ્યા અને તેથી જ કેવળ તે ભગવાન્ મહાવીર મહારાજનું નામ 'समणे भगवं महावीरे' કહીને જાહેર કર્યું.

આ સર્વ ઉપસર્ગોનો પ્રસંગ પણ મહાવીર મહારાજના દીક્ષાકલ્યાણકના ઉત્સવ પ્રસંગે આવેલા શક્રઈંદ્રના ધ્યાનમાં આવ્યો અને તે ઉપસર્ગોનો પ્રસંગ વિચારતાં શક્રેંદ્રના ચિત્તમાં ચિંતા થવા લાગી અને તે ઉપસર્ગોને નિવારવા માટે દેવલોકના દેવતાઈ સુખોની દરકાર કર્યા વગર ભગવાન્ મહાવીર મહારાજની સેવામાં તેઓશ્રીને કેવળજ્ઞાન થાય ત્યાં સુધી રહેવાની માગણી કરી.

શક્રેદ્ર જાણુતા હતા કે તીર્થંકર ભગવાનોને કેવળજ્ઞાન થવા પહેલા જ ઉપસર્ગોની સભાવના હોય છે, પણ કેવળજ્ઞાન્ પ્રગટ થયા પછી તીર્થંકર ભગવાનોને ઉપસર્ગો હોતા નથી ભગવાન્ મહાવીર મહારાજને કેવળજ્ઞાન થયા પછી સાડાતેર વર્ષે ગોશાલા તરફથી જે ઉપસર્ગ થયો તે આશ્ચર્યરૂપ અને ઘણીજ વખતના આતરે હોઇ તેની વિવક્ષા જણાવી નથી

ભગવાન્ મહાવીર મહારાજે શક્રેદ્રની તે માગણી કબુલ ન કરી તે એમ કહીને કે "કોઇપણ તીર્થંકર કોઇપણ સુરેન્દ્ર કે અસુરેન્દ્રની મદદથી પરિષહ, ઉપસર્ગો જીતીને કેવળજ્ઞાન મેળવતા નથી."

## ઉપસર્ગ, કે અભિગ્રહમા અવધિજ્ઞાનનો ઉપયોગ ન મુકવાનો મર્મ

જો કે ભગવાન્ મહાવીર મહારાજનુ શક્રેદ્રના અવધિજ્ઞાન કરતા પણ વિશાળ અવધિજ્ઞાન હતું, પણ અવધિજ્ઞાનનો સ્વભાવ એવો છે કે તેના દ્વારાએ અવધિજ્ઞાનવાળો જીવ ઉપયોગ મુકે તોજ જાણી શકે ઉપયોગ મુકવાની જરૂર ન હોય અને પ્રત્યેક સમયે સર્વ દ્રવ્ય ક્ષેત્ર, કાળ, ભાવ આપોઆપ સ્વાભાવિક ઉપયોગથી જણાતા હોય તો તે સામર્થ્ય માત્ર કેવળજ્ઞાનનુ જ છે ભગવાન્ મહાવીર મહારાજના પોતાના વિસ્તીર્ણ અવધિજ્ઞાનથી છદ્મસ્થપણાના સાડાબાર વર્ષમા થનારા ઉપસર્ગોને જાણી શકત પણ ઉપસર્ગ, પરિષહ કે અભિગ્રહમા તે મહાપુરુષે **અવધિજ્ઞાનનો ઉપયોગ કરેલો જ નથી.**

વાસ્તવિક રીતિએ અચાનક અજાણપણે આવી પડેલા પરિષહ ઉપસર્ગોના સહનમા કે પાલન કરાતા અભિગ્રહમા રોમાચ ન થવાનું કે ક્રોધના અભાવપૂર્વક સહન કરવાનું સામર્થ્ય જેવુ અદ્વિતીય ગણાય તેવું જાણ્યા પછી તે સહન કરવામા ગણાય નહિ તેમજ હોય નહિ તે સ્વાભાવિક જ છે

આવી રીતે પોતે અવધિજ્ઞાનના ઉપયોગદ્વારાએ ઉપસર્ગ નહિ જોયા તોપણ શક્રેદ્રના કથનથી, અત્યત ઘોર પરિષહ, ઉપસર્ગોનો

સંભવ જાણ્યા છતાં તથા તે નિવારવા માટે ઇંદ્રની ભક્તિવાળી માગણી છતાં જે ઇંદ્રને વૈયાવચ્ચ માટે રહેવાનો નિષેધ કરવામાં આવ્યો તે ત્રિલોકનાથની બીજાના ઉપકાર તળે નહિ રહેવાની ઉત્તમોત્તમ દશાને સૂચવનાર છે.

આમ છતાં પણ ઇંદ્રમહારાજ મરણાંત ઉપસર્ગ કરનારા ગુવાળ વિગેરેને તેમજ અયોગ્ય રીતિએ ઉતારી પાડી અપભ્રાજના કરવા તૈયાર થએલા અચ્છંદક વિગેરેને જે શિક્ષિત કર્યા છે તથા પુષ્પક નામના સામુદ્રિકને ભગવાનનું યથાસ્થિત સ્વરૂપ જણાવી સમૃદ્ધિપાત્ર કર્યો છે, તેમાં જો કે ઇંદ્રની વૈયાવચ્ચ કરવાની બુદ્ધિ છે તોપણ ભગવાન્ મહાવીર મહારાજે વૈયાવચ્ચનો નિષેધ કરેલો હોવાથી ઇંદ્રના ઉપકારમાં આવેલા ગણાય નહિ.

## ભક્તોની વિશિષ્ટ ફરજ

ઇંદ્રે વૈયાવચ્ચ માટે કરેલી શિક્ષાથી ઇંદ્રની ઉપર કેટલાક અણસમજુ લોકો અમાનુષતાનો આરોપ કરે છે, પણ તેઓએ ઇંદ્રની ભક્તિ, મરણ અને અપભ્રાજનાની અનિવાર્યતા વિચારી નથી. તેમજ શ્રી ઉત્તરાધ્યનસૂત્રમાં હરિકેશીમુનિને ઉપદ્રવ કરવા તૈયાર થએલા અધ્યાપક અને તેના શિષ્યોને લોહી વમતા કર્યા, અંગોપાંગ ઉતારી નાખ્યાં, છતાં એ બધું કરનાર તિંદુકવૃક્ષવાસી યક્ષને સૂત્રકારો વૈયાવચ્ચ કરનાર જ ગણે છે.

યાદ રાખવું જરૂરી છે કે મહાપુરુષ તરફ અયોગ્ય વર્તન કરનારને તે મહાપુરુષના ભક્તો યથાશક્તિ શિક્ષા કરે જ છે અને જેઓ તેવા પ્રસંગે યથાશક્તિ શિક્ષા ન કરે તો તેઓની ભક્તિ અને વૈયાવચ્ચમાં ખામી ગણાય એ સ્વાભાવિક જ છે. જો કે ઉપદ્રવ કરનારને કરાતી શિક્ષાની માત્રાનો નિર્જરાના માપ સાથે સંબંધ નથી, તોપણ ભક્તિના તીવરાગને અંગે આવેલો આવેશ કોઇપણ પ્રકારે દબાઇ શકેજ નહિ. તે આવેશનું ન આવવું, કે આવેશ ન આવવાને લીધે તેને દબાવવાની જરૂર ન પડવી એ વીતરાગ સર્વજ્ઞ ભગવાનને અથવા તો ભકિતહીનને જ બની શકે.

## તીર્થંકરો જન્મથી અને વિશેષે ફરી કેવળી થયા પછી જીવોના હિતમા જ પ્રવૃત્તિ કરે છે

ઉપર જણાવ્યા પ્રમાણે જે ત્રિલોકનાથ જિનેશ્વર ભગવાન્ બીજાના ઉપકાર તળે જન્મથી પણ આવેલા જ નથી તે ભગવાન તીર્થંકર કેવળજ્ઞાન પામીને કૃતાર્થ થયા છતા સૂર્યોદયની માફક તીર્થપ્રવર્તન કરી સ્વભાવથી જ જગતના હિતને માટે પ્રવર્તે છે

આજ કારણથી ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટ નિવારણરૂપ ફળને ઉદ્દેશીને તીર્થંકર ભગવાનનો પ્રવૃત્તિનિવૃત્તિનો ઉપદેશ છતા ઘણી જગોપર તે ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટ-નિવારણરૂપ ફળ જણાવ્યા વિના પણ ભગવાન્ તીર્થંકર મહારાજના વચનમાત્રથી જ પ્રવૃત્તિનિવૃત્તિ કરવી એ સમ્યગ્દૃષ્ટિઓનુ જરૂરી કર્તવ્ય રૂપે જણાવ્યુ છે

અર્થાત્ ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટ નિવારણ રૂપે જણાવેલુ ફળ સમ્યગ્દૃષ્ટિ જીવોના શ્રવણની અપેક્ષાએ માત્ર અનુવાદરૂપ જ છે, વિધેય તરીકે તો પ્રવૃત્તિ નિવૃત્તિમા મુખ્ય હેતુ માત્ર જિનકથિત પણાનો જ છે, અને તેથી જ **જૈન સિદ્ધાતોમા દરેક પ્રવૃત્તિ-નિવૃત્તિના ફળો બતાવવામા આવેલા નથી, પણ માત્ર જિનાજ્ઞા તરીકે જ કર્તવ્યદશા માનવામા આવેલી છે,**

આ હેતુથી આપણે આગળ પણ જોઇશું કે જિનેશ્વર ભગવાનનું કે તેમની પ્રતિમાનુ સ્નાત્રાદિક દ્વારાએ કરાતું પૂજન ફક્ત જિનેશ્વર મહારાજાઓએ કરવા લાયક કહ્યું છે, એ વિચારવાળી સદ્ભક્તિ વાળુ હોઇ યોગ્ય પૂજન કહેવાય છે

વળી ભગવાન જિનેશ્વર મહારાજના કે તેમની પ્રતિમાને સ્નાત્રાદિક દ્વારા કરાતી શુદ્ધ ભક્તિથી કરાતા પૂજનનુ બારમા (અચ્યુત) દેવલોક સુધીની પ્રાપ્તિરૂપી ફળ બતાવવામા આવે છે, તો પણ તે દેવલોકની પ્રાપ્તિરૂપી ફળને ઉદ્દેશીને કોઇપણ સમ્યગ્દૃષ્ટિ પૂજન કરતો નથી અને છતા કોઇ કરે તો તેવા પૂજનને યથાસ્થિત પૂજન કહેવાતું નથી તેવા પૂજનને અપ્રધાન પૂજન જ કહેવું પડે, અર્થાત

જિનેશ્વર મહારાજે ફરમાવેલી સર્વ પ્રવૃત્તિ-નિવૃત્તિઓ સર્વ જીવોના કલ્યાણને માટે જ છે એમ જાણી જિનેશ્વર ભગવાનની આજ્ઞા માત્રથી જ પ્રવર્તવાનું થાય છે અને તેનું જો કાંઇ પણ કારણ હોય તો તે એજ કે ત્રિલોકનાથ ભગવાન્ તીર્થંકરો જન્મથી જ અને વિશેષે કરીને કેવળજ્ઞાન પછી સર્વ જીવોના હિતને કરવાવાળા જ હોય છે.

**શાસ્ત્રો છદ્મસ્થ ગણધરોનાં રચેલાં છતાં પ્રામાણિક કેમ ?**

પૂર્વે જણાવ્યા પ્રમાણે ભગવાન્ તીર્થંકરો સર્વ જીવોના હિતકાર્યમાં તત્પર રહેતા હોઇ કોઈ પણ જીવને અહિત ન થાય તેવી ધારણાથી હરેક જીવને અહિતથી નિવારવાવાળા હોય છે, અને તેથી જ છદ્મસ્થ ગણધર મહારાજાઓએ સર્વજ્ઞ તીર્થંકર ભગવાનની હાજરીમાં રચેલાં સૂત્રોને સર્વ શાસનપ્રેમી જીવો માન્ય કરે છે.

કેમકે ગણધરોના છદ્મસ્થપણાને લીધે જો કાંઇ પણ અહિત કરનારી રચના થઇ હોત તો ભગવાન્ તીર્થંકર મહારાજ જરૂર નિવારણ કરત, પણ તે રચનામાં સર્વજ્ઞ પ્રભુએ કોઇ પણ પ્રકારનો સુધારો ન કર્યો એટલું જ નહિ, પરંતુ તે ગણધરોએ રચેલી દ્વાદશાંગીનું સ્વામિત્વ તે ગણધરોને સમર્પણ કરવા સાથે તે દ્વાદશાંગીની રચનાને અનુસારે જ સમગ્ર સંઘને વર્તાવવાની આજ્ઞારૂપી અનુજ્ઞા કરી સર્વ ગણધરોના મસ્તક ઉપર સુગંધી વાસચૂર્ણ સ્થાપન કર્યો.

**માત્ર મનુષ્યની દયા પાળનારા રાજાઓ કરતાં તીર્થંકરોની વિશેષતા**

સર્વ તીર્થંકરો જગતના સર્વ જીવોને હિત કરનારા હોય છે અને તેથી જ તેઓ રાજામહારાજા કરતાં શ્રેષ્ઠ હોય છે. કેમકે-રાજામહારાજા માત્ર પોતાને જેની ઉપર રાજ કરવું છે, જેની પાસેથી આવક લેવી છે, જેના દ્વારા પોતાની રાજ્યની વૃદ્ધિ કરવી છે, તેમ જ શત્રુના આવેલા હલ્લા પણ જે પ્રજાદ્વારા ઝીલવા છે, તે પ્રજાના જ માત્ર બચાવને માટે કાયદાઓ કરે છે, અને તે પણ કાયદાઓ એવા કે પ્રજાના અમુક ભાગને એટલે કે અપરાધ કરનારા પ્રજાજનને

તો નાશ કરનારા હોય છે અને તેમા જ એટલે અપરાધીના દેહાતદડમા દુષ્ટ શિક્ષાને નામે પોતાની શ્રેષ્ઠતા અને અધિકતા મનાવે છે

પણ પ્રજાના જીવનના સાધનરૂપ, પ્રજાની આબાદીનું મૂળ કારણ અને પ્રજાની ઘણા ભાગે માલમતા તરીકે ગણાતા જાનવરોની રક્ષા તરીકેના તો કોઇ પણ કાર્ય કરતા નથી અને તેથી જ પૂર્વકાળમા કે વર્તમાનમા પણ જાનવરોના કતલખાનાનો ડગલે ને પગલે વધારો થયા કરે છે

જો કે જાનવરોની કતલની વૃદ્ધિના પ્રમાણમા જ મનુષ્યોના મરણનું પ્રમાણ વધારે આવતું જાય છે તેમ સૂક્ષ્મ રીતિએ અવલોકન કરનારાઓ સ્પષ્ટપણે જણાવે છે અને દાખલાદલીલો સાથે તે વસ્તુને પુરવાર કરે છે, છતા રાજામહારાજાઓ તે કતલ ઉપર અકુશ મુકતા પણ નથી અને મુકવા તૈયાર પણ નથી, પૂર્વકાળમા પણ જિનેશ્વર મહારાજના સનાતન સત્યમય શાસનને અનુસરનારા કો'ક શ્રેણિક, સપ્રતિ કે કુમારપાળ મહારાજા જેવા માત્ર નામ લેવાને ઠામ લાગે તેવાઓને બાદ કરીને કોઇ પણ રાજામહારાજાએ જાનવરોના વધના ઉપર અકુશ મેલેલો જ નથી અને તેથી જ ચોકખા શબ્દોમા કહીએ તો રાજામહારાજાઓ માત્ર મનુષ્યના બચાવને માટે જ અને તે પણ ઉપર જણાવેલી સ્વાર્થ દૃષ્ટિએ તૈયાર રહ્યા છે અને રહે છે

## મહાજને ગોધન આદિ જાનવરની દયા જગતમા પ્રસરાવી છે

જે ગાય, ભેંસ, ઘોડા વિગેરે જાનવરો મનુષ્યની માફક આહાર, નિદ્રા, ભય અને મૈથુન સજ્ઞાવાળા છે, સ્થાન, સ્વામી, સતાન અને કુટુબની મમતાવાળા છે, સુખ અને દુખની લાગણી જેને સ્પષ્ટ જણાય છે, ભયથી વ્યાપે છે, સતોષમા મોજ માને છે, એવા એવા અનેક કારણોથી સ્પષ્ટ ચૈતન્યવાળા હોઇ આત્મા કે જીવવાળા છે, તેઓનો બચાવ જો કે રાજ્ય તરફથી ન થાય તો પણ પ્રજાજનની અપરિવર્તનશીલ ચિતાને કરનાર મહાજનને કરવો પડયો છે

જો કે આ વાત તો જગતમા સિદ્ધ જ છે કે જેની પાસે જેટલી

સત્તા હોય તે મનુષ્ય તેટલી સત્તાને આધારે જ સજા કરી શકે અને મહાજન પાસે કોઈનો પ્રાણ લેવાની, દેશપાર કરવાની કે કેદમાં બેસાડવાની સત્તા હતી નહિ અને છે પણ નહિ, અને હોત તો પણ જાનવરના બચાવને માટે મનુષ્યની મૃત્યુદશા કે મૃત્યુના જેવી દશાને અમલમાં મેલવા તેઓ ભાગ્યે જ તૈયાર થાત, છતાં તે ગોધન વિગેરેના નાશ કરનારા કે તેના નાશ ઉપર જ તેના અવયવોથી નિર્વાહ કરનારા લોકોની સાથે વ્યવહાર બંધ કરી તેઓને અસ્પૃશ્યકોટિમાં રાખ્યા, એ કાર્ય મહાજને ઢોરના બચાવને માટે કરેલુ હોય એ સંભવિત છે અને તે જ કારણથી તેવા લોકોની સાથે મહાજને મહાજનપણાનો વ્યવહાર તો શું પણ બીજો ખાનપાનાદિના સ્પર્શનો પણ વ્યવહાર અલગ રાખ્યો. આવી રીતે જો વ્યવહારભેદનું કારણ સત્ય માનીએ તો રાજામહારાજાઓએ નહિ કરેલી એવી ગોધન આદિ જાનવરની દયા મહાજને જગતમાં પ્રસરાવી છે.

## શ્રાવક મહાજનની વિશિષ્ટતા

છતાં કોઈ પણ મહાજને કોઇ પણ જગો ઉપર કોઇ પણ કાળે જગતના મનુષ્યોના જીવન વ્યવહારમાં ઉપયોગી નહિ એવા કીડી, મંકોડી કે માખી વિગેરેના બચાવને માટે લેશ પણ ઉદ્યમ કર્યો હોય એનો કોઇ ઐતિહાસિક પુરાવો સાક્ષીભૂત નથી અને તેવો સંભવ પણ નથી કે કોઇ મહાજન તેવા બેઇદ્રિય, તેઇદ્રિય ચઉરિંદ્રિય, જીવો માટે કોઇ પણ પ્રકારના રક્ષણનો પ્રબંધ કરે.

કેટલાક સ્થાનના પવિત્ર જૈનશાસનના પવિત્ર સંસ્કારોએ પવિત્ર થએલા શ્રાવકમહાજન તેવા બેઈદ્રિય આદિ નાના જીવોના બચાવને માટે પણ પ્રયત્ન કરતા હતા, કરે છે અને ભવિષ્યમાં પણ કરશે છતાં તેઓની પ્રધાનતા બહુ થોડામાં હોઇ સર્વ મહાજન તરફથી તેવો બંદોબસ્ત થવા પામ્યો નથી.

જ્યાં જ્યાં શ્રાવકમહાજનની પ્રધાનતા રહી છે ત્યાં ત્યાં મનુષ્યોના બચાવને માટે ગરીબોને પોષણ વિગેરેનાં સાધનો, જાનવરોના બચાવને માટે પાંજરાપોળો, રોગ, રેલ, દુષ્કાળ વિગેરે આપત્તિઓની

વખત મનુષ્ય અને જાનવર ઉભયના બચાવને માટે તન, મન, ધનથી પ્રયત્નો થયા છે ઇતિહાસ અને વર્તમાન અનુભવ પણ પૂરેપૂરી તેની સાક્ષી પૂરે છે, અને શ્રાવકમહાજન તે મનુષ્ય અને જાનવરની દયા સાથે એઇંદ્રિય આદિ નાના જીવોની દયા પાળવા, પળાવવા પણ તૈયાર જ રહે છે અને તેથી જ અનેક સ્થાનના અનેક શ્રાવકમહાજનો ભઠ્ઠી વિગેરેના કાર્યો બંધ કરવારૂપ પાખી વિગેરે પાળવાના પ્રબંધો જારી રાખે છે

## ઝીણા જીવોને બચાવવાની મશ્કરીનો રદીયો

કેટલાક લોકો શ્રાવકોની નાના જીવોની જીવદયા દેખીને શ્રાવકો પર ખૂબ ચીઢાઇ જાય છે અને પોતાનું બીજું કાંઇ નથી ચાલતું ત્યારે નાના જીવોને પાળવાની વાતને નિંદવા માટે તે શ્રાવકલોકોના માથે મોટા જીવને મારવાનું કલંક ચઢાવે છે, પણ તેઓને યાદ નથી કે તેઓ સમજી શક્યા નથી કે શ્રાવકલોકો તો મનુષ્ય કે જાનવરની આપત્તિ વખત ઉપર જણાવ્યા પ્રમાણે બચાવતા આવ્યા છે, બચાવે છે અને બચાવશે, પણ ખેદની વાત છે કે આવી રીતે બોલનારા જૈનેતર લોકો નથી તો નાના જીવને બચાવતા અને મોટા જીવોને પણ જાનથી મારી નાખવા સુધીમા પોતાના ધર્મશાસ્ત્રોને આગળ કરે છે, અને તે જૈનેતર લોકોએ હજારો જગો ઉપર પોતાની દુર્ગા વગેરે માતાજીના નામે હજારો જાનવરોની કતલ કરીને લોહીની નીકો વહેવડાવી છે, વહેવડાવે છે એ જગતના અનુભવની બહાર નથી

વળી જૈનોની પ્રધાનતાવાળા ગુજરાત, સોરઠ, મેવાડ, મારવાડ અને માળવા જેવા દેશોને છોડીને પંજાબ, દક્ષિણબંગાળ, સંયુક્તપ્રાંત વિગેરે દેશોમા ખોરાકને નામે પ્રતિદિન કરોડો જીવોનો નાશ સાક્ષાત્ થઇ રહ્યો છે, તે જૈનેતરોની ઝેરી વિચારધારાને જ આભારી છે

ગુજરાત વિગેરેમા રહેલા જૈનેતરો પણ તે પોતાના ઇતર દેશોમા રહેલા જૈનેતરોની વર્તણુકથી અજાણ્યા નથી છતા ગુજરાત આદિના

કે તે સિવાયના દેશોવાળા જૈનેતરો શું સમજીને ઉપરની વાત બોલતા હશે ? જૈનેતરોએ યાદ રાખવું જોઇએ કે તેમણે માનેલા પવિત્રતમ એવા કાશી સ્થાનમાં પણ લાખો મનુષ્યો ઉભા ને ઉભા કરવતથી વહેરી નાખવામાં આવ્યા અને તેમાં વળી ધર્મ મનાયો, તથા પ્રતિવર્ષ લાખો સ્ત્રીઓને સતીના રિવાજને નામે બ્રિટિશ પ્રજાનું સામ્રાજ્ય ન હોતું થયું ત્યાં સુધી ચિતામાં બાળી નાખી અને તેમાં કોઇક અનુપમ ધર્મ ગણાવ્યો. આવી લોકપ્રવૃત્તિથી મનુષ્યોની હત્યા કરીને કે કરવાની ક્રિયા કરીને જૈનેતરો જ ધર્મ માનતા આવ્યા હતા અને ધર્મને નામે જ દુષ્ટતમ એવા રિવાજને ફેલાવતા હતા. વળી યજ્ઞ અને દશેરાને નામે તો લાખો બકરા, પાડા વગેરે જાનવરોનો કરેલો વધ જૈનેતરોને જ ભાગે આવે છે એટલે **તેઓ નાના જીવોને પણ બચાવતા નથી તેમ મોટા જીવને પણ બચાવનારા નથી એ દીવા જેવી હકીકત છે.**

## બેઇંદ્રિયાદિક જીવોના બચાવ માટે અન્ય ધર્મીઓનો નજીવો પ્રયત્ન.

છતાં એટલું તો કહેવું જ જોઇએ કે જે ગોધન આદિ ઢોરને નાશ કરનારી જાતિઓની સાથે અસ્પૃશ્યતા રાખતા હતા તે સર્વ મહાજનોએ બેઇંદ્રિય આદિ નાના જીવોના બચાવને માટે સર્વ સાધારણ કોઇ પણ ઉપાય યોજેલો નથી. છતાં તે બેઇંદ્રિયાદિક જીવોની જિંદગીના નાશને હિંસા તરીકે ગણાવવા જૈનેતર સિદ્ધાંતો પણ તૈયાર છે, અને તેથી તે જૈનેતર સિદ્ધાંતોએ હાડકા વિનાના જે જીવો હોય તે જો ગાડું ભરાય તેટલા મરી જાય તો તેનું પ્રાયશ્ચિત નાશ કરવા માટે ગાયત્રીના જાપ વિગેરેનો ઉપદેશ કરેલો છે અને તેમ કરીને સૂક્ષ્મ બેઇંદ્રિયાદિક જીવોના પણ બચાવને માટે અત્યંત અલ્પ પણ પ્રયત્ન તેઓએ હિંસા ગણાવીને કર્યો છે તેમાં બે મત થઇ શકે એમ નથી.

## છ જીવનિકાયની દયાને જણાવનાર જૈનશાસન

છતા પૃથિવીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાય જેવા સ્થાવરને પણ જીવો તરીકે અને સુખદુઃખની લાગણીવાળા

તરીકે ઓળખાવનાર જો કોઇ પણ હોય અને તેવા પૃથિવીકાય આદિ હિંસાના ત્યાગનો ઉપદેશ કરનાર કોઇ પણ હોય તો તે માત્ર જૈનદર્શનનો જ સિતારો છે એ જૈનદર્શનના સિતારાને ઝગઝગતો કર્યો કે જાહેર કર્યો તે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનનું જ કાર્ય છે

તેથી જ ચરાચર જીવો કહો કે મનુષ્ય, જાનવર, બેઇંદ્રિયાદિક અને પૃથિવીકાયાદિક છ જીવોની વાસ્તવિક પ્રરૂપણા અને તેને બચાવવાની જરૂરીઆત, તેમે બચાવવાના સાધનો અને છએ પ્રકારના જીવોને બચાવવા માટે કરેલી માનસિક, વાચિક કે કાયિક પ્રવૃત્તિના ફળો જો કોઇએ પણ જણાવ્યા હોય તો તે માત્ર જગતમાં જયવંતા જિનશાસન અને તેના પ્રણેતા ત્રિજગત્પૂજ્ય તીર્થંકરોએ જણાવ્યા છે અને તેથી તે સર્વ તીર્થંકરોને પરહિતરત તરીકે માનવામાં કોઇ પણ પ્રકારે અતિશયોક્તિ નથી એમ સજ્જનો સહેજે સમજી શકશે

### છ જીવનિકાયની રક્ષાના ઉપદેશનું રહસ્ય

પૂર્વોક્ત રીતિએ જૈનશાસનનું પૃથિવીકાય આદિ છ પ્રકારના જીવનિકાયની રક્ષાનું ધ્યેય હોવાથી જૈનોના સૂત્રોમાં સ્થાન સ્થાન ઉપર છ જીવનિકાયની દયાનું મુખ્યતાએ નિરૂપણ હોય છે, અને તે છ જીવનિકાયની દયાના માર્ગે ભવ્ય જીવોને લાવવા માટે જૈનશાસનમાં એક એક સૂત્રમાં અનેક અનેક વખત છ જીવનિકાયનું નિરૂપણ તેની માનસિક, વાચિક કે કાયિક કરાતી, કરાવાતી કે અનુમોદાતી હિંસામાં તીવ્રતર કર્મબંધ જણાવવા સાથે તે હિંસાના સાધનભૂત હથિયારોનું પણ ક્ષયકરપણું ઘણે સ્થાને ઘણા વિસ્તારથી એક એક અધ્યયન અને ઉદ્દેશામાં વર્ણવ્યું છે અને તે છ કાયની રક્ષાને માટે જ તેની હિંસાની વિરતિને સાધુપણામય ત્યાગમાર્ગનું ધ્યેય રાખી વારવાર સ્થાને સ્થાને તેનો જ ઉપદેશ કરવામાં આવ્યો છે

### જયણાના ઉપદેશનું મહત્ત્વ

વળી જેમ રોગી મનુષ્ય કેટલી વખત કે કેટલા દિવસ દવા

લેવી એ નિયમને ન અનુસરતાં માત્ર રોગ શમાવવાનો ઉદ્દેશ રાખીને જ્યાં સુધી રોગ શમે નહિ ત્યાં સુધી દવાનો પ્રતિદિન વારંવાર ઉપયોગ કરે છે, તેવી રીતે પૃથિવીકાયિક આદિ છએ જીવનિકાયની દયાનું ધ્યેય સિદ્ધ કરવા માટે તે સિદ્ધ ન થાય ત્યાં સુધી વારંવાર દરેક શ્રોતાને તે છ જીવનિકાયનું સ્વરૂપ વિગેરે જણાવવામાં આવે છે.

અહીં કેટલાક શંકાકારો દયાની સિદ્ધિના તત્વને ન સમજતાં અન્ય શાસ્ત્રોની માફક જૈનશાસ્ત્રમાં પણ **"અજ્ઞાત પદાર્થનું જ્ઞાપન કરવું"** એજ માત્ર **શાસ્ત્રનું** લક્ષણ સમજી વારંવાર કરાતા છ જીવનિકાય સ્વરૂપ આદિ સંબંધી કરાતા ઉપદેશને નિરર્થક ગણી દોષારોપણ કરવા તૈયાર થાય છે, પણ ખરી રીતે તો અજ્ઞાત તત્ત્વજ્ઞાપનની અન્ય શાસ્ત્રીય દૃષ્ટિથી કરેલી શંકાકારોની શંકા જ જૈનશાસ્ત્રોની છ કાય જીવોની દયા સંબંધી સિદ્ધિના ધ્યેયને વધુ ઝળકાવે છે.

## પ્રથમ મહાવ્રતની મુખ્યતા.

વળી જૈનશાસ્ત્રમાં સાધુપણાને અંગે હિંસા, જૂઠ, ચોરી, સ્ત્રીગમન અને પરિગ્રહથી વિરમવારૂપ પાંચમહાવ્રતોને સરખું સ્થાન છતાં પણ **છ જીવનિકાયની હિંસાની વિરતિરૂપ પ્રથમ પ્રાણાતિપાતવિરમણ** નામના મહાવ્રતને જ ખેતીની અંદર અનાજની માફક મુખ્ય ફળ તરીકે ગણ્યુ છે, અને **મૃષાવાદવિરમણ** આદિરૂપ **બાકીનાં ચારે મહાવ્રતોને તે છ જીવનિકાયની દયામય પ્રથમ મહાવ્રતરૂપી અનાજના રક્ષણને માટે વાડરૂપ જ ગણેલાં છે.**

એ વાત તો જગતમાં સિદ્ધ જ છે કે ખેતરની ચારે બાજુ કરાતી વાડ મુખ્ય ધ્યેયરૂપે હોતી નથી, પણ મુખ્ય ધ્યેય તો અનાજનું રક્ષણ જ હોય છે, તેવી રીતે જૈનશાસ્ત્રોએ મૃષાવાદવિરમણ આદિને મહાવ્રતરૂપે રાખ્યા છતાં પણ મુખ્ય ધ્યેય તરીકે છએ જીવનિકાયની હિંસાની વિરતિરૂપ પ્રથમ પ્રાણાતિપાતવિરમણ નામના મહાવ્રતને અનાજ તરીકે રાખેલું છે.

આ ઉપરથી જૈનશાસન છ જીવનિકાયની દયા પ્રરૂપવાદ્વારાએ જગતના સકળ જીવોના હિતમા કેટલુ તત્પર છે તે જણાવવા સાથે તે શાસનના પ્રરૂપક અને સ્થાપક ભગવાન જિનેશ્વરો એકાતે કેટલા પરહિતરત છે ? તે જણાશે

## સત્ય આદિને નિરપેક્ષ રીતે અપાતા મહત્ત્વનુ અનૌચિત્ય

કેટલાકો સત્ય વિગેરેની અધિકતા ગણી મુખ્યતાએ છ જીવનિકાયની દયાનો પ્રચાર કરનાર જૈનશાસનની મહત્તાને ગૌણ કરવા માગે છે, પણ તેઓએ વિચારવાની જરૂર છે કે સત્યાદિક વ્રતોથી જીવોને અમુક ભાગના એક એક આશિક ગુણોનુ જ માત્ર રક્ષણ છે અને તે સત્યાદિક ન પાળવાથી જીવોના આશિક કેટલાક ગુણોનો જ માત્ર નાશ છે, ત્યારે છએ જીવનિકાયની દયારૂપ પ્રથમ મહાવ્રતની ખામીથી થતી હિંસાથી જીવોના ઐહિક સર્વ ગુણોનો નાશ થાય છે

## હિસાનુ પાપ મોટુ કેમ ? માર્મિક વિચાર

વિચાર કરનારને સ્પષ્ટ માલમ પડશે કે જે જે જીવ જે જે ભવમા આવે તે તે જીવ તે તે ભવમા આહાર કરવાની, શરીર બનાવવાની, તે તે ઇદ્રિયોની રચના કરવાની, શ્વાસોચ્છ્વાસ વર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરીને તેને શ્વાસોચ્છ્વાસપણે ઉપયોગમા લેવાની તેમજ બોલવાની અને મનન કરવાની જે શક્તિઓ મેળવેલી છે અને જે શક્તિઓના ઉપયોગે જીવ પોતાનુ જીવન ચલાવી રહ્યો છે તે સર્વ શક્તિઓનો નાશ તે જીવને મારનાર મનુષ્ય કરે છે

વળી જીવોને સ્પર્શ, રસ, ગધ, રૂપ અને શબ્દને જાણવાની તેમજ વિષયોની ઇષ્ટાનિષ્ટ પ્રાપ્તિ અને પરિહારને માટે ભૂત, વર્તમાન અને ભવિષ્યનો વિચાર કરી જે માનસિક શક્તિઓનો હુન્યવી રીતિએ ઉપયોગ થાય છે, તેમજ વળી આમુષ્મિક ભવોની એટલે પુનર્જન્મની શ્રદ્ધા કરી તેની સુંદરતા માટે તેની અસુદરતા કરનાર પાપોનો પરિહાર કરી દાનાદિક પવિત્ર કાર્યોમા પ્રવૃત્તિના વિચારો કરવા સાથે અવ્યાબાધ, અક્ષય, અનત અને મહાનદમય એવા મોક્ષ

પદને પ્રાપ્ત કરવામાં જે વિચારશ્રેણીઓ કરાવી શકે એવી માનસિક શક્તિ જે જીવોમાં છે તે સર્વ શક્તિઓનો નાશ તે જીવને હણનારો મનુષ્ય કરે છે તે સ્પષ્ટ છે.

આવી અનેક અપ્રાપ્ય, દુર્લભ શક્તિઓનો હિંસાદ્વારાએ નાશ થતો હોવાથી જ તે હિંસા કરનારને ચારે ગતિમાં મહાદુઃખદાયક સ્થિતિ ભોગવવા સાથે તેવી શક્તિઓ ફરી ન મળે એમને બેનસીબપણે ભટકવું પડે છે અને તેવું પરિભ્રમણ તેમ જ તેવી શક્તિઓના નાશથી અનેક ભવની પરંપરા સુધી ચાલે તેવા વેરની જમાવટથી હિંસાની ભયંકરતા સ્વાભાવિક રીતે સમજાય છે.

## અહિંસાના રક્ષણ માટે અસત્યની અપાતી છૂટનું રહસ્ય

આ હકીકતથી પ્રાણાતિપાતવિરમણની ઉત્તમોત્તમતા સાબીત થતાં એ પણ સ્પષ્ટ સમજાશે કે જીવદયાના પાલનને માટે અસત્ય બોલવાની પણ શાસ્ત્રકારોએ જે આજ્ઞા કરી છે તે વ્યાજબી જ છે અને તેથી જ મૃષાવાદવિરમણને જિંદગીના ભોગે પણ પાળનારા મહાપુરુષો શિકારીના હરિણઆદિના દેખવા સંબંધી પ્રશ્નના ઉત્તરમાં મૌન રહેવાથી હરિણાદિકનો બચાવ ન થાય તો પોતે હરિણાદિકના ગમનની દિશા જાણતાં છતાં પણ 'હું નથી જાણતો' એમ સ્પષ્ટ શબ્દોમાં કહે.

જો કે તે મહાપુરુષનું તે કથન સર્વથા અસત્ય જ છે તો પણ તે અસત્યને દ્રવ્યથકી જ અસત્ય ગણી ભાવ થકી તેને અસત્ય ગણ્યુ નથી, એટલું જ નહિ પણ તે દ્રવ્ય અસત્યને પ્રમાદરૂપ તરીકે પણ શાસ્ત્રકારોએ જણાવ્યુ નથી, પરંતુ જેમ સત્ય બોલવું એ મહાપુરુષોનો આચાર એટલે કલ્પ છે તેમ ઉપર જણાવેલા પ્રસંગે ઉપર જણાવ્યા પ્રમાણે અસત્ય બોલવું તે પણ તેવા મહાપુરુષોનો કલ્પ જ છે.

જેવી રીતે આ હરિણાદિકના પ્રસંગમાં ફક્ત હરિણાદિની દયાને માટે અસત્ય બોલવું એ કલ્પ છે તેવી જ રીતે છ જીવનિકાયની

હિસાનુ કારણુ એવા કૃષિ આદિ આરભમય વ્યાપારોની નિવૃત્તિરૂપ સાધુપણાને પામેલા એવા નવદીક્ષિતને સાધુપણાથી ચ્યુત કરી સસારના દાવાનળમા હોમવા માટે આવેલા તે નવદીક્ષિતના સગા સબધીઓને તે નવદીક્ષિતના સબધમા પ્રશ્ન કરતા તે નવદીક્ષિતની સર્વ હકીકત પણ જાણનારા મહાત્માઓને હું કાઇ પણ નથી જાણતો' એમ નિશકપણે બોલવું પડે તો તે મૃષાવાદ પણ છ જીવનિકાયની દયાની દૃષ્ટિથી જ મહાપુરુષોના આચાર એટલે કલ્પરૂપે ગણાવેલુ છે

**હિસાની વિરતિના લક્ષ્ય સાથે સમ્યક્ત્વનો સબધ**

આ સર્વ હકીકતનું તત્ત્વ એટલુ જ કે **છ જીવનિકાયની દયાને માટે શાસ્ત્રકારોએ બીજા વ્રતોમા જે અપવાદો રાખ્યા** તે જૈનશાસ્ત્રની છ જીવકાયની દયા માટેની અદ્વિતીય સાધ્યતા સૂચવે છે આવા જ કોઇ કારણથી શાસ્ત્રોમા સ્થાને સ્થાને જીવાદિ તત્ત્વોના જ્ઞેય, હેય અને ઉપાદેયપણાની રૂચિને સમ્યક્ત્વ તરીકે ગણાવ્યા છતા **ભગવાન્ સિદ્ધસેનદિવાકરજી** જેવા સમર્થ પૂર્વધર મહારાજાઓ **“ પૃથિવીકાયાદિક છએ જીવનિકાયની જીવ તરીકેની શ્રદ્ધાને સમ્યક્ત્વ ” તરીકે ગણાવે છે**

આવી રીતે એક જીવતત્ત્વના એક સાસારિક ભેદના પેટાભેદરૂપ છ, પ્રકારના જીવકાયની શ્રદ્ધાને સમ્યક્ત્વ તરીકે જે સ્થાન અપાયું છે, તે જ જૈનશાસ્ત્રકારોની દયાની તત્પરતા બતાવવા દ્વારાએ ત્રિલોકનાથ ભગવાન્ **જિનેશ્વરનુ છ જીવનિકાયનુ હિતૈષીપણુ** બતાવવા સાથે **પરહિતરતપણુ** બતાવવાને સમર્થ થાય તેમ છે

આવી રીતે સર્વ તીર્થકરોની અપેક્ષાએ પરહિતપણું બતાવ્યા પછી હવે વર્તમાન શાસનના સ્થાપક અને પ્રરૂપક ભગવાન્ વીર **વર્ધમાનસ્વામીના પરહિતરતપણાનો** વિશેષ વિચાર કરીએ

**ભગવાન્ મહાવીરના પરહિતરતપણાનો વિચાર કયા ભવથી?**

**ભગવાન મહાવીર મહારાજે** તીર્થંકર નામ ગોત્રનું નિકાચિતપણું પચીસમા **નદનરાજ કુવરના** ભવમા કરેલુ છે, અને

ત્યાંથી આરાધનાપૂર્વક કાળ કરી ભગવાન્ મહાવીર મહારાજપણે આ ભરતક્ષેત્રના દક્ષિણાર્ધમાં અવતર્યા છે. આચાર્ય મહારાજ **શ્રીમાન્ અભયદેવસૂરિજીએ શ્રી સમવાયાંગ સૂત્રની** વ્યાખ્યા કરતાં **ભગવાન્ મહાવીર મહારાજના** ભવથી **નંદનરાજકુમારનો** ભવ ચોથા ભવ તરીકે ગણાવ્યો છે, પણ તે માત્ર સૂત્રને સંગત કરવાને અંગે **શ્રી દેવાનંદાની કૂખમાં** રહેવાની અવસ્થાને એક જુદા ભવ તરીકે ગણીને ગણાવ્યુ છે. પણ તે ઉપરથી **શ્રી દેવાનંદાની કૂખમાં** રહેવાના વખતને જુદો ભવ ગણી શકાય નહિ, કેમ કે તે **શ્રી દેવાનંદાની કૂખવાળો** ભવ જુદો ગણીએ તો तइयभवोसक्कइत्ताणं એટલે "જે ભવમાં તીર્થંકરપણું થવાનું હોય તેના પાછલા ત્રીજા ભવે દરેક જીવ તીર્થંકર થવાના હોય તો તીર્થંકરપણું નિકાચિત કરે" એવો **શ્રી આવશ્યક નિર્યુક્તિ** વિગેરેમાં જણાવેલો સાર્વત્રિક નિયમ રહી શકે નહિ.

વળી દરેક તીર્થંકરના પાંચ કલ્યાણકો કે જેમાં નારકીના જીવો પણ અસાતાને નહિ વેદતાં સાતાને વેદે છે તે પાંચ કલ્યાણકો તીર્થંકરના એકજ ભવની સાથે સંબદ્ધ છે તેમાં **ભગવાન્ મહાવીર મહારાજનું** ચ્યવનકલ્યાણક જે **આષાઢ સુદિ છઠને** દિવસે છે તે **ભગવાન્ મહાવીર મહારાજના** ભવથી જુદું પડી જાય, એટલે **ભગવાન્ મહાવીર મહારાજના** ભવમાં જન્માદિ ચારજ કલ્યાણક માનવાં પડે, તેમજ **ત્રિશલાદેવીની** કૂખે આવવાના બનાવને ચ્યવન કહી શકાય નહિ, કેમકે ચ્યવનનો હિસાબ સમયની સાથે છે ત્યારે આ **હરિણેગમેષીએ** કરેલું ગર્ભ સંક્રમણ અસંખ્યાત સમયનું છે.

વળી ચ્યવનકલ્યાણક દેવતા કે નારકીની ગતિમાંથી આવવાને અંગેજ હોય છે, અર્થાત્ તીર્થંકર મહારાજનો જીવ તીર્થંકરપણાના ભવમાં મનુષ્ય કે તિર્યંચગતિમાંથી આવે જ નહિ, અને અહીં તો **દેવાનંદાની** કૂખમાં મનુષ્યપણે રહેલા હતા ત્યાંથી **ત્રિશલાદેવીની** કૂખમાં આવવાથી મનુષ્યગતિમાંથી તીર્થંકરનું આવવું માનવું પડે.

ભગવાન્ મહાવીર મહારાજ જ્યારે દેવાનદાની કૂખમા આવ્યા ત્યારે જે ચૌદ સ્વપ્નો દેવાનદાને આવેલા છે તે જો તીર્થંકરનુ ચ્યવનકલ્યાણક ત્યા ન માનવામા આવે તો ઘટે નહિ

વળી ઇંદ્રમહારાજે પણ ભગવાન્ મહાવીર મહારાજ દેવાનદાની કૂખમા આવ્યા ત્યારેજ શક્રસ્તવ કહી વદન કર્યું છે એમ ભગવાન ભદ્રબાહુસ્વામી શ્રી કલ્પસૂત્રમા સ્પષ્ટપણે જણાવે છે, અને ભગવાનનુ ત્રિશલાદેવીની કૂખે સહરણ કરાવ્યુ ત્યારે શક્રસ્તવ કહ્યાની હકીકત શ્રી કલ્પસૂત્ર વિગેરે કોઇ પણ જગો ઉપર નથી

આ સર્વ હકીકત ઉપરથી, અને ખુદ આચાર્ય ભગવાન અભયદેવસૂરિજીના સમવાયાગ સૂત્રની વ્યાખ્યામા કરેલા ઇસારાથી પણ સ્પષ્ટ સમજાય તેમ છે કે તે દેવાનદાની કુક્ષિના ભવનું જુદાપણું માત્ર સૂત્રની સગતિને અગે જ છે અગ રીતે તો નદનરાજકુમારનો ભવ ભગવાન્ મહાવીર મહારાજના સત્તાવીસમા ભવની અપેક્ષાએ પચીસમો જ છે એમ ન માનીએ તો નયસારના ભવથી ભગવાન મહાવીર મહારાજનો સ્થૂળ ભવ અઠ્ઠાવીસમો ગણવો પડે અને તેવી રીતે અઠ્ઠાવીસ ભવ તો કોઇ પણ શાસ્ત્રકારે કહેલા નથી

શ્રી ત્રિશલાદેવીને ચૌદ સ્વપ્નોનું જે દર્શન થએલુ છે તે ચ્યવન કલ્યાણકને અગે નહિ, પણ શ્રી પર્યુષણાકલ્પ આદિના ज रयणीं वुक्कमइ कुच्छिसि महायसो तरिहा એ વાક્યથી માતાની કુક્ષિમા વશવત એવા ભગવાન્ અરિહતના આગમનની જ સાથે સબધ ધરાવનારૂ છે

એટલે જો કે ભગવાન્ મહાવીર મહારાજે તીર્થંકરપણાના કર્મની નિકાચિત દશા પાછલા ત્રીજા નદનના ભવમા કરી છે, છતા તે તીર્થંકરનામકર્મની અનિકાચિત અવસ્થા હોય અને તે તીર્થંકરનામકર્મ બધાએલુ હોય તો તે અત કોટાકોટિ સાગરોપમની સ્થિતિવાળુ હોય છે અત કોટાકોટિ સાગરોપમથી વધારે સ્થિતિ જિનનામકર્મની ન હોવાથી ભગવાન્ મહાવીર મહારા-

જને નયસારના ભવથી મરીચિના ભવમાં પણ ભગવાન્ મહા-
વીર મહારાજના ભવમાં વેદવાના તીર્થંકરનામકર્મનો બંધ ન
હોય તે સ્વાભાવિક છે. કેમકે ખૂદ મરીચિના ભવથી પણ મહાવીર
મહારાજનો સમય કોડાકોડિ સાગરોપમ છે.

આ ઉપરથી સ્પષ્ટ થશે કે ચક્રવર્તી ભરત મહારાજે મરી-
ચિને ભવિષ્યમાં ચરમ તીર્થંકર મહાવીર મહારાજ થવાના
જાણીને "તારા આ જન્મને નથી વાંદતો, તારા પરિવ્રાજક-
પણાને નથી વાંદતો" આમ કહી પોતાના વહાલા પુત્રની પણ
નિર્ગુણ અવસ્થા અને તેને લીધે તેની અવંદનીયતા સ્પષ્ટપણે જણાવી,
માત્ર ભવિષ્યના તીર્થંકરપણાને અંગે જ વંદન કર્યું છે તે વખતે
પણ ભગવાન્ મહાવીર મહારાજના જીવ મરીચિને આ તીર્થં-
કરનામકર્મનો બંધ પણ ન હતો જો કે ચક્રવર્તી ભરત મહા-
રાજને તો તીર્થંકર મહારાજ પ્રતિ અપૂર્વ પ્રેમ હતો અને તેથી
તેમણે તે વર્તમાન દશાને તિરસ્કારીને પણ ભવિષ્યની તીર્થંકર-
પણાની અવસ્થાને અંગે વંદન કર્યું.

અર્થાત્ તીર્થંકરનામકર્મ ભગવાન્ મહાવીર મહારાજે
મરીચિના ભવ પછી કોઈ પણ ભવમાં બાંધ્યુ હોય તોપણ ભગ-
વાન હરિભદ્રસૂરિજીના લલિતવિસ્તરાના કથન પ્રમાણે "તીર્થં-
કર મહારાજના જીવોમાં વિશિષ્ટ પ્રકારનું તથાભવ્યત્વ
સમ્યક્ત્વની પ્રથમ પ્રાપ્તિ પહેલાં પણ હોય છે" એ વિશિષ્ટ
તથાભવ્યત્વને અનુસારે નયસારના ભવમાં પ્રથમ સમ્યક્ત્વ પ્રાપ્ત
થવા પહેલાં પણ વિશિષ્ટ તથાભવ્યત્વ હોય અને તેમનામાં પરહિત-
રતપણું હોય એમાં કંઇ નવાઈ નથી, માટે ભગવાન્ મહાવીર
મહારાજના પરહિતરતપણાનો વિચાર નયસારના ભવથી કરીએ
તો તે યોગ્ય જ ગણાશે.



આ પુસ્તક શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળા, કપડવંજ માટે
શ્રી વસંત પ્રિન્ટીંગ પ્રેસ–ઘીકાંટા રોડ, અમદાવાદે છાપ્યું.

# આગમ જ્યોત

| વર્ષ ૨ | केवलिपण्णत्त धम्म सरण पवज्जामि | પુસ્તક ૨ |
|---|---|---|

## શાસન એજ શરણ

( ગતાંકથી ચાલુ )

મોહને આધીન બનેલ ક્ષુદ્ર જીવો બીજાની સારી વર્તણુંકને જોઇ શકતા નથી, દોષદષ્ટિને આધીન બની બીજાને હલકા પાડવાની ક્ષુદ્ર પ્રવૃત્તિ કરે છે અને પોતાની સમાન કોઈ પણ હોય તેવું તે માનતા જ નથી પૂર્વાચાર્યોના ગ્રંથોમાની પણ ફક્ત એક જ પંક્તિનો ઉદ્દેશ (ભાવ) તારવવાનુ એને કહેવા ા આને તેટલામા જ અકળાઈ જાય એવા તો બુદ્ધિમાન (?) છતા પણ એઓ સર્વજ્ઞનું શરણુ સ્વીકારતા જ નથી!!! આ ઉપરથી બુદ્ધિમત્તાનું માપ તો જણાઈ આવે છે છતા આખ આડે પડળ હોય કે ઊંધાં ચશ્મા પેહર્યા હોય ત્યા સમજાવવાથી પણ શું વળે?

આવા આત્માઓનું પણ કલ્યાણ ન અટકે એટલા માટે જ સુજ્જનો એને પાપોથી અટકાવવાનો પ્રયાસ કરે છે ધર્મીનું ધ્યેય તો એને બચાવવાનુ જ હોય છે, અને એટલા માટે તો ઘટતા બધા એ પ્રયાસો ધર્મીઓ કરી છૂટે છે. પણ જ્યાં પતંગીયાનો સ્વભાવ જ એવો હોય છે કે તે બત્તી ઉપર કપડું (ઢાંકણુ) ઢાંકવા છતાંયે તેમાં પડતું મુકવાનું (હોમાવાનું) જારી જ રાખે, ત્યાં ધર્મી પણ શું કરે? છતા એવાને પણ સમજાવવા લાગણી ધરાવનારા ઉપકારી ઉપદેષ્ટાની તેઓ જાહેર પેપરોની દેવડીએ પણહીલના કરી ફક્ત પોતાની જાતને જ જીવતી રાખવા મથે છે અરે છેવટ મરવાની અણી ઉપર પણ પહોંચે, પણ તેમાં વળે શું?

તેવે વખતે પણ ઉપકાર ભાવનાથી ધર્મી તો એને સંસારની અસારતા સમજાવે, સાથે શ્રી તીર્થંકર દેવોની વાણીનો જ અમલ કરવાનું કહે, પણ તે માને જ શાનો? એ તો સામે દલીલો કરે કે "ભાઈ! તીર્થંકરોના વખતના મનુષ્યો તો અગાધ સામર્થ્યના માલીક હતા માટે તેની વાણી પ્રમાણે તો તે જ કરે! આપણાથી થાય જ નહિં!" પત્યું!!! હવે એને કરવું જ શું રહ્યુ? એવાઓ સમયને જ પ્રાધાન્ય આપે છે.

"જે સમયે જે અનુકૂળ હોય તે જ ગ્રહણ કરવા માને આદરવા યોગ્ય છે, આવો તેઓનો મુદ્રાલેખ હોય છે!" પ્રભુએ આદરેલા ને કહેલા પાંચે મહાવ્રત, તપશ્ચર્યા, લોચ, વિહાર અને વ્રત પચ્ચક્ખાણાદિને આદરી રહેલો મુનિવર્ગ વિદ્યમાન છતાં, એ ન માને અને સમયને જ આગળ ધરે એ શું ઓછી અણસમજ ગણાય?

તપચિંતામણીના કાઉસગ્ગની પદ્ધતિ શી છે? પ્રભુએ જેમ છમાસી તપ કર્યો તેમ હે આત્મા! તું પણ કર! એટલો ન બને તો ઓછો કરી યાવત્ નવકારશી કર! આ રીતિએ સમયને શરણે જનારાઓ કદી પણ મૂલગુણ અને ઉત્તરગુણનીરીતિ આત્માને સમજાવતા જ નથી. પ્રભુના વર્તન અને વચનને અનુવર્તનારા અત્યારે

પણ વિદ્યમાન છે એ તેઓને પ્રત્યક્ષ ઓળખાવ્યા પછી પણ તેઓ સમયવાદને છોડતા જ નથી, ધર્મ પ્રત્યે અલ્પ પણ આદર કરતા નથી. આમ છતાએ સાધુ વર્ગના સંયમના અલ્પ સાધનોમા પણ એને ભયંકર પરિગ્રહ માને, એની જ વાતોની પંચાતો ઉભી કરે એવાઓની મનોદશા કેવી હશે ?

વિષમ સ્થાનમા ઉભેલો આત્મા, ઉત્તમ સ્થાને વિરાજમાન આત્માઓને તેઓના કર્તવ્ય સૂચવવા લાગે, અને એની ત્રુટિઓ ઓળખાવવા ઊઠે એ નાનીસૂની નાદાનીયત તો ન જ લેખાય ! ! ! હિતની વાતો હળવેથી સમજાવતા પણ સામો બેઠો હોય ત્યાથી સીધા ચાલી જવાની અને વેગળો પડયો વાકુ વહેવાની એને ટેવ જ પડેલી હોય છે ! એવે સમયે સાર્વત્રિક હિતાહિતની પરવા ન કરતા ફક્ત સ્વકીર્તિના રક્ષણાર્થ જ ધર્મ અને જાતિ કુલ વિગેરેને તેઓ ઉવટસેર ધક્કો મારે, એ પરમ ખેદનો વિષય છે ! આથી ધર્મીપણું તો હતું જ નહીં પણ મનુષ્યત્વથી પણ તે બાતલ થાય છે એ તો એને નમજાતું જ નથી પતનશીલતાની આવી પરાકાષ્ઠા શાથી !

पत विहितस्याऽनुष्ठानान्निन्दितस्य च सेवनात् ।
अनिग्रहाच्चेन्द्रियाणां, नरः पतनमृच्छति ॥

અર્થ-વિહિત અનુષ્ઠાન ન સેવવાથી, નિંદિત પ્રવૃત્તિના સેવનથી તથા-ઇંદ્રિયોના અનિગ્રહથી મનુષ્ય પતન પામે છે (ક્રમશ)

卐 આ ગ મ મ હિ મા 卐

"દુષમ સમય ઉરે દૂષિત ભરતે, બહુ મતભેદ કરાલજી ।
જિન કેવળી પૂરવધર વિરહે, ફણીસમ પંચમ કાલજી ॥
તેહનુ ઝેર નિવારણ મણિ સમ, તુજ આગમ તુજ બિંબજી ।
નિશિ દીપક પ્રવહણ જિમ દરીએ, મરૂમા સુરતરૂ લુંબજી ॥"

વીર જિણંદ જગત ઉપકારી

"વિષમ કાળ જિનબિંબ જિનાગમ, ભવિયણ કુ આધારા.."

# 卐 સાધુની વિવિધ દશાઓ 卐

"× × × યથા સ્થિત ભાવ સાધુપણું ચારે પ્રકારના કષાયોના અભાવ સાથે મહાવ્રતોના નિરતિચારપણામાં રહેલું છે,

છતાં—

નયસાપેક્ષ રીતિએ—

—પ્રમત્ત ગુણઠાણે રહેલો હોય તે પણ સાધુ.

—મૂળ નામનું પ્રાયશ્ચિત્ત જે અતિચારમાં ન આવે તેવા અતિચાર યુક્ત મહાવ્રતવાળો પણ સાધુ.

—જેના અનંતાનુબંધી આદિ પેટાભેદો કાળ આદિની અપેક્ષાએ પડતા હોય તેવા પણ સંજ્વલન કષાય વાળો પણ સાધુ.

—બકુશ અને કુશીળ જેવા નિયંઠા પણ સાધુ.

—અપ્રમત્તગુણઠાણેથી ખસીને પ્રમત્તગુણઠાણે જતો પણ સાધુ.

—શાસ્ત્રોમાં સામાયિક અને છેદોપસ્થાપનીયના બસેંથી નવસે આકર્ષો જણાવ્યા છે, તેવા આકર્ષોમા વર્તતા પણ સાધુ.

—પૂ. શ્રી આગમોદ્ધારકની (વિ. સં. ૧૯૮૯)ની દેશનામાથી

# પૂ. આગમોદ્ધારક શ્રી વ્યાખ્યાનસંગ્રહ

(વિ સ ૨૦૦૦ શ્રા સુ ૫ મગળથી વિ સ ૨૦૦૧ પોષ સુદ ૧૪ સુધી શ્રી ગોડીજી જૈન ઉપાશ્રય (પાયધુની-મુબઈ)મા આગમદિવાકર બહુશ્રુત ધ્યાનસ્થ સ્વ પૂ આગમોદ્ધારક આચાર્ય દેવશ્રી આનદસાગરસૂરીશ્વરજી મહારાજાએ શ્રી સૂત્રકૃતાગ સૂત્રના પાચમા અધ્યયન ઉપર ખૂબ જ ઝીણવટથી માર્મિક વ્યાખ્યાનો આપેલ, જેનું કે અવતરણ વિદ્દદ્વર્ય સ્વ બાલમુનિ શ્રી મહેન્દ્ર-સાગરજી મ૦ના શિષ્યરત્ન ગણિવર્ય પૂ મુનિરાજ શ્રી સૌભાગ્ય-સાગરજી મ૦ પોતાની ઝડપી કલમથી કરેલ, તેઓશ્રીએ શ્રુતભક્તિથી પ્રેરાઈને પ્રકાશિત કરવા માટે આ વ્યાખ્યાનો આપ્યા છે, તે બધા વ્યવસ્થિત સુવાચ્ય બનાવી આગમતત્ત્વ જિજ્ઞાસુ ચતુર્વિધ શ્રીસઘના લાભાર્થે રજુ કરવામા આવે છે

આમા પૂ આગમો શ્રીના આશયવિરૂદ્ધ કદાચ કઈ છદ્મસ્થતા આદિથી થયુ હોય તેની સકલ સઘ સમક્ષ ક્ષમા પ્રાર્થવામા આવે છે )




**ઉપક્રમ**

વ્યાખ્યાકાર આચાર્ય ભગવાન્ શ્રી શીલાકાચાર્ય મહારાજ ભવ્ય જીવોના માટે શ્રી સૂત્રકૃતાગ સૂત્રના પાચમા અધ્યયનની વ્યાખ્યા કરતા આગળ સૂચવી ગયા કે—

"પચ્ચક્ખાણની ક્રિયા દરેક આસ્તિક મત વાળાઓને માન્ય

કેમ કે તે ચોમાસાના અળસીયાંની પેઠે ક્ષણજીવી તેવા સંયોગોને પામીને ઉપજે છે અને સંયોગો પલટાતા વણસી જાય છે

## સ્નેહરાગની વિષમતા

આ રીતે સ્નેહરાગ પણ જન્મની સાથે જ વળગે અને ઠેઠ મરણ સુધી એક સરખો ટકી રહે તેમ નથી, ગમે તેટલી પ્રેમની ગાંઠ પરસ્પર મજબૂત લાગતી હોય, પણ જરા સ્વાર્થને ધક્કો પહોંચતાં કે જરાક વાંકું પડતાં સ્નેહરાગને ઉડી જતાં વાર નથી લાગતી!

બાપના ઘેર જન્મીને ઉછરીને મોટી થઈ બાર કે ચૌદવર્ષ જે ઘર કે સંબંધીઓ સાથે ગાળ્યા પણ પારકા ઘરના છોકરા સાથે લગ્ન થતાં જ તે જ ઘર કે સંબંધીઓ ઘડીકમાં પારકા થઇ જાય છે. કુળ મર્યાદાએ પતિના ઘરને કે સંબંધીઓને પોતાના માનવા તૈયાર થતી કુલીનબાળા માટે પિતાનું ઘર કે પોતાના સંબંધીઓ કે પાડોશીઓ પણ પરાયા જેવા થઇ જાય છે.

આ છે સ્નેહરાગની માર્મિકતા!

આ જ પ્રમાણે વર્ષોથી ભાગીદારીમાં બહોળો વહીવટ વેપાર ધંધો કર્યો હોય પણ સંજોગવશ જરાક વાંધો પડે કે ભાગીદારીમાંથી છુટા થાય અને કટ્ટા થઇ જાય,

સ્નેહરાગની અસ્થિરતા આ બધા વ્યાવહારિક દૃષ્ટાન્તોથી સ્પષ્ટ થાય છે. તેથી જ કહ્યું છે કે "**कामरागस्नेहरागा–वीषत्करनिवारणौ**"

## દૃષ્ટિરાગની વિષમતા

પણ—

દૃષ્ટિરાગ ખૂબ જ ભયંકર છે! કેમ કે તેનું પોષણ ધર્મના નામે થાય છે. તેથી જ જ્ઞાનીઓએ "**दृष्टिरागस्तु पापीयान्**" શબ્દોથી દૃષ્ટિરાગને દુષ્ટમાં દુષ્ટ, હલકામાં હલકો અને ખૂબ જ અનિષ્ટ જણાવ્યો છે.

કામરાગ અને સ્નેહરાગ સ્વતઃ અનિષ્ટ અને વ્યવહારથી પણ

સ્વ-પરને અનિષ્ટ તરીકે અનુભવાય છે પણ દૃષ્ટિરાગ તો છૂપું (હલાહલ છતા) મીઠુ ઝેર છે

દૃષ્ટિરાગના ફદામા ફસાયેલ મૂઢ પ્રાણી સ્વત પોતાની જાતને ઉન્માર્ગે જતી માનતો નથી, ઉલટુ ધર્મનું આચરણ અને પોષણ કરી રહ્યાનો મિથ્યાસતોષ કરી વધુ ને વધુ તેની જાળમા ફસાતો જાય છે

### દૃષ્ટિરાગનો વ્યામોહ

વળી શાસ્ત્રવિરૂદ્ધ વાતોમા થતો દૃષ્ટિરાગ કદાગ્રહરૂપે હજી કદાચ ઓળખાઇ આવે પણ ધર્મ અને શાસ્ત્રોના વચનોમા થતો દૃષ્ટિરાગ અપ્રતીયમાન હોઇ સ્વ-પરને દોષરૂપે દેખાય જ નહી એટલે તેનુ પોષણ ધર્મના નામે થતું રહે છે

આ ઉપરથી જ દૃષ્ટિરાગને વિવેકીઓ સફેદ ધૂતારા જેવો માને છે

દુનિયામા જેમ ચીનના શાહુકારો કે દિલ્હીના બદમાશ-ઠગ વગેરે સફેદ ધુતારાઓની મોહક વાગ્જાળમા ભલભલા ફસાઈ જાય અને પોતાના હાથે પોતે અનર્થમા સપડાઇ જાય તે રીતે દૃષ્ટિરાગની ભેદી જાળમાથી કો'ક જ ભાગ્યશાલી બચે! કેમ કે દૃષ્ટિરાગનો સ્વાગ ધર્મનો હોય છે એટલે ભલભલા જ્ઞાનીઓ પણ તેના સકજામા આવી જાય,

એટલે જ પૂ આ શ્રી હેમચદ્રસૂરીશ્વર ભગવતે સ્પષ્ટ કહ્યુ છે કે—'दुरुच्छेद सतामपि"

### ભય કર દૃષ્ટિરાગ

વળી દૃષ્ટિરાગ એવો વિષમ છે કે બધા અનર્થોનું નિવારણ શક્ય છે પણ અમૃતને પણ ઝેર પણે પરિણમાવનાર દૃષ્ટિરાગ માટે શો ઉપાય શોધવો?

દરેક રોગના ઉપાયો-ઔષધો હોય પણ ત્રિદોષકોપરૂપે સનિપાતની અવસ્થાએ કોઇ ઔષધ કારગત ન નિવડે તેમ સઘળા દોષોને ટાળવાના ઉપાયો છે પણ દૃષ્ટિરાગ રૂપ હિતશત્રુ જેવા અનિષ્ટને ટાળવા માટેના ઉપાયો દુર્લભ છે

કેમ કે દૃષ્ટિરાગીને ધર્મના શાસ્ત્રો, વચનો, દ્રષ્ટાન્તો, અને હિત-કર સૂચનો પણ ઝેર જેવા લાગે અને તેના પ્રતિ અવજ્ઞાનો ભાવ સદા જાગૃત થાય તે સ્થિતિમાં પરિસ્થિતિ ગંભીર થઇ જાય છે.

### કુમતોનો દુરાગ્રહ

જૂઓ ને! દિગંબરો, ઢુંઢીયા, તેરાપંથી વગેરે વર્ત્તમાનકાળના સંપ્રદાયો પોતાના કક્કાને ખરો કરવા કયા શાસ્ત્રવાકયનો કેવો દુરૂપયોગ કરે છે.– તેઓ કહે છે કે—

"सिज्झंति चरणरहिया, दंसणरहिआ ण सिज्झंति"

"ચારિત્ર વગર મોક્ષે જવાય પણ દર્શન=સમ્યક્ત્વ વિના મોક્ષે ન જવાય–પણ! સમ્યક્ત્વ=એટલે હું કહું તે!" આવી કદાગ્રહ ભરી વાતોને જન્માવનાર દૃષ્ટિરાગ છે.

જુઓ તો ખરા! બલિહારી આ દૃષ્ટિરાગની! ઢુંઢીઆઓમાં એકબીજા સંઘાડાના નાયકોના નામે સમ્યક્ત્વની છાપ મળે છે, ચોથમલજી–છોગમલજીના નામે સમકિતના પડીકાની લ્હાણુ દૃષ્ટિરાગને આભારી છે! આમાં નવીનતા એ છે કે–આ બધું તૂત શાસ્ત્રોના વાકયને આગળ કરી ચાલે છે!!!

દૃષ્ટિરાગના પ્રતાપે "**ચારિત્ર વિના મોક્ષે જવાય પણ સમ્યક્ત્વ વિના મોક્ષે ન જવાય**" આ શાસ્ત્રવાકયરૂપ નિર્મળ ગંગાના પ્રવાહમાંથી પણ "**મારૂં કહ્યું માનો તો જ તમારૂં સમ્યક્ત્વ**" આવું હળાહળ ઝેર પ્રગટયું, એટલે દૃષ્ટિરાગ ખૂબ જ અનિષ્ટ અને ભયંકર છે.

### દૃષ્ટિરાગ ભયંકર કેમ?

કામરાગ અને સ્નેહરાગની ઉત્પત્તિ, પોષણ અને વૃદ્ધિ સંસારી પદાર્થોના આધારે છે, પણ દૃષ્ટિરાગની ઉત્પત્તિ, સ્થિતિ અને પોષણ ધર્મના નામે થાય છે, અર્થાત્ કામરાગ–સ્નેહરાગ સ્વયં સ્વરૂપથી અશુભ અને તેની ઉત્પત્તિ, સ્થિતિ, પોષણ સંસારના પદાર્થોરૂપી

વિષ્ટાથી એટલે સ્વત અનિષ્ટ ભાસે એમા નવાઈ નહીં ! પણ દૃષ્ટિ રાગ તો દેખીતો શુભ અને ધર્મની આરાધના અને શાસ્ત્ર વાકયો રૂપ અમૃતથી તેનુ સિંચન થાય એટલે ભલભલા જ્ઞાનીઓ પણ તેની અસારતા કે હેયના સમજી ન શકે એ બનવા જોગ છે

આ કારણે જ જ્ઞાનીઓએ "दृष्टिरागस्तु पापीयान्" શબ્દોથી દૃષ્ટિરાગને મહાભયકર દોષ રૂપે વર્ણવ્યો છે

## દૃષ્ટિરાગના તોફાનો

આજના કોઈ પણ સપ્રદાય કે મતવાળાને ધર્મરાગથી કે હિત બુદ્ધિથી શાસ્ત્રોના પાઠો ટાકીને સમજાવવાનો પ્રયત્ન કરીએ તો સમજવાના બદલે સામેથી એવા એવા કુતર્કના પથરા ગબડાવે કે "શીંગડે ખાડો પૂછડે બાડો" એને પકડવો શી રીતે ? કદા ગ્રહના કારણે મ્હો-માથા વિનાના કુતર્કોથી ઉલટુ આપણને ગભરાવી મૂકે ! આ બધા તોફાન દૃષ્ટિરાગના છે !

કામરાગ અને સ્નેહરાગનું નિવારણ શકય, કેમકે તેઓ ખરેખર ઉધમા છે, યોગ્ય પ્રયત્નથી તે જાગી શકે-કામરાગ-સ્નેહરાગની ઉત્પત્તિ ઉકરડામાથી, તેથી સીધી-સાદી રીતિએ તેની અનિષ્ટતા સમજાવવી સહેલી છે, પણ દૃષ્ટિરાગ તો ધર્મ કે શાસ્ત્રોના વાકય સિવાય ઉપજે નહીં, તેથી અમૃતમાથી તેની ઉત્પત્તિ છતા તે અમૃ તની અસર દૃષ્ટિરાગમા સીધી (જીવાડવાની) થવાને બદલે ઉંધી (મારવાની) અસર રૂપે અનુભવાય છે, તેથી દૃષ્ટિરાગ આધ્યાત્મિક સાધનામા મહાભયકર પ્રતિબધક દોષ છે તેથી જ તે "दुरुच्छेद सतामपि" શબ્દોથી મોટા મોટા પુરૂષો માટે પણ દુષ્પ્રતિકાર્ય જણાવાયો છે

## તત્ત્વનિષ્ઠામા દૃષ્ટિરાગ નથી

હવે અહીં એક બીજી વાત ખાસ ધ્યાનમા રાખવા જેવી છે કે-દૃષ્ટિરાગની અધમતા સૂચવનારા "गुणतस्तुल्ये तत्त्वे " શ્લોકના રહસ્યને નહીં સમજનારા કેટલાક એમ કહે છે કે-

"ભાઈ! દષ્ટિરાગ મહા અધમ દોષ છે! તેથી શબ્દની કે સંપ્રદાયવાદની માથાકૂટ શાં કરો છો કે 'બસ! અમારું સાચું! બીજા મિથ્યાત્વી!' આપણે તો બધા ધર્મ સરખા! બધામાં હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ પાંચને પાપ તરીકે માની તેનો ત્યાગ કરવાનું કહ્યું છે ને! બસ! પછી 'જૈનધર્મ જ સારો બીજા મિથ્યાત્વી!' એવું દષ્ટિરાગી વલણ શા માટે? એ તો **દષ્ટિસંમોહ** નામના દોષની અસર થઈ કહેવાય."

આના ખુલાસા તરીકે જ્ઞાનીઓ એમ ફરમાવે છે કે—"વાત સાચી! જૈનોને કદી દષ્ટિરાગ કે દષ્ટિસંમોહ હોતો જ નથી, કેમકે સ્યાદ્વાદદષ્ટિથી વિવિધ નય, ગમ અને ભંગથી પ્રમાણભૂત તત્ત્વની વિચારણા ગુરૂગમથી કરવાની શૈલી જૈનોમાં ગળથુથીથી જ હોય છે, પણ ખરી વાત એ છે કે—દષ્ટિસંમોહ કે દષ્ટિરાગના સ્વરૂપને ઓળખવાની જરૂર છે! સ્વરૂપનો ભેદ ન હોય વસ્તુનું મૌલિક સ્વરૂપ વ્યવસ્થિત રીતે જળવાતું હોય અને માત્ર શબ્દનો ફરક હોય તેવે સ્થળે અજ્ઞાનવશ કો'ક આગ્રહ રાખે કે બસ! શબ્દનો ફેર છે માટે એ સાચું નહીં—**આનું નામ દષ્ટિરાગ કે દષ્ટિસંમોહ!**

### પ્રસ્તુતમાં શબ્દભેદ નહીં પણ સ્વરૂપભેદ છે

દરેક ધર્મવાળા હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહને અનિષ્ટ માને છે, અને જૈનો જેને મહાવ્રત કહે છે તે ચીજને અન્ય દર્શનીઓ નિયમ, કુશળધર્મ, શિક્ષા વગેરે નામથી માનતા દેખાય છે, પણ જૈનોના મહાવ્રતો અને અન્ય દર્શનીઓના નિયમ, કુશળ ધર્મ કે શિક્ષા આદિમાં માત્ર શબ્દનો ફરક નથી, પણ સ્વરૂપનો બહુ મોટો તફાવત છે.

સ્વરૂપભેદ ન હોય તો શબ્દભેદથી ભડકવું એ વ્યાજબી નથી.

પણ હકીકતમાં તેમ નથી—જૂઓ! જૈનો મહાવ્રતોને કયા સ્વરૂપે માને છે અને અન્ય દર્શનીઓ નિયમ, કુશળધર્મ, શિક્ષા આદિ કયા સ્વરૂપે માને છે?

## પચ્ચ નુ મૌલિક સ્વરૂપ

જૈનો મહાવ્રતોને પાપોને રોકનાર તરીકે-આશ્રવનિરોધ રૂપ સવરરૂપે-માને છે, જ્યારે અન્ય દર્શનીઓ નિયમ, કુશલધર્મ, શિક્ષા આદિને પુણ્ય તરીકે માને છે સારી પ્રવૃત્તિ છે, એમ ધારીને તેનુ મહત્ત્વ સ્વીકારતા હોય છે

એટલે પાયામા જ સ્વરૂપનો ભેદ થઇ ગયો જૈનોએ મહાવ્રતોને આત્મધર્મ સ્વરૂપ સવરના સાધનરૂપ માન્યા, જ્યારે અન્યદર્શની ઓએ નિયમો, કુશળધર્મ કે શિક્ષા આદિરૂપે પ્રશસ્ત અનુષ્ઠાન-શુભ-ક્રિયારૂપ માનેલ છે

તેથી 'કરાય તો સારૂ' એ ભાવના અન્યદર્શનીઓના માનસમાં નિયમ, કુશળધર્મ કે શિક્ષા આદિના પાલન માટે હોય, પણ અવશ્ય કરણીયતા નહી કે "નહી કરીએ તો મહાન અનર્થ થશે" એમ પણ નહીં

જૈનોને મન તો એ વિચારણા હોય કે—

'મહાવ્રતોનુ પાલન ન કરાય તો મહાન્ અનર્થ કે અવિરતિના ફદામાથી છુટાય જ નહીં અને અવિરતિ એટલે આત્માને મલિન કરનાર કર્મના કચરાને આવવા માટેનો રાજમાર્ગ, તે બધ ન થાય તો મારા આત્માનો ઉદ્ધાર જ શી રીતે થાય?"

## ઉપસહાર

આ બધી વાત ચોથા અધ્યયનમા પચ્ચક્ખાણના અધિકારમા વિચારી ગયા છીએ

હવે આ જાતના સવરના વિશિષ્ટ લક્ષ્યવાળા પચ્ચક્ખાણને મેળવી કોણ શકે? તે જણાવવા પચ્ચક્ખાણના અધિકારીનુ સ્વરૂપ આ (પાચમા) અધ્યયનમા વિચારીએ છીએ

## પચ્ચ ની પ્રાપ્તિ માટે અધિકારિતાની જરૂર

બજારમા બધી ચીજો મળે છે પણ મેળવી કોણ શકે? જેના

ખિસ્સામાં પૈસા હોય તે, આ રીતે પચ્ચક્ખાણ જિનશાસનની મહત્ત્વ ભૂત ક્રિયા આજે પાંચમ આરામાં પણ વ્યવસ્થિતપણે મેળવી શકાય, પણ ક્યારે ! જ્યારે કે તેને મેળવવા માટેની અધિકારિતા વિકસે ત્યારે.

પ્રથમ એ જણાવી ગયા છે કે–પચ્ચ૦ ની ક્રિયા માટે એ ભાન થવું જરૂરી છે કે–સંવર અત્યંત જરૂરી છે, જો તે ન હોય તો પચ્ચ૦ ની ક્રિયાનું મહત્ત્વ રહેતું નથી, પાપ એ આત્માનો વિકાર છે એ નક્કી થવું જરૂરી છે, તે પાયા ઉપર પચ્ચ૦ ની ક્રિયા સંવરપણે પરિણમે છે.

આ જાતના સ્પષ્ટ ખ્યાલ થવા ઉપરાંત પચ્ચ૦ ની અધિકારિતાનો નિર્દેશ આ (પાંચમા) અધ્યયનની શરૂઆતમાં "सा चाचारव्यवस्थितस्य सतो भवति" એ શબ્દોથી પંચાચારની વ્યવસ્થિત મર્યાદાનું પાલન કરનાર તરીકે જણાવેલ છે.

### પચ્ચ. ના અધિકારી કોણ ?

અહીં ખાસ વિચારવાની વસ્તુ એ કે—પચ્ચક્ખાણના અધિકારી તરીકે પંચાચારનું પાલન કરનારાને ન જણાવતાં પંચાચારની મર્યાદામાં વ્યવસ્થિત રહેનારાને જણાવેલ છે તેનું ખાસ કારણ છે કે–પંચાચારની મર્યાદામાં રહેવા માત્રથી પચ્ચ૦ ની મર્યાદાઓ પ્રાપ્ત નથી થતી, પણ વિવેકબુદ્ધિ પૂર્વક ગુરુનિશ્રાએ પંચાચારની મર્યાદામાં રહેવાના વ્યવસ્થિત પ્રયત્નથી પચ્ચ૦ની અધિકારિતા આવે છે.

### પંચાચારનું વ્યવસ્થિત પાલન જરૂરી

કેમ કે– રહેવું બે પ્રકારે.– બિનજવાબદારીથી જેમ તેમ રહેવું અને વ્યવસ્થિત મર્યાદાના પાલનપૂર્વક રહેવું, જેમકે–વ્યવહારમાં લગ્નાદિ પ્રસંગે આખી જ્ઞાતિની સ્ત્રીઓ ઘરે આવે પણ એટલા માત્રથી આવનારી બધી સ્ત્રીઓ આપણી વહુઓ બનતી નથી, પણ જે જ્ઞાતિ સમાજના રીતરિવાજ મુજબ વ્યવસ્થિત લગ્નાદિની મર્યાદા પૂર્વક ઘરે આવે તે વહુ તરીકે થાય છે. આ રીતે પોતાની જવાબદારી કે આત્માના વિકારરૂપ આશ્રવને દૂર કરવાના લક્ષ્યથી પંચાચારનું પાલન કરાય તે ખરેખર પચ્ચ૦ ની ક્રિયાની અધિકારિતાનું કારણ બને છે.

હળદરના રંગની જેમ ઉપલકીયા ધોરણે પંચાચારનું પાલન હોય ત્યાં પચ્ચક્ખાણ (ભાવથી) ન હોય પણ જેના આત્મામાં અંદર આચાર પરિણમેલ હોય, જે પંચાચારને પોતાની પવિત્ર ફરજ તરીકે માનતો હોય, તેમ જ પંચાચારની મર્યાદામાં નિયમિત પણે પોતાની જાતને ટકાવવા મથતો હોય તે પચ્ચ૦નો અધિકારી છે

## પંચાચાર પાલનની પ્રવૃત્તિ પણ જરૂરી

વળી પંચાચારની મર્યાદામાં વ્યવસ્થિત રહેવાની સાથે પંચાચારના બાબતની સતત પ્રવૃત્તિ હોવી જરૂરી છે કો'ક પ્રસંગે સોબતના રંગે કે લોકૈષણાથી પંચાચારનું પાલન કર્યું હોય તેટલા માત્રથી પચ્ચ૦ની અધિકારિતા ન આવે, "જેમ કે–" કાઠીયાવાડમાં રમુજમાં કો'ક વાઢાને પૂછાય કે—પરણ્યા છો ? તો કહે કે હા બાપ પરણ્યા હતા! ઘરમાં પરણેતર હતું" આની જેમ પંચાચારનું પાલન ક્યારેક કરવાથી પચ્ચ૦ની અધિકારિતા નથી આવતી

## પચ્ચ૦ની અધિકારિતા માટે મર્યાદાઓનું મહત્ત્વ

એટલે કે પચ્ચ૦ની અધિકારિતા મેળવવા માટે પંચાચારની મર્યાદાઓનું પાલન સતત જરૂરી છે, કદાચ સંજોગવશ પાલનમાં મંદતા આવે તો પણ તેની મર્યાદાઓની વ્યવસ્થા જીવનમાં સદા ટકી રહેવી જોઈએ

આનો સૂક્ષ્મ બુદ્ધિગમ્ય આશય એ છે કે—આચારનું પાલન અમુક સીમિત સમય સુધી ભલે હોય! પણ તેની મર્યાદાઓની વ્યવસ્થાનું અસ્તિત્વ અનાચારના ત્યાગ દ્વારા સતત રહેવું જોઈએ

## અનાચારનો ત્યાગ જરૂરી

આ ઉપરથી આ અધ્યયનમાં સમિતિ-ગુપ્તિના પાલનરૂપ આચારના પાલનની વાત પચ્ચ૦ના અધિકારીના નિર્દેશમાં જણાવવા સાથે હિંસા આદિ અનાચારના વર્જનની વાત પણ મહત્ત્વની જણાવી છે

### ક્રમભંગ દોષનું સમાધાન

અહીં ખાસ મહત્ત્વની એક વાત વિચારવા જેવી છે કે–પચ્ચ.નો અધિકારી જો અનાચારનો ત્યાગી કે આચારનો પાલક હોય તો પચ્ચ.ના સ્વરૂપને બતાવતાં પહેલાં અનાચારના ત્યાગની કે આચારના પાલનની વાત કહેવી જોઈએ, તો પ્રથમ જણાવવા જેવી વાત પછી અને પછી જણાવવાની વાત પ્રથમ, આમ ક્રમભંગ શા માટે શાસ્ત્રકારોએ કર્યો હશે?

પરંતુ પચ્ચ.ને સંવરનું અંગ બતાવવા માટે શૈલિ વિશેષરૂપે જ્ઞાનીઓએ પચ્ચ.નું સ્વરૂપ જણાવી આવું પચ્ચ. કોને પ્રાપ્ત થાય? અધિકારીનો નિર્દેશ વસ્તુના સ્વરૂપને વ્યવસ્થિત રીતે સમજ્યા પછી ખૂબ જ ઉપયોગી નિવડે છે.

તેથી દેખીતા ક્રમભંગના દોષને અપનાવીને પણ શાસ્ત્રકારોએ પચ્ચ.નું સ્વરૂપ ચોથા અધ્યયનમાં જણાવી સંવરના અંગભૂત પચ્ચ.ને પ્રાપ્ત કરવા માટે અધિકારીના સ્વરૂપનો નિર્દેશ આ (પાંચમા) અધ્યયનમાં જણાવાય છે.

### આચાર પાલનના પેટામાં અનાચારનો ત્યાગ

વળી આ અધ્યયનમાં આચાર પાલનની વાત વિચારવાની છે, પણ અનાચારના ત્યાગની વાત તેના પેટામાં આવી જાય છે, કેમ કે–દયા સમિતિ પાળનારો જીવ હણાય નહીં તેનું પૂરતું ધ્યાન રાખે છે, તેથી અનાચારના ત્યાગ સિવાય આચારનું પાલન શક્ય નથી.

આ ઉપરથી આચાર પાલનની વાત અનાચારના ત્યાગ સાથે સંકળાયેલી છે, એટલે આ અધ્યયનને आचार श्रुत કહેવાની સાથે વિવક્ષાથી अनाचार श्रुत પણ કહેવાય છે.

### સાપેક્ષ રીતે બંનેનું મહત્ત્વ

કદાચ અહી પ્રશ્ન થાય કે આ અધ્યયનમાં ખરેખર મહત્ત્વ કોને? આચાર પાલનને કે અનાચાર વર્જનને? પણ ખરેખર તો આ વાત

સાપેક્ષ છે, અનામિકા કે તર્જની આગળી નાની કે મોટી? એના જવાબમા જેમ કનિષ્ઠિકા (ટચલી)ની અપેક્ષાએ અનામિકા મોટી, અગુઠાની અપેક્ષાએ તર્જની મોટી પણુ મધ્યમાની અપેક્ષાએ તો બને નાની। એ રીતે આચાર પાલન માટે અનાચારના ત્યાગનુ અને અનાચારના ત્યાગમા આચાર પાલનનું સાપેક્ષ મહત્ત્વ છે, પચ્ચની અધિકારિતા મેળવવા માટે બનેની સાપેક્ષ મહત્તા છે

## પચ્ચ પાલન માટે મર્યાદાશીલતાની જરૂર

આ વાતને જરા વિગતથી સમજીએ તો એમ કહી શકાય કે પચ્ચના પાલન માટે આચાર પાલનની જરૂરીયાતની જેમ પચ્ચની મર્યાદાઓ માટે અનાચાર પાલન પણુ જરૂરી છે

કેમ કે-પચ્ચ લેવુ સહેલુ છે તેને ટકાવવા માટે ખૂબ જ સાવ ચેતી અને મર્યાદા શીલતાની જરુર પડે છે એટલે પચ્ચ લેવા રૂપ આચારનુ પાલન સુશકય ત્યારે બને જ્યારે અનાચારને ત્યાગવાની મર્યાદાઓનું વ્યવસ્થિત પાલન હોય

પચ્ચ લેવુ એ વીર્યોલ્લાસની વૃદ્ધિના આધારે ટૂક સમયનુ કામ છે, પણુ તેનુ લાબા સમય સુધી પાલન સાવદ્ય વ્યાપારોના ત્યાગની જાગૃતિથી થાય છે

## પચ્ચની સુરક્ષા માટે વ્યવસ્થિત જીવનની જરૂર

વ્યવહારમા જેમ જણુનારીને નવ મહિનાનું દુખ પણુ પાળનારીને તો આખી જીદગીનો ભાર, તે રીતે પચ્ચ લેવાની ક્રિયા ઘડી-બેઘડી કે ટૂક સમય જ, પણુ તેનું પાલન તો આખી જીદગી કરવાનુ, એટલે જો પચ્ચ લીધા પછી યોગ્ય રીતે અનાચારોનો ત્યાગ કરી વ્યવસ્થિતપણે જીવન ન જીવાય તો પચ્ચ. સુરક્ષિત ન રહે.

## જાળવણીની મહત્તા

કોઈ સારી કિમતી ચીજ તમે લાવીને તમારી ઘરવાળીને આપો તો આપવામા વાર કેટલી? પણુ તેને જાળવવામા તમારી સ્રીને

કેટલી દરકાર કરવી પડે, કોણ જાણે ક્યારે માંગે ! રોજ સાચવીને જતન કરવું પડે, તે રીતે પચ્ચ. લેવામાં વાર કેટલી ! પણ તેને વ્યવસ્થિતપણે પાળવા માટે વધુ પ્રયત્નશીલ રહેવું પડે.

## પચ્ચ. મૌલિક ગુણ છે તો જાળવણીની શી જરૂર ?

અહીં એક સવાલ ઉભો થાય કે–" મહાવ્રતરૂપ પચ્ચ.ને અન્ય દર્શનીઓએ યમ, નિયમ, વ્રત અને શિક્ષાના નામે સદનુષ્ઠાન સ્વરૂપ પુણ્યરૂપે માન્યા છે તો તેમને નવી કમાણી રૂપ પચ્ચ. રૂપ પુણ્યની સંપદાને જાળવવી પડે, જૈનોના મતે તો પચ્ચ સંવર–નિર્જરા સ્વરૂપે આત્માના મૂળ ગત સ્વભાવરૂપે માનેલ છે, તો પછી જાળવવાની જહેમત શી ?

કેમ કે સ્વભાવ એટલે બાહ્ય સંયોગો આદિની વિષમતાએ પણ જે પોતાનું સ્વરૂપ ન છોડે તે. જેમ કે પાણીમાં પથરો કે લાકડી મારીએ તો દેખીતી રીતે પાણી જુદું દેખાય પણ લાકડી લઇ લેતાં કે પથરો નીચે બેસતાં જ પાણી પોતાના મૂળસ્વભાવના આધારે અખંડ બની જવાનું.

તે રીતે આત્માનો સ્વભાવ પ્રગટ થયા પછી તેનો વિનાશ થાય નહીં, તો પછી પચ્ચ. રૂપ આચાર પાલનને સુરક્ષિત કરવા માટે અનાચારને વર્જવાની વાત શા ખપની ? "

## પચ્ચક્ખાણની જાળવણીમાં ઉપાદાન–નિમિત્તની સાપેક્ષ વિચારણા

આનો ખુલાસો જ્ઞાનીઓ એમ જણાવે છે કે–દરેક વસ્તુ કે કાર્યમાં ઉપાદાન અને નિમિત્ત બંને વ્યવસ્થિત જોઇએ, પચ્ચ.સંવર રૂપ હોઇ આત્મસ્વભાવરૂપ ખરું ! પણ આત્માના ઉપાદાનને વિકૃત કરનાર પાપકર્મના અનુદયરૂપ નિમિત્તની અપેક્ષા તો રહે જ ! ધરો ગમે તેટલી ટાઢ તડકો પડે તો પણ ધરાયેલી જ રહે, તે ધરોને લોઢું ને ઘોડું એવા વળગે છે તેના શરીરને કાશી પહોચવા દે નહિ.

તેમ પચ્ચ રૂપ ધર્મ આત્મ સ્વભાવરૂપ છતા પાપને ઉદય કે અનાચારની પ્રવૃત્તિ ન હોય તો તે ટકે, માટે જ જ્ઞાનીઓએ જણાવ્યુ-

"सा चाचारव्यवस्थितस्य सतो भवति ×× ×× यदि चाऽना चारपरिवर्जनने सम्यक् प्रत्याख्यानमस्खलित भवति ×××"

અર્થાત્ પચ્ચ ની પ્રાપ્તિ આચારના પાલનથી થાય ખરી ! પણ તેનું અસ્ખલિત પાલન તો અનાચારના ત્યાગથી થાય

## પચ્ચ પ્રાપ્તિમા વિશિષ્ટ અધિકારીની મહત્તા

તો હવે મુદ્દાની વાત એ કે-પ્રથમ શકાકારે ક્રમભગના દોષની આપત્તિ જણાવેલ કે "અનાચાર ત્યાગની કે આચાર પાલનની વાત ત્રીજા અધ્યયનમા જણાવવી જોઈએ તેના બદલે પાચમા અધ્યયનમા કેમ ?" એનો ખુલાસો થઇ ગયો કે-પ્રથમ પચ્ચક્ખાણનું સવર-નિર્જરા સ્વરૂપપણું જણાવ્યા પછી જ આવુ વિશિષ્ટ લોકોત્તર પચ્ચની પ્રાપ્તિ માટે અધિકારી બનનારે શુ શું કરવુ ઘટે ? એ અપેક્ષાથી આ (પાચમા) અધ્યયનમા આચાર-પાલન કે અનાચાર ત્યાગની વાત વિચારાય છે

## પચ્ચ લેવા કરતા જાળવવુ વધુ મુશ્કેલ

પચ્ચ પ્રથમ ગુરુ પાસે લેવાય છે, પછી આખી જીદગી તેને પાળવાનુ હોય છે, લગન ચોરીમા થાય પણ તેને નભાવવાનું આખી જીદગી, આ રીતે પ્રથમ થતી ક્રિયા ચોથા અધ્યયનમા જણાવીને હવે તેને નભાવવું શી રીતે ? એ જણાવવા આચાર-અનાચારની વાત આ (પાચમા) અધ્ય મા વિચારાય છે

ક્રિયા અગીકાર કરવાનો સમય થોડો પણ નભાવવા માટે જ વધુ પ્રયત્ન અને સમય જોઇએ

ઉપવાસનું પચ્ચ સવારે ગુરૂમહારાજ પાસે લેવાય પણ ચાર પ્રકારના આહારના ત્યાગરૂપે તેને પાળવાની ક્રિયા તો છત્રીશ કલાક કરવી પડે છે

પચ્ચ. લેતી વખતે અનાચાર-પાપ વોસિરાવ્યું લણવારમાં, પણ અનાચારને વર્જવાનો પ્રયત્ન તો લાંબોકાળ કરવો પડે તેની વિચારણા આ (પાંચમા) અધ્ય.માં કરવાની છે.

## પચ્ચ. લીધા પછી જાગૃતિની જરૂર

પચ્ચ. લેતી વખતે અનાચાર વોસિરાવ્યો, પણ પાછળથી ઉપયોગની જાગૃતિ ન રહે અને રૂપાંતર કે પ્રકારાન્તરવાળા અનાચારમાં જવાનું થાય તો તે પચ્ચ. વ્યવસ્થિત ન કહેવાય.

પચ્ચ. લઇ તો લીધું પણ અનાચાર છોડવાનો ઉપયોગ જાગૃત ન રહે તો પચ્ચ. પાળ્યુ ન કહેવાય.

આ ઉપરથી, 'પચ્ચ.ના સ્વરૂપને ચોથા અધ્યયનમાં જણાવ્યા પછી આ અધ્યયનમાં આચાર-અનાચારની વાત ક્રમભંગ દોષવાળી નથી' નક્કી થયુ.

## ક્રમભંગ દોષની બીજી રીતે આપત્તિ

હવે આપણે એક બીજી વાત વિચારીએ કે- "પચ્ચ.ન લે તે પાપી અને પચ્ચ. લઇને ભાંગે તે મહાપાપી" આ વાતનું રહસ્ય શું? કેમ કે પચ્ચ. લીધા પછી અનાચારને છાંડવાની વાત ધ્યાન બહાર રહે તો પચ્ચ. ભાંગી જાય તો પછી પચ્ચ. લીધાનો શો અર્થ? એના કરતાં અનાચારના ત્યાગની પૂરી તૈયારી થયા પછી જ પચ્ચ. લેવું, અને તે રીતે આચાર-અનાચારને જણાવનારું આ અધ્યયન પચ્ચ.ના ચોથા અધ્યયન પહેલાં જણાવવું જોઇએ, એટલે પાંચમા અધ્ય. તરીકે જણાવાતી આચાર-અનાચારની વાત ક્રમભંગ દોષવાળી જ રહી!

## "પચ્ચ. ભાંગે તે મહાપાપી" એ વાકયનો મર્મ

પરંતુ યોગ્ય રીતે વિચારતાં સમજાશે કે- "પચ્ચ. લઇને ભાંગે તે મહાપાપી" એ વાકયનો પરમાર્થ શો?

પચ્ચ. લઇને અનાચારના ત્યાગ માટે બેદરકાર રહેનારને અનુલક્ષીને આ વાકય કહેવાયેલ છે.

પચ્ચ નહી કરનારા નવા નિશાળીયાને ઉદ્દેશીને આ વાક્ય નથી, જેથી કે પચ્ચ લેતા પહેલા અનાચારના ફંદામા ન ફસાવવાની પૂરતી તૈયારી કરવાની વાત ઉપરથી ક્રમભંગ દોષ જણાવી શકાય

## પચ્ચ લીધા પછી બેદરકારી ન કરવી

પચ્ચ લઈને અનાચાર ત્યાગની બેદરકારીથી તેને ભાગવા તૈયાર થયેલ વ્યક્તિને સ્થિર કરવા માટે "પચ્ચ લઇને ભાગે તે મહાપાપી" એ વાક્ય છે

વ્યવહારમા પણ વાઝણી બાઇ શું રોદણા રૂવે કે 'નકામી સુવાવડ ખાધી' જણનારી બાઇ જ કસુવાવડ પ્રસંગે કે મરેલુ બાળક અવતરે ત્યારે કે જન્મેલુ બાળક તુર્ત મરી જાય ત્યારે એમ રોદણા રૂએ કે "નકામી સુવાવડ ખાધી" આના કરતા સુવાવડ ન આવે તો સારૂ" વાઝણીને આવું બોલવાનો અવસર જ ન હોય!

તેમ "પચ્ચ ન લે તે પાપી પણ પચ્ચ લઇને ભાગે તે મહા પાપી" આ વાક્ય કોના મ્હોઢામા શોભે! જે પચ્ચ ની ક્રિયા કરતો હોય અને અનાચાર ન છોડવાથી ભાગવાનો પ્રસંગ આવે ત્યારે માનસિક ધીરતા ટકાવવા માટે આ વાક્ય શોભે'

પણ પચ્ચ ની ક્રિયા અમલમા મુકી જ ન હોય તે શુ એમ કહી શકે કે "પચ્ચ લઇને ભાગે તે મહાપાપી" લીધુ જ નથી તો લઇને ભાગવાની વાત જ ક્યા?

## ભાગવાના ડરથી પચ્ચ ન લેવાની અનુચિત વાતમા સમ્યક્ત્વનુ દૃષ્ટાંત

વળી સમ્યક્ત્વ અસંખ્યવાર આવે છે અને એકવાર સમ્યક્ત્વ આવ્યા પછી અર્દ્ધ પુદ્‌ગલપરાવર્તમા મોક્ષ થાય જ! સમ્યક્ત્વ વિનાના જીવો માટે તો કોઈ નિયમ જ નહીં જાય તો તે જ ભવમા કે બીજા કે ત્રીજા ભવમા જાય, યાવત સંખ્યાત, અસંખ્યાત ભવ પણ થઇ જાય, પણ સમ્યક્ત્વ વમી ગયેલાનું મહત્ત્વ વધુ છે સમ્યક્ત્વ વગરનાની કિંમત નથી,

આ ઉપરથી નક્કી થાય છે કે " પચ્ચ. ન લે તે પાપી અને લઇને ભાંગે તે મહાપાપી " આ વાત શાસ્ત્ર માન્ય નથી કેમ કે સમ્યક્ત્વ વગરના જીવો કરતાં સમ્યક્ત્વ વમી ગયેલાનું મહત્ત્વ વધુ છે.

આ ઉપરથી ' પચ્ચ. લઇને ભાગે તે મહાપાપી ' એ વાતને આગળ કરી ભાંગી જવાના ડરથી પચ્ચ. ન લેનારા જીવો ખરેખર મર્મને પામી શક્યા જ નથી.

## પચ્ચ. લેનારાનું મહાસૌભાગ્ય

સમ્યક્ત્વ વમી ગયેલા જીવો કરતાં પણ પચ્ચ.ને પામનારા જીવો વધુ વિશિષ્ટ કોટિના હોય છે, કેમ કે સમ્યક્ત્વ પછી પલ્યોપમ પૃથક્ત્વ (બે થી નવ પલ્યોપમ) જેટલી કર્મ સ્થિતિ ગયા પછી પચ્ચ.–વિરતિ આવે છે.

તેથી પચ્ચ. લેનારા તો મહા ભાગ્યશાળી છે, ધ્યાન એટલું જ રાખવાનું કે અનાદિના સંસ્કારોથી લીધેલ પચ્ચ.ની મર્યાદાઓનું વ્યવસ્થિત પાલન કરવામાં આવતી મુશ્કેલીઓથી બચવા માટે અનાચારનો ત્યાગ કે આચારનું વ્યવસ્થિત પાલન જરૂરી છે.

તે માટે જ ચોથા અધ્યયનમાં પચ્ચ.ની વાત જણાવીને હવે તેની સુરક્ષિતતા માટે અનાચાર કે આચારનું સ્વરૂપ આ (પાંચમા) અધ્યયનમાં જણાવાય છે.

## " પચ્ચ. ભાંગે તે મહાપાપી " એ વાક્યથી જ પચ્ચ.ની મહત્તા

વળી વ્યવહારના ભાગીદારીના દૃષ્ટાંતથી પણ સ્પષ્ટ સમજાય છે કે–" મારે કંઈ લેવા દેવા નથી કે હું આમાં જવાબદાર નહીં " એ જાતનું રાજીનામું કોણ આપી શકે ? ભાગીદારીમાં જે હોય તે કે તટસ્થ ગમે તે માણસ બોલી શકે ખરૂ કે " મારે આમાં લેવા–દેવા નથી " !

એટલે " પચ્ચ. લઇને ભાંગે તે મહાપાપી " એ વાક્ય પચ્ચ.

લીધા પછી બેદરકારી રાખનારને સાવચેત કરવા માટેનુ છે, પ્રાથમિક પચ્ચ કરનારાઓને ભાગી જવાનો ડર ઉપજાવવા માટેનું નથી

**"પચ્ચ ભાગે તે મહાપાપી" વાક્યનો સાપેક્ષ ઉપયોગ**

આમ છતા જો પચ્ચ લેનારા જીવોને "ભાગી જશે તો તમે મહાપાપી થશો" એ ભાવાર્થમા "પચ્ચ લઇને ભાગે તે મહાપાપી" એ વાક્યનો ઉપયોગ કરવામા આવે તો વિવેક બુદ્ધિની ખામીથી ઉત્સૂત્ર ભાષણનો દોષ લાગવાનો સભવ છે

એટલે વ્રત-પચ્ચ ન લેનાર વ્યક્તિના મોઢે "પચ્ચ લઇને ભાગે તે મહાપાપી" એ શબ્દો શોભે નહીં, પચ્ચ લીધા પછી અનાચારની મર્યાદાઓ ન છોડવાથી પચ્ચનો ભગ થવાનો અવસર આવી લાગે ત્યારે જાતને જાગૃત રાખવા માટે આવા વાક્યોનો ઉપયોગ સાપેક્ષબુદ્ધિથી કરવો જોઇએ

પચ્ચ લીધા પછી તેને અસ્ખલિત બનાવવા માટે તેમ જ તેમા વધારો કરવા, તેને શોભાવવા અને તેને અખડ રીતે પાર પમાડવા અનાચારનુ વર્જન જરૂરી છે પચ્ચ રૂપ આચારના પાલન માટે અનાચારનુ વર્જન સાપેક્ષરૂપે જરૂરી છે

**આ અધ્યયનનુ નામ શુ ?**

તેથી સાપેક્ષ રીતે આ અધ્ય નુ નામ આચારશ્રુત જણાવ્યું છે કેમ કે ગૌણ મુખ્યભાવે આચારના પાલનના પેટામા અનાચાર વર્જનની વાત રાજા-મત્રીના પ્રધાન ગૌણ ભાવની જેમ રાજાની વાતમા મત્રીનો સમાવેશ થવાની માફક આવી જતી હોઈ આ અધ્યયનને આચાર-શ્રુત કહેલ છે

આ અધ્યયનમા પચ્ચ રૂપ આચારના પાલનની મર્યાદાઓ મુખ્ય રૂપે જણાવી છે, તેના પેટામા અનાચાર વર્જનની વાત ગૌણ રૂપે વિચારવાની છે

આમ છતા પ્રસગે પ્રસગે આચાર-અનાચારનુ ગૌણ મુખ્યપણું સાપેક્ષરૂપે વિચારવું પડશે

જૈન દર્શન ખરેખર સાપેક્ષવાદના માનદંડથી દરેક પદાર્થનો વિચાર કરે છે.

## જૈનેતર દર્શનોની અપૂર્ણતા

જૈન સિવાયના બાકીના બધા દર્શનો એક આંખે (નિરપેક્ષ-એકાંતવાદ) જોનારા કાણીયા છે, જૈન દર્શન દરેક ચીજને બે આંખે (સાપેક્ષપણે) જુએ છે.

જૈનોએ ભક્તિ, જ્ઞાન બંનેને યથા યોગ્ય અધિકાર ભેદે પ્રાધાન્ય આપ્યુ છે, સાપેક્ષપણે બંનેને ગૌણ મુખ્યપણે ઉપયોગી બતાવ્યા છે. જ્યારે જૈનેતરોએ તો આગવી (નિરપેક્ષ) વિચારણા બળે ભક્તિ કે જ્ઞાનને એકાંગી મહત્ત્વ આપ્યુ છે.

આ રીતે આચાર અને અનાચાર બંનેની ગૌણ-મુખ્યતા સાપેક્ષપણે આ અધ્યયનમાં વારંવાર ધ્યાનમાં લેવી જરૂરી છે.

## ઉપસંહાર

અહીં કદાચ એમ થાય કે- ટીકાકાર **શીલાંકાચાર્ય** મહારાજ આવી શબ્દ રમત કરી મનમોજી રીતે આચાર કે અનાચારનું સ્વરૂપ કહેશે, આતો સારૂં નહીં ! કંઇક બંધારણ તો જોઇએ જ !

પણ ખરી રીતે આમ જણાવવામાં પૂ નિર્યુક્તિકાર આચાર્ય ભગવંતના આશયને અનુસરવાપણું મુખ્ય કારણ છે, તે કેવી રીતે ? અને પૂ. આ. નિર્યુક્તિકાર ભગવંતે આચાર અને અનાચારને ગૌણ મુખ્યરૂપે શી રીતે ? શા માટે જણાવ્યા ? વગેરે અધિકાર... ...... અગ્રે વર્ત્તમાન.....



## વ્યાખ્યાન ૭

" यदिवाऽनाचारपरिवर्जनेन सम्यक् प्रत्याख्यान-मस्खलितं भवतीत्य-त्तोऽनाचारश्रुताध्ययनमभिधीयते...."

વ્યાખ્યાકાર આચાર્ય ભગવાન શ્રીમાન **શીલાંકાચાર્યજી** મહા-

રાજ- ભવ્ય જીવોના ઉપકારને માટે શ્રી સૂત્રકૃતાંગના બીજા શ્રુતસ્કંધના પાંચમા અધ્યયનની વ્યાખ્યા કરતા આગળ સૂચવી ગયા કે—

ચોથા અધ્ય.માં શું કહ્યું ?,

ચોથા અધ્યયનમાં પચ્ચક્ખાણનું સ્વરૂપ જણાવ્યું, પણ તેમાં નવકારશી વગેરે પચ્ચ કે તેના આગાર સૂત્રોમાં આવતા ઉગ્ગએ સૂરે કે સૂરે ઉગ્ગએ આદિ પદોનો વિચાર વર્ણવ્યો નથી, પણ પાયાની વાત વિચારી હતી કે-પચ્ચ.ની ક્રિયામાં લોકોત્તરતા શી છે ?

જૈનો પચ્ચક્ખાણમાં મહાવ્રતો વગેરે જે જણાવે છે, તેમાં અને જૈનેતરોના યમ, નિયમ, કુશલધર્મ, કે શિક્ષા વગેરેની માન્યતામાં જે પાયાનો તફાવત છે, તે વિચાર્યો છે

જૈનો-જૈનેતરો વચ્ચે આચારનો જ ફરક

જૈનેતરો યમ, નિયમ આદિને દાન ધર્મની જેમ સુકૃતની કરણી રૂપ શુભાનુષ્ઠાન માને છે, જેને કરવામાં તેઓ ગૌરવ ધરાવે છે, પણ જૈનોની માન્યતાએ તો મહાવ્રતો એ દેવું ચુકવવાની જેમ કર્તવ્યનિષ્ઠાનું સ્વરૂપ છે

દાન આપનારો અહંકારથી પીડિત થઈ શકે છે, પણ લીધેલું દેવું ભરપાઇ કરનારો કંઇ નવાઈ નથી કરતો, પોતાની ફરજ અદા કરે છે

આ રીતે મહાવ્રતોનું પાલન અનાદિની કારમી અવિરતિમાથી જીવનને ઉગારવા માટે કર્તવ્યરૂપે જૈનોની દૃષ્ટિએ છે ત્યારે જૈનેતરો યમ-નિયમાદિનું પાલન સદનુષ્ઠાન કરવારૂપે પુણ્યનું કાર્ય કર્યાના સંતોષની ભાવનાથી કરે છે

ક્રિયા સરખી છતાં ભાવની વિચિત્રતા

નાણાંની કોથળીમાથી દાન દેતી વખતે કે દેવું ચુકવતી વખતે પૈસા કાઢવાની ક્રિયા એક સરખી છે, પણ ભાવની દૃષ્ટિએ બંનેમાં મોટું અંતર છે

દાનવાળો અહંભાવમાં તણાય ખરો, જ્યારે દેવું ચુકવનારો પોતાની નામોશી ટાળવાના પ્રયત્નથી પોતાની જાતને હલકી બનાવે છે,

દાન દેતી વખતે ઉલ્લાસ થાય પણ દેવું ચુકવવામાં છુટકારાનો ભાવ રહે.

દાન મરજીયાત હોય પણ દેવું ચુકવવું તે ફરજીયાત છે.

દાન ન દેનારો કંઈ બુધવારીયો ન કહેવાય પણ દેવું ન ચુકવે તો બુધવારીયો ગણાય.

## વ્રત પચ્ચ. જૈનેતરોની દૃષ્ટિએ કેવા ?

આવી આવી અનેક અપેક્ષાએ જૈનોએ મહાવ્રતોને દેવાની જગ્યાએ રાખેલ છે, જ્યારે જૈનેતરોએ યમ, નિયમ આદિને દાનની જગ્યાએ રાખેલ છે,

દાનની જેમ યમ, નિયમાદિને માનવાથી જૈનેતરોની દૃષ્ટિએ **"નાહ્યા એટલું પુણ્ય" "દીધું એટલું દાન" "કર્યું તેટલું કલ્યાણ"** આદિ માન્યતાઓ રૂઢ થવા પામી અને યમ, નિયમમાં સ્વેચ્છા પ્રવૃત્તિને સ્થાન મળતું ગયું

## જૈનોની માન્યતા

પણ જૈનોની દૃષ્ટિએ મહાવ્રતોને દેવું વાળવાની જેમ ગણવાથી જેમ બને તેમ વધુ પ્રયત્ન કરી દેવું વાળી હળવો થવાની વિચારણાના આધારે મહાવ્રતોની આચરણા આદિમાં વધુ વીર્ય ફોરવવાની વાત મુખ્ય બની.

દેવું વાળવામાં માણસ જરા કષ્ટી ભોગવીને પણ લુખું-સુકું ખાઈને કે દેખીતી હાડમારી વેઠીને પણ શક્ય પ્રયત્ને દેવું ચુકવવાની પ્રવૃત્તિમાં ઉમંગ જોર ધપે અને સ્વજન, સંબંધી, કુટુંબી અને હિતૈષીઓનો પણ હાર્દિક ટેકો રહે કે–" ભઈલા ! આપી દે ને ! એ તો હખે-દખે નભાવી લેવાશે ! માથેથી બોઝો ઉતરે."

## સામાયિક-પૌષધ પારવામા માર્મિક વિવેક

સામાયિક કે પૌષધનો સમય પૂરો થાય ત્યારે તમે ગુરૂમહારાજને એમ પૂછો કે- "સામાયિક-(પોસહ) પારૂ ?" ત્યારે

જેમ દાનમા ગૃહસ્થે શક્તિ-ભાવનાનુસાર અમુક રકમ આપી હોય તે વખતે ગુરૂ મહારાજ જેમ કહે કે-

"હા ભાઈ! બહુ સારૂ કર્યું તમે! હવે તમારી જેવી ભાવના"

આવુ તે વખતે ગુરૂ મહારાજ બોલે ખરા! ન બોલે! ત્યારે શુ બોલે? "पुणो वि कायव्वो" એટલે દેવુ વાળવાના પ્રયત્નમા કસર કેમ! ભાવોલ્લાસ હોય તો ખૂબ જ ઉમંગથી પૂરી કરવા લાયક આ પ્રવૃત્તિ છે!

પણ ગૃહસ્થ થોડી વાર પૂ ગુરૂદેવના વચનો પર અનુપ્રેક્ષા કરી પોતાના ચાલુ સયોગોને વિચારી હવે આ પ્રવૃત્તિમા ટકી શકવાની અનુકૂળતા નથી એમ સમજી "યથાશક્તિ" કહી ગુરૂ દેવના વચનને વધાવી લે,

પછી ફરીથી ગુરૂદેવને કહે કે-"સામાયિક (પોસહ) પાર્યું (પાર્યો)" એટલે ગુરૂ મહારાજ જૂએ કે સસારી જીવ છે, હાલમા તુર્ત તે આ પ્રવૃત્તિમા આગળ વધી શકે નહી એટલે "ભાગતા ભૂતની ચોટલી પકડવા"ની જેમ કે 'सर्वनाशे समुत्पन्ने अर्ध त्यजन्ति पण्डित' કહેતી પ્રમાણે સમાર ભણી જતા ગૃહસ્થને છેલ્લી શિખામણરૂપે ગુરૂ મહારાજ કહે કે- आयारो ण मोत्तव्वो" એટલે કે-આ પ્રવૃત્તિ છોડવા જેવી નથી, સપૂર્ણ દેવુ ચુકવવાની શક્યતા ન હોય તો જેટલુ હાજર હોય તે દેવા પેટે આપીને પણ દેવુ ભરપાઇ કરવાની કબૂલાત કે બાકી કાઢી આપવાની તૈયારીની જેમ ગૃહસ્થ तहत्ति' કહી "આ પ્રવૃત્તિ મારા જીવનનું પવિત્ર કર્તવ્ય છે" એવી સ્પષ્ટ કબૂલાત આપે છે

આ ઉપરથી જણાય છે કે-સામાયિક-પૌષધની ક્રિયા વિરતિરૂપ હોઈ મહાવ્રતની જેમ દેવું વાળવાની જેમ જૈનોએ માન્ય રાખી છે.

## આત્મસ્વરૂપની દૃષ્ટિએ પચ્ચ.નું મહત્વ

જૈનોએ આત્માને જ્ઞાનસ્વરૂપ માન્યો છે, જૈનેતરો પણ આત્માને જ્ઞાનસ્વરૂપ માને છે પણ જૈનોએ તો આત્માને જ્ઞાનસ્વરૂપ ઉપરાંત, સમ્યક્ત્વમય, વીતરાગ અને પચ્ચક્ખાણમય પણ માન્યો છે,

જ્ઞાનાવરણીય, દર્શનમોહનીય, અપ્રત્યાખ્યાન કષાય અને પ્રત્યાખ્યાનાવરણ કષાયના આવરણથી આત્માના સ્વરૂપભૂત જ્ઞાન, સમ્યક્ત્વ, વીતરાગતા અને વિરતિ ગુણો અવરાએલા છે.

તેથી સામાયિક, પૌષધ, બાર અણુવ્રત કે-પાંચ મહાવ્રતોની આચરણામાં દેવું ચુકવવા જેટલી તત્પરતા નિર્ભરપ્રવૃત્તિ અને વધુને વધુ તે માટે ઉમંગ જોઈએ.

## પચ્ચ.ની પ્રવૃત્તિમાં વધુ લક્ષ્ય

જેટલી જ્ઞાન, સમ્યક્ત્વ કે વીતરાગતા મેળવવા માટે કે વિરતિ માર્ગે ચાલવા માટેની તત્પરતા ઓછી તેટલી કર્મની તાબેદારી વધુ અને કર્મનું દેવું વધુ સંતાપશે,

તેથી સમજુ માણસ દેવામાંથી શક્ય પ્રયત્ને વહેલું છુટવા મથે તેમ કર્મોના આવરણતળે દબાયેલ આત્મગુણોને પ્રકટાવવા વિરતિ-પચ્ચક્ખાણના સ્વીકારમાં જરા પણ કસર કે બેદરકારી ન રાખે.

આ બધું ક્યારે બને કે જ્યારે મહાવ્રતોને દેવું ચુકવવારૂપે પાળવાની વાત ધ્યાનમાં લેવાય ત્યારે!

આ મુદ્દાને ધ્યાનમાં રાખીને જૈન શાસનમાં આત્માના મૌલિક ગુણસ્વરૂપ જ્ઞાન આદિના આવરણરૂપ કર્મોને ખસેડવા સતત પુરૂષાર્થનું મહત્વ સ્થાને, સ્થાને જણાવ્યું છે.

## જૈનેતરોની દૃષ્ટિએ આત્મા અને જ્ઞાનનો સંબંધ

જૈનેતરો આત્માને જ્ઞાનનું પાત્ર માને છે એટલે આત્મામાં જ્ઞાન રહે છે એમ માનીને આત્માની જ્ઞાનમયતા સ્વીકારતા નથી, એટલે પુરૂષાર્થની સાચી દિશા તેઓને મળવી મુશ્કેલ છે

દાખલા તરીકે દાબડીમાં હીરો હોય તો હીરો અને દાબડી બે જુદી ચીજ થઈ તો આત્મામાં જ્ઞાન રહે તો આત્મા અને જ્ઞાન બે ચીજ જુદી થઈ, એમ થવાથી આત્માને જ્ઞાનપ્રાપ્તિ માટે વ્યવસ્થિત પુરૂષાર્થની સૂઝ ન થાય

જૈનો તો સોનામાં કસ, મોતીમાં પાણી, હીરામાં તેજની જેમ આત્મામાં જ્ઞાન માને છે, એટલે સોનાનો કસ, મોતીનું પાણી, કે હીરાનું તેજ કંઈ બહારથી નથી આવતું, સોનું, મોતી કે હીરામાં જ હોય છે, માત્ર પુરૂષાર્થ બળે તેનું પ્રકટીકરણ કરવાનું રહે છે

આ રીતે આત્મામાં પણ જ્ઞાન આત્મસ્વભાવરૂપે સદાકાળ અવસ્થિત છે જ ! માત્ર પુરૂષાર્થ બળે આવરણો ખસેડીને જ્ઞાનની વિશાળ રાશિ અનુભૂતિગોચર થાય છે

## જૈનેતરોએ આત્માને જ્ઞાનનો આધાર માનીને ઘણું ગુમાવ્યું

જૈનેતરોએ ન્યાયની પરિભાષામાં આત્માને જ્ઞાનવાળો, જ્ઞાનાધિકરણ (જ્ઞાનનો દાબડો) આદિ શબ્દોથી વર્ણવ્યો છે

જ્ઞાનમય કે જ્ઞાનસ્વરૂપ આત્માની વાત જૈનેતરોના ખ્યાલ બહાર રહી છે, તેથી આત્માના બીજા સમ્યક્ત્વ, વિરતિ, પચ્ચક્ખાણ આદિ સ્વભાવરૂપ મૌલિક ગુણોની વાત તેઓના ખ્યાલમાં આવે જ ક્યાંથી?

એટલે જ તેઓ પચ્ચ ને દાનાદિની જેમ શુભકર્મ તરીકે માને પણ કર્મોના આવરણને હઠાવી આત્મ વિકાસ માટે જરૂરી ગુણ તરીકે શી રીતે માને? તેથી જૈનેતરોને વ્રત-પચ્ચ સાથે બહુ નિસ્બત નહીં, માત્ર 'સારૂં કાર્ય છે' એમ કહી તેને મહત્ત્વ આપવા રૂપે આપે, બાકી સ્થાન-સૂચક નહીં !

**તકસાધુ બ્રાહ્મણનું દૃષ્ટાંત**

જેમકે કો'ક બ્રાહ્મણ મોચીની પાડોશમાં રહેતો હતો, બ્રાહ્મણ ખેતીનુ કામ કરતો, મોચીને ત્યાં કંઈક પ્રસંગ આવ્યો, એટલે બ્રાહ્મણે ખેતરમાં જતી વખતે કહ્યું કે– આપણે બોલવા વ્યવહાર છે, તો નોતરૂં આપે તો ધારપર રાડ પાડજે! ન આવે તો એ મોચીડાનું કોણ ખાય! એ તો ઠીક! બોલવા વ્યવહાર એટલે લટકતી સલામ જેવું કરવું પડે!

એટલે જેમ બ્રાહ્મણને બોલવા વ્યવહારથી ઉપલકીયો દેખાવ પૂરતો વ્યવહાર મોચી સાથે તેમ જૈનેતરો આત્માને જ્ઞાનાધિકરણ માની આત્માને અને જ્ઞાનને લટકતી સલામ જેવું માન્યુ!!!

## જ્ઞાન જેવી ચીજના વિચારમાં ગોટો વાળી જૈનેતરોએ વિરતિ માટે પણ દુર્લક્ષ્ય કર્યું

આ રીતે જ્યારે આત્માના મૌલિક અને વિશિષ્ટ સ્વરૂપ ભૂત જ્ઞાનગુણ માટે પણ ઉપલકીયો સંબંધ માને તો પછી સમ્યક્ત્વ, વિરતિ કે પચ્ચક્ખાણ જેવા બીજા ગુણોની તો મૌલિક માન્યતા જૈનેતરો શી રીતે ધરાવી શકે?

આત્માને આપણે જ્ઞાનમય, સમ્યક્ત્વમય, વિરતિ–પચ્ચક્ખાણમય માનીએ જ્યારે જૈનેતરો તો આત્મામાં જ્ઞાન બહારથી આગંતુક માને છે, તેથી પચ્ચ આત્માનુ સ્વરૂપ શી રીતે માને?

મૂળ વાત એ કે– ચોથા અધ્યયનમાં પચ્ચ.ની વાત જણાવીને નવકારશી–પોરશી વગેરે નહીં, પણ પચ્ચ. આત્માનું સ્વરૂપ છે, તેની ઉપર આવેલ આવરણો ખસેડી આત્માનું મૌલિક સ્વરૂપ પ્રકટાવવા પ્રયત્ન કરવો વગેરેનું સ્વરૂપ જણાવ્યું.

**ધ્યેયમાં તફાવત**

ખરેખર હિંસા આદિ પાંચ પાપ છે, તે ન આચરવા તે ધર્મ

છે આ વાત લગભગ બધા માને છે, પણ ફરક ક્યાં પડે છે? ધ્યેયમાં!

જૈનેતરો 'દાનદક્ષિણામાં જે મળ્યું તે ખરૂં' એવી માન્યતાથી ધર્મ કરે ત્યારે જૈનો તો હિંસા આદિ મારા આત્મસ્વરૂપના પ્રતિબંધક છે માટે તે ન આચરવા, ધર્મની આરાધના કંઈ 'ચલો! જે દક્ષિણા મળી તે ખરી!' એની જેમ નહી, પણ દેવું વાળવાની જેમ પૂર્ણ જ તમન્ના-ઉછરંગ અને ઉલ્લાસ પૂર્વક ધર્મની આરાધના કરવાની હોય છે

એટલે કે જૈન-જૈનેતરના ધ્યેયમાં જ ફરક— જૈનો આત્માને જ્ઞાનમય, પચ્ચક્ખાણ સ્વરૂપ અને વીતરાગમય માને ત્યારે જૈનેતરો તો આત્મામાં જ્ઞાન આગંતુક માને છે અને મુક્તિઅવસ્થામાં જ્ઞાનનો પણ અભાવ માને છે એટલે આત્મા જ્ઞાન રહિત બની જડ-પત્થર જેવો બને, આવી સ્થિતિમાં તેમાં પચ્ચક્ખાણ કે વીતરાગતા આદિ આત્મ સ્વભાવરૂપ શી રીતે માને? તે ન માને એટલે પછી આત્મસ્વરૂપની આડે આવતા કર્મના આવરણોને ખસેડવાના પ્રયત્ન-પુરૂષાર્થ રૂપ વિવિધ વિરતિની પ્રવૃત્તિ તરફ જૈનેતરોનું લક્ષ્ય જાય જ શી રીતે?

## નૈયાયિકોની મોક્ષની માન્યતા

નૈયાયિકો વગેરે એ મોક્ષને એવો વિચિત્ર માન્યો છે કે-જે સારી બુદ્ધિમાં પણ ન ઉતરે, સુખ, જ્ઞાન આદિથી રહિત આત્માની અવસ્થા તે મોક્ષ અમજ્જદાર આણમો દાગ જ્યારે તેમની આવી માન્યતાને ચર્ચાસભામાં જણાવે છે ત્યારે તેમાં આપણને ઉલ્ટા નવો લાગે છે, કે- તમા! મોક્ષમાં શું? નહી ખાવાનું, નહી પીવાનું, નહી કંઈ કરવાનું, કંઈ કરતા કંઈ નહી! ત્યારે મોક્ષમાં કરવાનું શું? અને મોક્ષમાં સુખ શું! આવા આવા ચિત્ર વિચિત્ર અજ્ઞાન મૂલક તર્કોથી પોતાની વાતને સુધારવા માગે છે

## સર્વજ્ઞની નિષ્ઠા ન હોવાથી થતો રકાસ

ખરેખર! સર્વજ્ઞની વાણીના પાયા વિના બુદ્ધિબળે ગોઠવી કાઢેલી બાબતોમાં આવો જ રકાસ થાય!

જૂઓને! શ્રી કૃષ્ણને તેઓ પૂર્ણાવતાર માને છે, (બીજા બધા અવતારો અંશાવતાર રૂપ હતા) છતાં મથુરા છોડીને કાઠીયાવાડની ધરતીના ખૂણે જઇને ભરાઇ જવું પડ્યું, દેખીતી અણછાજતી આ બીના માટે ક્યાં તેઓ પાસે કંઇ નક્કર જવાબ છે.

વળી ભરસભામાં માસિક ધર્મવાળી ફક્ત એક વસ્ત્ર પહેરેલી દ્રૌપદીના ૧૦૮ ચીર પૂરવામાં શ્રી કૃષ્ણને ભગવાનનું રૂપ આપી શ્રીમદ્ ભાગવતમા ખડા કર્યા, પણ સાથે એ વિચાર ન કર્યો કે નર-પિશાચ દુઃશાસને કેવા બીભત્સ શબ્દો કે ચેનચાળા ભરસભામાં કર્યા? અને હાથ ખેંચીને ઘસડીને લાવ્યો તે વખતે ભગવાન શ્રી કૃષ્ણ કયા સંતાઈ ગયા?

આમાં એ લોકોનુ અજ્ઞાન જ જવાબદાર છે! આપણે તો આ લોકો પર ભાવ દયા રાખી માધ્યસ્થ્ય ભાવ જ કેળવવાનો છે,

આપણે તો આ પ્રસંગને શીલના મહિમા તરીકે ચીરપૂરણરૂપે જણાવ્યો અને શ્રી કૃષ્ણ વાસુદેવરૂપે કર્મસત્તાની વિવશતાના લીધે મથુરાથી સૌરાષ્ટ્રમાં દ્વારિકા વસાવી રહ્યા.

આમ બધી સંગતિ કરી શકીએ છીએ મુદ્દાની વાત એ કે–અન્યદર્શનીઓ એક સ્થાને કોંક વાતનો મેળ બેસાડે તો અનેક સ્થાને વિસંવાદ ઉભા કરે!

## પચ્ચ.ની મહત્તા રૂપે પુરૂષાર્થનું મહત્ત્વ

આ રીતે અન્યદર્શનકારોએ આત્માને જ્ઞાનમય ન માનવાથી મોક્ષના સ્વરૂપમા પણ ગરબડ કરી

એટલે પચ્ચ.ના સ્વરૂપનો મર્મ ચોથા અધ્યયનમાં જણાવેલ તે પ્રમાણે પચ્ચ. આત્માના મૌલિક સ્વરૂપની આડે રહેલ કર્મના આવ-રણો ખસેડવા માટે પ્રબળ પુરૂષાર્થ રૂપે આચરવા જોઇએ.

## પાચમા અધ્યયનનો વિષય નિર્દેશ

હવે આ (પાચમા) અધ્યયનમા પચ્ચ ની ક્રિયાની સફળતા માટે પચાચારનું વ્યવસ્થિત પાલન અને તેના ટેકામા અનાચારના ત્યાગનું મહત્વ વિચારાશે

## આચાર-પાલન સાથે અનાચાર-ત્યાગનુ મહત્વ

પચ્ચ ની ક્રિયાને આચરનારાએ પચાચારની મર્યાદાના વ્યવસ્થિત પાલનની તત્પરતા જાળવવી જોઈએ, તેમજ અજ્ઞાન, અશ્રદ્ધા તથા ચારિત્ર, તપાચાર, અને વીર્યાચારના અતિચારો વર્જવા જોઈએ

લીધેલ પચ્ચ ને અસ્ખલિત કે અખડ રાખવા અનાચારોનો ત્યાગ જરૂરી છે

## અનાચાર ત્યાગનુ ફળ

ઉપવાસ તો કર્યો પણ જમવાના વધેલા સમયનો સદુપયોગ કરવાના બદલે આખો દિવસ દુકાનનો વહિવટ ચલાવ્યો, ચોપડાનું કામ કર્યું, આડી અવળી પ્રવૃત્તિઓમા ઉપવાસ પૂરો કર્યો

ઉપવાસ કરીને જરાક શરીરને કષ્ટ પડતા હાય હાય કરી મૂકે- 'ઓ બાપરે! મરી ગયો રે!' આદિ અનુચિત વાણીથી બીજાની શ્રદ્ધા-માન્યતામા ગાબડુ પાડે

## અનાચાર ત્યાગથી પચ્ચ૦ની શુદ્ધિ

પૌષધ, સામાયિક તો કર્યું પણ તેમા પુજવા-પ્રમાર્જવાનો ઉપયોગ ન જળવાય તો જયણાનું લક્ષ્ય શી રીતે રહે?

એટલે પચ્ચ લઈ લેવા માત્રથી કામ પતતું નથી, પણ સાથે સાથે જેના પચ્ચ કર્યા છે તે અનાચારને વર્જવાની તત્પરતા જરૂરી છે

## અનાચાર-ત્યાગ વિના પચ્ચ૦ની અસારતા

પૈસાના લાલચુ બારોટો પાસે બે-ચાર કે છ આના થાળીમા નાખી "જાત્રા સફળ" નો આશિર્વાદ ગિરિરાજ ચઢતા હિંગળાજના હડે

મેળવીને સંતોષ માનો, પણ ખરેખર તો યાત્રાની સફળતા ક્યારે! દાદાના ભાવથી દર્શન કરાય ત્યારે ને?

આ રીતે "લો બાપજી! કરાવો પચ્ચખાણુ" એમ કહી પચ્ચ. લઈ લીધા પછી યથાયોગ્ય અનાચાર–વર્જનની મર્યાદા ન જળવાય તો શાબ્દિક સંતોષ ભલે રહે! પણ ખરેખર આત્મવંચના જ થાય!

### પચ્ચ૦ની અસ્ખલિતતા માટે અનાચાર ત્યાગ જરૂરી

પચ્ચ. લીધા પછી અનાચારનો ત્યાગ કરવામાં ન આવે તો પચ્ચ. અસ્ખલિત ન બને, કેમકે પચ્ચ લીધા પછી જ્ઞાનાચાર, દર્શનાચાર અને ચારિત્રાચારના અતિચારોનું વર્જન પચ્ચ ને અસ્ખલિત બનાવે છે.

પચ્ચ. લીધા પછી તેને જાળવવાની દરકાર ન રહે કે પચ્ચ.ની જવાબદારી ન સમજાય તો પચ્ચ માત્ર લેવા પુરતું જ રહે, વ્યવસ્થિત પાલન શકય ન બને.

પણ પચ્ચ. લીધા પછી તેની દરકાર કરનારો અસ્ખલિતપણે તેનું પાલન કરી શકે છે.

### ઉચ્ચ આદર્શની આવશ્યકતા

વ્યવહારમાં એવું દેખાય છે કે ઉંચે ચઢનારો મનુષ્ય અવળી–ઉંધી (નીચી) દૃષ્ટિ રાખી ન શકે, ઉંચે દૃષ્ટિ રાખે તો જ ચઢી શકે, જ્યારે નીચે ઉતરનારો નીચી દૃષ્ટિ રાખી જેમ ઉતરે છે તેમ ઉંચી–અવળી દૃષ્ટિ રાખીને પણ ઉતરી શકે.

આ રીતે આત્મશુદ્ધિના પંથે ચાલનારાએ હંમેશાં ઉચ્ચ આદર્શો–આલંબનો સામે રાખવા જોઇએ. આ રીતે જ આત્મા ગુણોની પ્રાપ્તિ–વૃદ્ધિ કરી શકે.

### લક્ષ્ય–શુદ્ધિમાં શ્રીયક મુનિનું દૃષ્ટાંત

જુઓ! **શ્રી સ્થૂલભદ્ર** મહામુનિના નાના ભાઈ **શ્રીયકમુનિ** રોજ નવકારશીનુ પચ્ચ. કરતા, પોરિસી પણ કયારેય કરી શકતા નહી. પર્વાધિરાજની આરાધનાના ટાણે પણ નવકારશીથી આગળ ન

વધી શકયા છેવટે સવત્સરી મહાપર્વનો દિવસ આવ્યો

સસારી મોટી બ્હેન શ્રી જક્ષા સાધ્વીજી વદનાર્થે આવ્યા, પૂછ્યુ કે શુ પચ્ચ કર્યું છે આજે? શ્રીયક મુનિએ ખૂબ જ નિખાલસતાથી પોતાની અશક્તિ જાહેર કરવા સાથે નવ પચ્ચની વાત કરી સાધ્વીજી મહારાજે પ્રેરણા કરી કે આજે તો પોરસી કરો- આજે તો પર્વાધિરાજની આરાધનાનો અતિમ દિવસ છે, બધા સાધુ ભગવતોને વદના-ક્ષમાપના આદિ કરશો એટલામા પોરસી આવી જશે

શ્રીયક મુનિએ ઉચ્ચ આદર્શોને દષ્ટિ સમક્ષ રાખેલ હોઇ પોરસી કરી, ફરી સાધ્વીજી મહારાજે બારસાસૂત્ર સાભળશો તો સાઢપોરસી આવી જશે એમ કહી સાઢ પોરસી કરાવી ફરી ચૈત્ય પરિપાટીના બહાને પુરિમડ્ઢ કરાવ્યુ, ફરી પડિલેહણ આદિના હિસાબે અવડ્ઢ કરાવ્યુ, છેવટે આજે તો મોટુ પ્રતિક્રમણ ૨ા-૩ કલાકનુ છે, રાત તો ઉધમા પસાર થઇ જશે માટે હવે કરી લો ને ઉપવાસ !

આ રીતે શ્રીયક મુનિને ઉપવાસ થઈ ગયો, પણ રાત્રે તેમનુ સુકોમળ શરીર, ઉપવાસની ચિત્રવિચિત્ર અકળામણ-વેદના-પીડાઓ ખમી ન શકયુ અને કાળધર્મ પામ્યા

## શ્રીયક મુનિની ઉચ્ચ વિચારધારા

પણ મરણ વખતે પણ આરાધક ભાવ ટકી રહ્યો કે-- "પ્રભુ શાસનની તપસ્યા માટે મે પ્રથમથી શરીરને કેળવ્યુ નહિ, ખરે ખર મે બહુ મોટી ભૂલ કરી, વિશિષ્ટ કર્મનિર્જરાના સાધનરૂપ આ તપધર્મની આરાધનાથી હુ વચિત રહ્યો! તપ મારા આત્મગુણોને વિકસાવવાનુ અમોઘ સાધન છે તેનો યથાર્થ લાભ હુ મેળવી ન શકયો, આજે આ શરીરની કફોડી દશા પણ મારી પૂર્વ તૈયારી ન હોવાને આભારી છે," આદિ આદિ અતરગ વિચારધારા તપધર્મની મર્યાદાને અનુકુળ રહી, પણ એવા વિચારમા ન ફ્સ્યા કે-" હાય! હુ કયાથી સાધ્વીજીના કહેવાથી ફસાઇ ગયો, મે શરમે-ભરમે ઉપવાસ કયા કર્યો?"

## શ્રીયક મુનિની વિચારધારાનો મર્મ

શ્રીયક મુનિની ઉચ્ચ વિચારધારા અંતકાલે પણ વિકૃત ન થઈ એનું કારણ શું? તે પુણ્યાત્મા જિનશાસનના મર્મને ગુરૂગમથી પારખી શકયા હતા કે–"આરાધના ભલે ઓછી થાય પણ આરાધનાનુ લક્ષ્ય સદા જાગૃત રાખવા માટે ઉચ્ચ આદર્શો–ચઢતાનુ આલંબન અને નિર્મળ વિચારધારા ટકાવી રાખવી જોઈએ."

## માર્મિક વાત

મુદ્દાની વાત એ કે–પચ્ચ. લેનારે લીધા પછી તેને અસ્ખલિત બનનવા માટે સંસ્કારોના તોફાનથી ચિત્તની ચળવિચળ સ્થિતિએ પણ પુણ્યવાન્ આત્માઓની વિવિધ નિર્મળ આરાધનાઓનુ આલંબન વિચારી પરિણામોની ધારા વ્યવસ્થિત રાખવી.

## ઉચ્ચ આદર્શોથી પચ્ચ.ની સાનુબંધતા

તપ એ આત્માનો ગુણ છે, તેને વિકસાવવા માટે યોગ્ય પુરૂષાર્થની જરૂર છે, આત્મશક્તિઓ વ્યવસ્થિત પ્રયત્નથી ખીલે છે એટલે તપસ્યા કરનાર પચ્ચ. લીધા પછી ઉચ્ચ આદર્શો નજર સામે રાખે તો ખૂબ જ ચોક્કસ રીતે આગળ વધી શકે છે.

## વાસનાની વિષમતા

ખાઉ–ખાઉની વાસના આહાર–સંજ્ઞાના બળે અનાદિકાળથી આત્માને વળગેલી છે, તેની વિષમ અસર તળે તપનો ગુણ અવરાઇ ગયો છે, પણ એમ વિચારવાની જરૂર છે કે–અનંતકાળથી વિવિધ યોનિઓમાં અનેક ઉત્તમોત્તમ દ્રવ્યોનો ભોગ કરવા છતાં આહારની વાસના ઘટી નહીં.

બીજા ભવની વાતો કયાં કરવી?

આ ચાલુ જીંદગીમાં પણ ત્રીશ, ચાલીશ, પચાશ, કે સાઠ વર્ષોથી રોજ બન્ને વખત વિવિધ ભોજન દ્રવ્યો વાપરવા છતાં પણ ઉપવાસ કે આયંબિલનું પારણું આવે ત્યારે જાણે કદી આપણે ખાધું જ

નથી, એવી અકગામણુ અને ખાઉ-ખાઉની વાસના કેવી પ્રબળ થઈ જાય છે ?

આ જીદગીની અપેક્ષાએ વર્ષોથી અને આમ જોઇએ તો અનત કાળથી આપણી વૃત્તિઓને મતોષવા વિવિધ પ્રયત્નો કર્યા છતા હતા ત્યા ને ત્યા જ ! રોજને રોજ એકડો જ ઘુટવાનો !

## તપગુણના વિકાસથી વાસનાનો હ્રાસ

આ દશા શાને આભારી છે ? આપણા આત્માની વિકૃતિઓને આપણે ઓળખી શકયા નથી, તે વિકૃતિઓને દૂર કરનાર તપગુણનું મહત્વ સમજી શકયા નથી માટે આ કમનસીબ દશા છે !

ખરેખર તો ખાઉ-ખાઉની વાસના પાછળ આપણે ખાઇને ઓવાનુ જ છે અનાદિકાળથી અજ્ઞાન દશાના કારણે ખાઈને ઓવાનો ધધો ચાલુ છે

## દેવાળીયાના દ્દષ્ટાને વિરતિનુ મહત્વ

અરે ! જરા વિચારો કે-વ્યવહારમા દેવાળીઓ હોય, લઇને પાછા આપવાના ન હોય તો પણ દેખીતી શાહુકારી બતાવવા પણ ખાતુ મડાવે ! જ્યારે આપણો આ જીવ ખાવા તો તૈયાર પણ ખાતું મડાવવાની પણ ના ! નવકારશી જેટલુ પણ પચ્ચ કરી કે બીજી કોઈ નાની મોટી વિરતિ સ્વીકારી ખાય તો એટલી પણ વિરતિનું ખાતું મડાયેલ હોઈ ભવિષ્યમા આત્મા તપગુણની સપત્તિને પામી શકે !

## પચ્ચનુ લક્ષ્ય આહારસજ્ઞા-નિગ્રહ છે

કહેવાની વાત એ છે કે-" તપ એ માગ આત્માનો ગુણ છે " આ જાતની વિચારધારાથી આહારમજ્ઞા પર કાબૂ મેળવવાનુ લક્ષ્ય પચ્ચ લીધા પછી ઉચ્ચ આદર્શોને ટકાવવાથી મેળવી શકાય છે

## શ્રીયક મુનિની આરાધકતા

આ જાતની લક્ષ્યમુખી આરાધનાના બળે જ શ્રીયક મુનિ એક ઉપવાસમા જ રાત્રે કાળ કરી જવા છતા દેવલોકે ઉપજ્યા, શ્રી જક્ષા-

**સાધ્વીજીએ** પોતાની ભૂલ માની શ્રી સંઘ પાસે પ્રાયશ્ચિત માંગ્યું, પણ આશય શુદ્ધિના કારણે તેને નિર્દોષ ઠરાવી, ખાત્રી માટે શાસન-દેવી મારફત શ્રી **સીમંધર સ્વામીજી** પાસે સાધ્વીજીને મોકલી, શ્રી તીર્થંકર પરમાત્માએ સ્વમુખે શ્રીયક મુનિની આરાધકતા અને સાધ્વીજીની નિર્દોષતા જણાવી.

## પચ્ચ.ની વિશુદ્ધિ માટે આરાધકભાવની જરૂર

આરાધકભાવ ટકયો રહે તો પચ્ચ.ની અસ્ખલિતતા બની રહે તે આશયથી શ્રીયકમુનિનું દૃષ્ટાંત વિચારવા જેવું છે. શ્રીયક મુનિએ જે રીતે ઉચ્ચ આલંબન રાખી પોતાની જાતને આરાધક બનાવી તે રીતે આત્મગુણ તરીકે તપને વિકસાવવા માટે પચ્ચ. લીધા પછી ઉંચા આદર્શને નજર સામે રાખવાની જરૂર છે.

## અસદાલંબનોથી પચ્ચ. ના ભંગની શકયતા

પચ્ચ.ના ઉચ્ચ માર્ગે આગળ વધવા માટે દૃષ્ટિ સદા ઉંચી જ રાખવી ઘટે, ઉંચે ચઢનારને નીચી દૃષ્ટિ રાખવી પાલવે નહી, છતાં તપ એ આત્માનો ગુણ છે. એવી પ્રતીતિ સાથે પચ્ચ.ની પ્રવૃત્તિ ન કરી શકનારને પચ્ચ. લીધા પછી આવી પડનારી વિષમતાઓ વખતે અનાદિકાલીન સંસ્કારોના બળે નીચા આલંબનો ખોટા બહાના આદિ અવલંબી પચ્ચ.ના ભંગ માટે આડકત્રી તૈયારી થઈ જાય છે.

પચ્ચ.ની ક્રિયામાં પંચાચારની મર્યાદાના પાલન સામે અનાચાર ત્યાગની વાત લક્ષ્ય તરીકે રખાય તો સંસ્કારવશ જે અનુચિત પ્રવૃત્તિઓનો પ્રસંગ આવે છે તે સ્વાભાવિક રીતે ટળી જાય.

## અધ્યયનના નામની માર્મિકતા

આ રીતે આ ( પાંચમું ) અધ્યયન **અનાચાર શ્રુત** પણ કહેવાય છે. પચ્ચ. માટે જરૂરી આચારની મર્યાદાના પાલનની વાત ભારપૂર્વક જણાવી પેટામાં આચારના વિરોધી તત્ત્વોનું વર્જન સૂચિત થઈ જ જાય છે. એકંદરે આ અધ્યયન અનાચારના ત્યાગની વાત ગર્ભિત રીતે મહત્વની જણાવી આચાર પાલનની વાતને નિર્દેશનારૂં છે.

## ચોકીદારના દૃષ્ટાંતે અધ્ય૦ના નામનો વિચાર

જેમ ચોકીદારો રાત્રે બાર કે બે વાગે રોન મારવા નિકળે ત્યારે 'જાગતા રે'જો 'ની તેની બૂમ આપણે ઉઘમા ગાફિલ થઈ આપણી મિલ્કતને ગુમાવી ન બેસીએ તેથી ઉઘ ઉડાડવા માટે છે, તે રીતે આ અધ્યયન આત્મગુણરૂપ તપધર્મને વિકસાવનાર પચ્ચ.ની ક્રિયાને વ્યવસ્થિત રીતે ટકાવવા માટે અનાચારનો ત્યાગ કરવાની વાત રજુ કરી આપણી મોહનિદ્રા હઠાવનાર છે

## આચારશ્રુત-અનાચારશ્રુત બન્ને નામની સાર્થકતા

પહેલા આ અધ્યયનનુ નામ આચારશ્રુત જણાવેલ, હવે અહીં અનાચારશ્રુત બતાવાય છે આ ઉપરથી સમજણમા ગોટાળો થવા સભવ છે કે ખરેખર શું નામ છે ? પણ પ્રથમ જણાવી ગયા તે પ્રમાણે વિવક્ષાભેદથી બન્ને નામ ઉપયોગી છે કેમકે-પચ્ચ ની પ્રાપ્તિ માટે આચારનું પાલન જરૂરી, તેમ લીધેલ પચ્ચ ને અખડિત-અસ્ખલિત રાખવા માટે અનાચારનો ત્યાગ પણ જરૂરી છે

એટલે આ અધ્યયનમા સ્થાને સ્થાને આચારપાલન અને અનાચાર વર્જન બન્નેની યોગ્ય ઘટના કરી છે

### આચાર પાલન-અનાચાર ત્યાગનું સાપેક્ષ મહત્ત્વ

ખરી રીતે વિચારીએ તો પ્રત્યેક સિદ્ધાતને અમલમા ઉતારવા માટે આ બન્ને ચીજ જરૂરી છે જેમકે-"જોઇને ચાલવું જેથી જીવ મરે નહીં, વિચારીને બોલવું જેથી દોષ ન લાગે"

આમા જોઇને ચાલવાની અને વિચારીને બોલવાની વાત આચાર પાલન રૂપ છે, પણ જીવ ન મરવાની વાત અને દોષ ન લાગવાની વાત અનાચાર વર્જનરૂપ છે

આ રીતે આ અધ્યયનમા પ્રસગે પ્રસગે એક બીજાને પૂરક તરીકે આચાર અને અનાચાર બન્નેનું સ્વરૂપ સૂત્રકારશ્રીએ જણાવ્યું છે.

## અધ્ય.ના નામ સંબંધે વદતો વ્યાઘાત ની શંકા

અહીં ઉતાવળીઆ સ્વભાવનો વાદી શંકા ઉઠાવશે કે—આ કેવી વિચિત્ર વાત! આચાર અને અનાચાર બન્ને પરસ્પર વિરોધી ચીજો, તે બન્નેનું સ્વરૂપ આ અધ્યયનમાં શી રીતે જણાવશો? આ તો "મારી મા વાંઝણી છે" એના જેવું વદતો વ્યાઘત કહેવાય!

## દેખીતા વિરોધી નામોની સંગતિ

શાસ્ત્રકાર ભગવંત આનો ખુલાસો કરે છે કે—"ભાઈલા! ઉતાવળ ન કર! દરેક વસ્તુને સાપેક્ષ રીતે વિચારવાની જરૂર છે, દેખીતી રીતે વિરૂદ્ધ દેખાતી ચીજો પણ યોગ્ય રીતે વિચારવાથી સુસંગત લાગે છે.

## "મારી મા વાંઝણી" વાક્યની સંગતિ

"મારી મા વાંઝણી" વાક્ય ભલે દેખીતી રીતે વિસંગત લાગે પણ જરા વિચાર કરો કે—

કો'ક બાઈને પૈસો ઘણો છતાં સંતાન ન હોવાથી કો'કને દત્તક તરીકે ખોળે લે, તો દત્તક તરીકે આવનારની તે મા થઈને! હવે આ સ્થિતિમાં કો'ક પેલા દત્તક પુત્રને એમ પૂછે કે—ભાઈ! તારી માને કેટલા છોકરા! પૂછનારને શી ખબર કે આ દત્તક આવેલ છે. તે તો વ્યવહારથી મા તરીકેનો તેના વ્યવહાર ઉપરથી સાહજિક રીતે તે બન્ને વચ્ચે માતા—પુત્રનો સંબંધ કલ્પી પૂછે કે—"તારી માને કેટલા સંતાન છે?" તો દત્તક આવેલ ભાઈ શું એમ ન કહે કે—"ભાઈ! મારી મા તો વાંઝણી છે, તેને સંતાન નથી, એ તો હું પણ દત્તક આવેલ છું."

અહીં જો ખરેખરી હકીકતને આગળ કરી એમ કહે કે—'ના! આ મારી મા નથી! તો દત્તક તરીકેનો હક્ક જતો રહે! જો એમ કહે કે ના! આ મારી મા છે! તો ખરેખર તે કયા તેની મા છે!"

આમ જે રીતે દત્તક પુત્રને પોતાની સગી મા નહિ છતાં મા

તો કહેવી જ પડે અને સતાન કોઇ નથી ત્યારે જ તો પોતે ખોળે આવ્યો છે એટલે વાઝણી તરીકેનો નિર્દેશ પણ કરવો જરૂરી આ રીતે "મારી મા વાઝણી" આ વાક્ય દેખીતું વિસગત લાગતું છતા જેમ વિવક્ષાથી સગત લાગે છે, તેમ આ અધ્યયનમા આચાર અને અનાચાર બન્ને શબ્દો પરસ્પર વિરોધી છતા એક જ ચીજના રૂપાતરરૂપે એક બીજાના પૂરક બની રહે છે

## વિવેક-બુદ્ધિથી વિરોધનુ સમાધાન

એટલે જ્ઞાનીઓના ચરણોમા બેસી મેળવાતી વિવેક બુદ્ધિના આધારે "આચાર અને અનાચાર બન્નેના સ્વરૂપને જણાવનાર આ અધ્યયન છે" આ નિર્દેશમા અસગતિ જણાતી નથી

## પચ્ચ પ્રાપ્તિ માટે આચાર પાલન
## પચ્ચ રક્ષા માટે અનાચાર ત્યાગ

વ્યાખ્યાકાર શ્રી શીલાકાચાર્ય મહારાજ આ અધ્યયનમા આચાર અને અનાચાર બન્નેની વાત રજુ કરશે કેમ કે પચ્ચ ની પ્રાપ્તિ માટે આચાર પાલનની જરૂર છે અને પચ્ચ ની સુરક્ષા માટે અનાચારના ત્યાગની જરૂર છે પચ્ચ લીધા પછી તેને ટકાવવા માટે ખૂબ જ કડકાઈ સાથે આચાર નિષ્ઠા કેળવવી જરૂરી છે, જેથી કે અનાચારનું ઉત્થાન જ ન થવા પામે, અને અવ્યવસ્થા ન થવા પામે.

## અનાચાર ત્યાગથી પચ્ચ.ની જવાબદારી

જેમ કે લગ્ન પહેલા પરણેતર સાથે જે રીતના વ્યવહારો હોય તે લગ્ન થયા પછી જુદી જાતના હોય, કેમકે-લગ્ન થયા પછી તેની જવાબદારી આવે છે આ રીતે પચ્ચ પછી પોલપોલ ન ચાલે, અવ્યવસ્થિત વર્તનો પણ ન ઘટે, અનાચારના ત્યાગની ખાસ જરૂર છે, તેમજ આચારનુ કડક પાલન પણ જરૂરી છે

## ચઙુવેલ્લના આદેશનુ રહસ્ય

જેમકે ચાલુ કોઇપણ ધર્મક્રિયામા વિરતિમા આવવા માટે ઇરિયા

વહી અને મુહપત્તિના પડિલેહણ આદિ સામાન્ય સામાચારીની જરૂર, તે રીતે સામાયિક, પૌષધ કે મહાવ્રતો ઉચ્ચરવામાં અમુક વિધિ હોય છે, પણ વિરતિમાં આવ્યા પછી તેમાં ટકવા માટે "बहुवेल संदिसाहुं" અને "बहुवेल करशुं" ના આદેશથી આચાર નિષ્ઠાની સુદૃઢ પાલના જણાવી છે.

શરીર પણ ગુરુની આજ્ઞામાં સમર્પિત કરી દઈ સ્વાભાવિક થનારી શ્વાસોચ્છવાસ અને આંખના પલકારા જેવી સામાન્ય (શારીરિક) ક્રિયાઓ માટે પણ અનુજ્ઞા–સંમતિ મેળવવા તત્પરતાની વાત કેટલી ઉચ્ચકોટિની આચાર નિષ્ઠા સૂચવે છે? અનાચારના ત્યાગ માટેની કેટલી તત્પરતા સૂચવે છે?

**આચાર નિષ્ઠાનું મહત્વ**

આ રીતે જિનશાસનની મર્યાદા પ્રમાણે પચ્ચ. લેતાં પહેલાં આચારની જરૂર, પણ પચ્ચ. લીધા પછી તો અનાચારના ત્યાગની જરૂર, તે માટે આચારનિષ્ઠાની સુદૃઢ કેળવણી જરૂરી છે.

**અનાચારના ત્યાગ માટે જ્ઞાનાચારના ૮ આચારનું સ્વરૂપ**

આચારની ઉત્પત્તિ, સ્થિતિ અને વૃદ્ધિ અનાચારના સુદૃઢ ત્યાગથી થાય છે, જેમ કે જ્ઞાન સમ્યક્ ક્યારે બને જ્યારે કે–જાણવાના આચાર સાથે અકાળે ન ભણવું, અવિનય કે અબહુમાનથી ન ભણવું, ઉપધાન–યોગવહન વગર ન ભણવું, ભણાવનારનો અપલાપ ન કરવો, સૂત્ર, અર્થ તદુભયની વિરાધના ન કરવી–આ આઠ અનાચારોનું વર્જન હોય તો.

એટલે અકાળે ભણવા આદિ આઠ અનાચારોના પરિહાર સાથે જ્ઞાનાચાર સંકળાયેલ છે.

આ ઉપરથી આ અધ્યયનનું નામ "**આચારશ્રુત**" તેમજ "**અનાચારશ્રુત**" છે. એ બાબત કોઈ અસંગતિ નથી, એમ સ્પષ્ટ થાય છે.

### વ્યાકરણના નિયમ પ્રમાણે વિરોધી નામની પણ સંગતિ

અહીં "નામ તો એક જ હોય! બે નામ શી રીતે?" એવી શંકા ન કરવી, કેમકે-વ્યાકરણ શાસ્ત્રનો નિયમ છે કે-"संज्ञा न संज्ञान्तरत्वाधिकेति" અર્થાત્ એક સંજ્ઞા બીજી સંજ્ઞાનો બાધ ન કરે, તેથી આચારશ્રુત નામ અનાચારશ્રુતનું વિરોધી ન બને

### કલ્પસૂત્રમાં પ્રભુ મહાવીરના વિવિધ નામો

વળી જુઓ! શ્રી કલ્પસૂત્રમાં પતિતપાવન શાસનપતિ શ્રી મહાવીર પરમાત્માના કેટલા નામ જણાવ્યા છે?

માતા-પિતાએ સ્થાપેલ નામ વર્ધમાન, દેવોએ સ્થાપેલ નામ મહાવીર, વિદેહવાસીઓએ આપેલ વિદેહી, મગધવાસીઓએ આપેલ જ્ઞાતપુત્ર, આ બધા નામો કંઈ પરસ્પર વિરોધી નથી

એટલે આ (પાંચમા) અધ્યયનનું નામ આચારશ્રુત અને અનાચારશ્રુત પરસ્પર વિરોધી નથી

### જિનશાસનની અદ્ભુત શૈલિ

કદાચ અહીં એમ શંકા થાય કે-"આ તો તમે મનફાવતી કલ્પના કરી વાતને ગોઠવી કાઢી! પણ ખરેખર શું આમ હોઈ શકે? કે આ અધ્યયનનું નામ દેખીતા પરસ્પર વિરોધી શબ્દોવાળું હોય?" પણ વસ્તુસ્થિતિના વિચારની દૃષ્ટિએ વિવેક-બુદ્ધિથી વિચારીએ તો સ્પષ્ટ સમજાય તેવું છે કે

જિનશાસનમાં કોઈપણ વસ્તુને મારી મચડીને બેસાડવાની પદ્ધતિ જ નથી વસ્તુ વિષમ હોય કે આપણી સમજ શક્તિ ઓછી હોય તો વસ્તુને સમજવા માટે, કલ્પના ઉમેરી વસ્તુને સહેલી રીતે સમજવા કે સમજાવવાનો પ્રયત્ન જિનશાસનની શૈલિમાં હોતો જ નથી

### મદ્દુક શ્રાવકનું દૃષ્ટાંત

જુઓ! ભગવતીસૂત્રમાં મદ્દુક શ્રાવકનો અધિકાર આવે છે-મદ્દુક શ્રાવક પ્રભુ મહાવીર પરમાત્માને સમોસર્યા જાણી

ઉમંગભેર પોતે વંદનાર્થે અને દેશના-શ્રવણાર્થે જઈ રહ્યો છે.

રસ્તામાં પાખંડીયો-જેઓ જિનશાસનની અસૂયા કરવાવાળા અન્યદર્શનીયો મળ્યા. તેઓએ અદેખાઇથી મદ્દુકને શ્રદ્ધામાંથી ઢીલો કરી પોતા તરફ ખેંચવા કહ્યું કે—

"ભલા આદમી! તારા મહાવીર ધર્માસ્તિકાય આદિ છ દ્રવ્યો જણાવે છે, તો તેમાંના ધર્માસ્તિકાય આદિ પાચને શું તું જુએ છે?" મદ્દુકે કહ્યુ કે-"ના, હું દેખતો નથી!" એટલે પેલા પાખંડીઓ કહે કે-"જોયા-કર્યા વિના કો'કના કહેવા માત્રથી તું માની લે એ શું સારૂ કહેવાય? એ તો આંધળી શ્રદ્ધા થઇ!"

આ રીતે પાખંડીઓએ મદ્દુક જેવા ચુસ્ત શ્રદ્ધાળુને પણ હચમચાવી નાખવા વાગ્બાણોનો છૂટથી ઉપયોગ કર્યો, પણ મદ્દુકતો પરિણત શ્રદ્ધાવાળો હતો, એટલે શબ્દબાણથી ગાંજ્યો જાય તેમ ન હતો. તેણે પેલા પાખંડીઓને પડકારતાં કહ્યું કે—

"આપણે ન જોઇએ છતાં કેટલીક વસ્તુઓ માનવી જ પડે, જેમકે આત્મા! 'હું જીવું છું' એ પ્રતીતિ-ગમ્ય આત્મા સ્વાનુભવથી પોતાને સમજાય, પણ બીજાના આત્માને તો આપણે માનીને જ ચાલીએ છીએ.

તે જ રીતે સ્વપ્ન આવે, તે પણ જેને આવ્યું હોય તે જ જાણી શકે છતાં બીજાના કહેવાથી બીજાના સ્વપ્નને માનવું પડે.

### અંધશ્રદ્ધા એટલે?

આ રીતે સર્વજ્ઞ પ્રભુના કેવળજ્ઞાનમાં સ્પષ્ટ થયેલા પદાર્થો આપણે જોઇ ન શકીએ, પણ સર્વજ્ઞ પ્રભુની એકાંત કલ્યાણકારિતાના વિશ્વાસે તેઓશ્રીના વચનો પર શ્રદ્ધાથી માની શકીએ, એ કંઇ અંધશ્રદ્ધા ન કહેવાય.

### પ્રતીતિની અશકયતાએ શ્રદ્ધાની ઉપયોગિતા

જેને જેનો અનુભવ હોય તેવાના વચનો પર શ્રદ્ધા રાખવી

જગત છે જેને અનુભવ ન થયો હોય તેને પ્રતીતિ ન થતી હોય તો પણ અનુભવીના વચનપર શ્રદ્ધા રાખવી પડે છે, જેમ કે-બગીચા પાનેથી પસાર થતા નાકે સોડમ આવી અને ખુશબોથી નાક તૃપ્ત થયુ, અને ખ્યાલ આવ્યો કે-અહાહા! કેવી સુન્દર ખુશ્બો છે, શાની હશે આ ગંધ! થોડીવાર ઉહાપોહ કરતા ખબર પડી કે-હા, આતો મોગરાની કે ગુલાબની સુગંધ છે!

તો આ શી રીતે નક્કી થયુ કે જાણ્યુ કે-આ સુગંધ મોગરાની કે ગુલાબની છે! મોગરો કે ગુલાબ ત્યા દેખાતો તો નથી! જોયા વગર નિર્ણય શી રીતે કે આ સુગંધ મોગરા કે ગુલાબની છે!

જે રીતે અહીં પ્રત્યક્ષ મોગરો કે ગુલાબ ન દેખાતો હોવા છતા અમુક જાતના ગંધના પરમાણુઓ નાસિકા સાથે સંબંધિત થઈ અનુમાન દ્વારા મોગરા કે ગુલાબનુ જ્ઞાન કરાવે છે, તે રીતે અમુક પદાર્થો આપણે પ્રત્યક્ષ નિહાળી શકતા ન હોઈએ છતા તેને જણાવનાર વીતરાગ પરમાત્માના એકાંત હિતકર વચનોની ટંકશાળિતા અનુમાનથી નક્કી થયેલી હોઈ તેના પરની શ્રદ્ધાના બળે જાણી શકીએ

**અતીન્દ્રિય પદાર્થો માટે સર્વજ્ઞ-પ્રભુના વચનોની ઉપયોગિતા**

જગતમા જેમ વૃદ્ધ પુરૂષોના વચનવ્યવહારથી લોકવ્યવહાર પ્રામાણિક ઠરે છે, તેમ અતીન્દ્રિય કે અરૂપી પદાર્થોના સ્વરૂપ નિર્ણયમા અનંતજ્ઞાનીઓના વચનવ્યવહારની ઉપયોગિતા છે"

આવી રીતે જડબાતોડ દલીલોથી પાખંડીઓને ચૂપ કરી મદ્દુક શ્રાવક **શ્રી મહાવીર પ્રભુ** પાસે ગયો, ત્યા પરમાત્માએ તેની શ્રદ્ધાને બિરદાવી અને કહ્યુ કે-"તે તારી જાતને અંધશ્રદ્ધાળુ થતી અટકાવવા મનઘડંત કલ્પનાઓનો આસરો ન લીધો તે બહુ સારૂં કર્યું જો તેમ કર્યું હોત તો **"છદ્મસ્થો અરૂપી પદાર્થને ન જોઈ શકે"** એ અનંત તીર્થંકરોના વચનને અવગણવાનું સાહસ થઈ જાત"

ખરેખર! જેઓ પોતાની જાતને ઉજળી રાખવા કલ્પિત પદાર્થોના બળે વિચારધારા ગોઠવે છે, તેઓ અનંતજ્ઞાની તીર્થંકર ભગવંતોની

ઘોર આશાતનામાં ફસાઇ જાય છે.

## જિન શાસનમાં કલ્પનાને સ્થાન નથી

વાત મુદ્દાની એ કે-જિનશાસનમાં કલ્પનાને સ્થાન નથી જ, નહીં તો મદ્દુક શ્રાવકે પાખંડીઓને પરાસ્ત કરવા માટે એમ કલ્પનાના ગોળા ગબડાવ્યા હોત કે-"હા ! હા ! ધર્માસ્તિકાય આદિ પાંચને હું જોઇ શકું છું" તો પેલા પાખંડીઓ ચૂપ થઈ જાત. પણ એવી કપોલ કલ્પનાઓના પાયા પર સત્ય કદી ટકતું નથી,

તેથી જિનશાસનમાં આપણી મતિદુર્બળતા, છદ્મસ્થતા કે જ્ઞાનની ઓછાશને ઢાંકવા કલ્પનાઓથી વસ્તુની વિકૃતિ માન્ય નથી. તેવે પ્રસંગે આપણી નબળાઇ સ્વીકારી લેવામાં જ્ઞાનીઓના વચનોની પ્રામાણિકતા જળવાય છે.

## ઉપસંહાર

એટલે અહીં પાંચમા અધ્યયનનું નામ **આચારશ્રુત** કે **અનાચારશ્રુત** એમાં જરા પણ અસંગતિ નથી, આ વાત કલ્પનાથી બેસાડી છે એમ નથી, પણ હકીકત છે.

આચાર-અનાચાર બન્ને પરસ્પર સાપેક્ષ છે, તેથી આ અધ્યયનમાં કહેવાતી વિગતો એક-બીજાને પૂરક હોઈ બન્ને નામ આ અધ્યયનના હોઇ શકે છે.

હવે પછી આચાર પાલન અને અનાચાર વર્જન શી રીતે કરવું ? તેના શા શા પ્રકારો છે ? પચ્ચ.ના સ્વરૂપને સમજવા માટે શું શું જરૂરી છે ? વગેરે અધિકાર અગ્રે વર્તમાન ....

અવિરતિ=કર્મબંધનું પ્રધાન દ્વાર.
પચ્ચક્ખાણ=નિર્જરાનું પ્રધાન દ્વાર.





## વ્યાખ્યાન ૭

"यदि वा प्रत्याख्यानयुक्त सदाचारवान् भवतीत्यत प्रत्याख्यान क्रियानन्तरमाचारश्रुताध्ययन तत्प्रतिपक्षभूतमनाचाराध्ययन वा प्रतिपाद्यते '

### ઉપક્રમ

વ્યાખ્યાકાર મહારાજા આચાર્ય ભગવાન શ્રી શીલાકાચાર્યજી મહારાજ ભવ્યજીવોના ઉપકાર માટે શ્રી સૂત્રકૃતાગસૂત્રના બીજા શ્રુતસ્કંધના પાચમા અધ્યયનની વ્યાખ્યા કરતા આગળ સૂચવી ગયા કે—

### પચ્ચ નુ મહત્વ

જૈન શાસનમા પચ્ચ ની ક્રિયાનુ ખૂબ જ વિશિષ્ટ મહત્વ છે. અન્ય દર્શનકારોએ પણ યમ, નિયમ, વ્રતો અને શિક્ષા વગેરે રૂપે વ્રત પાલનનુ મહત્વ સ્વીકાર્યું તો છે, પણ દાન, દક્ષિણા રૂપે કઇક કર્યાના આત્મસતોષરૂપે માન્યુ છે પણ જિનશાસનમા તો પચ્ચ તે હેતુ પતાવવારૂપ અવશ્ય કર્તવ્ય જણાવ્યુ છે

### અવિરતિની કારમી અસર

'જીવને કર્મસત્તાના સકજામા જકડનાર અવિરતિ છે' આ વાત જૈનો સિવાય કોઈ માનતું નથી અવિરતિ એટલે સત્ કાર્યોમા પ્રવૃત્તિ ન થવી તે પાપકાર્યોથી વિરમવાની વાત બધાએ માન્ય રાખી છે, પણ પાપકાર્ય ન કરવા માત્રથી જીવનું કલ્યાણ નથી, પણ સત્કાર્યમા પ્રવૃત્તિ થવી જરૂરી છે સત્કાર્યમા પ્રવૃત્તિ ન થાય ત્યા સુધી હકીકતમા પાપથી વિરમવાની વાત શાબ્દિક બની જાય છે

## મિથ્યાત્વની આર્મિક વ્યાખ્યા

આ કારણે જ જ્ઞાનીઓએ મિથ્યાત્વમાં ખોટી માન્યતા કે વિપરીત કે કદાગ્રહી વલણને સ્થાન આપવા સાથે સાચી માન્યતા ન થાય તે સ્થિતિને પણ મિથ્યાત્વમાં અંતર્ગત જણાવી છે.

જુઓ! એકેન્દ્રિયમાં ખોટી માન્યતા શી છે? કુદેવ. કુગુરુ. કુધર્મની શ્રદ્ધાની વાત જ ત્યાં શી રીતે ઘટે? મન જ નથી ત્યાં ખોટી શ્રદ્ધા કે માન્યતા સંભવે જ શી રીતે? તો પછી એકેન્દ્રિયમાં મિથ્યાત્વ શી રીતે?

આજ પ્રમાણે વિકલેન્દ્રિય (બેઇં૦, તેઇં૦, ચૌરિન્દ્રિય) અને અસંજ્ઞી પંચેન્દ્રિયમા પણ મન ન હોવાથી વિપરીત શ્રદ્ધા–માન્યતા ઘટતી ન હોવાથી મિથ્યાત્વ શી રીતે ગણાય?

અસંજ્ઞી અવસ્થામાં મન ન હોવાથી ખોટાને સાચું, સાચાને ખોટું, સાચાને સાચું કે ખોટાને ખોટું માનવાની શકયતા જ નથી, તો પછી કુદેવાદિને સુદેવાદિ માનવા રૂપ મિથ્યાત્વ શી રીતે સંભવે?

## મિથ્યાત્વની સ્થૂલ–સૂક્ષ્મ સ્થિતિ

પણ—જિનશાસનમાં સમ્યક્ત્વ એ આત્માનો ગુણ માન્યો છે, તેથી તેને આવરણ કરનારૂં કર્મ પણ જણાવ્યું છે, જેનું નામ દર્શનમોહનીય છે. તેથી મનથી થનારી પ્રતીતિ–માન્યતા આદિ સ્થૂલ સ્વરૂપ ન હોય, તો પણ દર્શનમોહનીયના ઉદયથી સાચી માન્યતા ન હોય તો તે મિથ્યાત્વની સ્થિતિ ગણાય.

ખોટી માન્યતા એ મિથ્યાત્વનું સ્થૂલ સ્વરૂપ છે, પણ સાચી માન્યતા ન થવી એ દર્શનમોહનીયના ઉદયથી થનારી હોઈ મિથ્યાત્વનું અંતરંગ–સૂક્ષ્મ સ્વરૂપ અસંજ્ઞી જીવો (એકે૦ વિકલેન્દ્રિય અને અસંજ્ઞી પંચે)માં મિથ્યાત્વ ઘટી શકે છે.

## સમભાવનું વિકૃત માનસ

આ ઉપરથી કેટલાકો વિવેકની ખામીથી સર્વધર્મસમભાવની

વાતો કરી "આપણે તો રાગદ્વેષ નથી, આપણે તો બધા દેવ સરખા" એમ કહીને ખોટાને પણ સાચા માની પૂજાવવાની સરવાળે ફાયદો જ છે ને! સમ્યક્ત્વ આવી ગયુ ને!" આવુ વલણ ધરાવે છે, પણ ખરેખર તેઓને એ ખ્યાલ નથી કે–"**તત્ત્વભૂત પદાર્થોની યથાસ્થિત પ્રતીતિ** ન થવી તે જ મિથ્યાત્વ છે"

તેથી ગોળ–ખોળ એક કરી સર્વ ધર્મ–સમભાવની વાતો કરનારા પોતાની વિવેક બુદ્ધિનું દેવાળુ જ જણાવે છે

## આત્માનો વિકાર અવિરતિ

આ રીતે એકડથી માડી ઠેઠ અસ ની ૫ ચે સુધી આત્માના મૌલિક ગુણ રૂપ સમ્યક્ત્વને આવરી રાખનાર દર્શનમોહનીયના ઉદયથી સત્ય તત્વોની યથાસ્થિત પ્રતીતિ ન થવી એ રૂપનુ મિથ્યાત્વ જેમ આત્માનો વિકાર છે, તે રીતે સતકાર્યોમા પ્રવૃત્તિ થવા રૂપે અવિરતિ પણ આત્માનો વિકાર છે

આ વાત જૈનેતરોના ખ્યાલમા નથી આવી, માટે જ પચ્ચ નુ લોકોત્તર મહત્ત્વ તેઓ સમજી શકયા નથી

## જૈનેતરોનુ માનમ

જૈનેતરો સારી પ્રવૃત્તિ થઈ જાય તો કલ્યાણકારી માને, પણ સારી પ્રવૃત્તિ ન થવા રૂપ અવિરતિ પોતાના આત્માને કર્મબધ રૂપ છે, તેથી વિવિધ પુરૂષાર્થ કરી વિરતિ માર્ગે ધપવા માટે પચ્ચ ની પ્રવૃત્તિ મહત્ત્વપૂર્ણ ન સમજી શકે

જૈન અને જૈનેતરોમા આ પાયાનો ફરક છે

## જૈનોનુ માનમ

અવિરતિથી સતતપણે કર્મોનો ધોધ ચાલ્યો આવે છે, તેને ખાળવા પચ્ચ ની અત્યત આવશ્યકતા છે આ જાતનુ વલણ જૈનોના જ હૈયામા સભવે છે, તેથી જ જૈનો પચ્ચ ને કર્તવ્ય પાલનરૂપ દેવુ ચુકવવાની જેમ ફરજ રૂપ સમજે છે

જેમાં મન, વચન કે કાયાની પ્રવૃત્તિ ન હોય, છતાં કર્મબંધ શી રીતે? એ વાત અવિરતિના વર્ણન પ્રસંગે જણાવી ગયા.

આ રીતે ચોથા અધ્યયનમા અવિરતિને ટાળવા માટે પચ્ચ નું મહત્ત્વ જણાવી ગયા. અને "જૈન માત્રે પાપથી બચવા માટે પચ્ચ. કરવું જોઇએ," એ ફળિતાર્થ જણાવ્યો.

## ભરત મહારાજાના દૃષ્ટાંતે દ્રવ્ય ચારિત્રનું મહત્ત્વ

જુઓ! આ વાતનો પરમાર્થ વિચારીશું તો સ્પષ્ટ સમજાશે કે-ભરત મહારાજાએ આરીસા ભુવનમાં કેવળજ્ઞાન પામ્યા પછી પણ સાધુવેષ શા માટે લીધો? કેવળજ્ઞાન જેવા ઉત્કૃષ્ટ ગુણને મેળવ્યા છતાં સાધુવેષ લેવાની શી જરૂર? એ પ્રશ્ન અવિરતિને ટાળવા માટે પચ્ચ નુ મહત્ત્વ સમજવાની વાતને વિચારતાં સહેલાઈથી ઉકેલાઈ જાય છે.

## કેવળીને દ્રવ્ય ચારિત્રની શી જરૂર?

અહીં એક મુદ્દાની ચીજ સમજવા જેવી છે કે-કેવળજ્ઞાન થયા પછી સાધુવેષ-દ્રવ્યચારિત્ર ન લે! તો શું તેઓ ઘરમાં રહે? કારણ વિના કાર્ય થાય નહિ, એટલે ઘરમા રહેવાનું શાના આધારે થાય છે? તે જો સમજાઇ જાય તો, કેવળી થયા પછી સાધુવેષ લેવાનું મહત્ત્વ સમજાઇ જાય! ગૃહસ્થપણામાં રહેવું તે પાપનો-અવિરતિનો ઉદય ગણાય, પણ કેવળજ્ઞાન થયા પછી તો મોહનીય સર્વથા ક્ષીણ થવાથી અવરતિ-પાપનો ઉદય સમૂળગો નષ્ટ થયો તો પછી કેવળી ઘર-સંસારમાં રહે જ શી રીતે? કે દ્રવ્ય ચારિત્ર ન લે એ બને જ કેમ?

જેને મોહ હોય તે જ ઘર-સંસારમાં આરંભ-પરિગ્રહમાં રહે, મોહનો ક્ષય થયેથી કેવળી બન્યા પછી સંસારમાં રહેવાની શક્યતા શી રીતે?

## અવિરતિનું મહત્ત્વ

શાસ્ત્રીય શૈલિએ વિચારીએ તો કર્મબંધના ચાર કારણો પૈકી

અવિરતિની પ્રબળતાએ ઘર-સસારમા ફરજીઆત રહેવુ પડે છે, અવિરતિ તે મોહ-ચારિત્ર મોહનો જ વિકાર છે

**અવિરતિ એટલે કર્મબધનુ પ્રધાન દ્વાર,** અવિરતિની પ્રબળતાએ પાપના વિચાર, ઉચ્ચાર કે આચાર ન હોવા છતા પણ કર્મનો બધ સતત ચાલુ રહે છે, આ બધુ મોહનીયને આભારી છે

તે જ્યારે મૂળથી નષ્ટ થઇ જાય અને કેવળજ્ઞાન જેવો મહાન ગુણ પ્રકટ થઇ જાય પછી તે ઘર-સસારમા રહે જ કેમ ? એટલે સ્વાભાવિક રીતે દ્રવ્ય ચારિત્રનો સ્વીકાર થઇ જાય છે

### પચ્ચ ની માર્મિકતા

આ રીતે પચ્ચ મોહના સસ્કારોને કાબૂમા લેવા માટે છે એ વાત કેવળીઓના દ્રવ્ય ચારિત્રને સ્વીકારવાની વાતથી માર્મિક રીતિએ ફલિત થઇ જાય છે

### પચ્ચ પ્રતિ દુર્લક્ષ્યની અનિષ્ટતા

વળી " પાપની પ્રવૃત્તિ ન કરે છતા તેના પચ્ચ ની શી જરૂર ? " એ વિચાર પણ ખોટી શ્રદ્ધાને પુરવાર કરે છે, તેથી કર્મબધના અનેક કારણોની જેમ અવિરતિ-અશ્રદ્ધા આદિને દૂર કરવા પચ્ચ ની આવશ્યકતા છે આ બધી વાત ચોથા અધ્યયનમા જણાવી ગયા

### પચ્ચ નો અધિકારી કોણુ ?

હવે આ પચ્ચ કોણ કરે ? એ વિચારાય છે પ્રથમ જણાવી ગયા મુજબ પચાચારની મર્યાદામા વ્યવસ્થિત રહેનારો પચ્ચ નો અધિકારી છે, તે વાત ધ્યાનમા રાખી મહત્ત્વની એક વાત ધ્યાનમા રાખવાની કે—

જેના પચ્ચ પોતે કરવા તૈયાર થયો છે તેના ઉપયોગ વાળો હોય કે " મારે અમુકના પચ્ચ કરવાના છે," જેમકે-ઉપવાસનું પચ્ચ લેનારો બીજુ કાઇ ન જાણે તો પણ એટલુ તો મોઘમ સમજે જ કે મારાથી ખવાશે-પીવાશે નહિ

કેમકે જ્ઞાનીઓએ જણાવ્યુ છે કે-" अभ्युपेत्याकरणं प्रतिज्ञा " જાણીને-માનીને-સમજીને ન કરવાનો સંકલ્પ તેનુ નામ પ્રતિજ્ઞા. પચ્ચ. પણ પાપોના ત્યાગની પ્રતિજ્ઞારૂપ છે, તેથી પચ્ચ. કરનારને જેના ત્યાગની પ્રવૃત્તિ કરે છે, તે ત્રણ થી ઉપયોગની જાગૃતિ રાખવી જરૂરી છે.

## પચ્ચ.ની શુદ્ધિ માટે જરૂરી

વળી પચ્ચ.ની શુદ્ધિ માટે ત્રણ બાબતો જરૂરી છે, (૧) પાપથી દૂર રહેવું, (૨) પાપ ન કરવું. (૩) તેની પ્રતિજ્ઞા લેવી.

પ્રથમ જણાવી ગયા તે પ્રમાણે આચારની મર્યાદામાં વ્યવસ્થિત રહેવું અને અનાચારનુ વર્જન આ ત્રણ બાબતોમાં આવી જાય છે.

આ ત્રણ બાબતોને નભાવી શકનારાનું પચ્ચ. અસ્ખલિત બને છે. નહીં તો નાના છોકરાઓની ગાજરની પીપુડીની જેમ "વાગ્યુ ત્યાં સુધી ઠીક" એમ કરી ઢીલા થતાં વાર ન લાગે

## પ્રતિજ્ઞાનું મહત્ત્વ

જેઓને પ્રતિજ્ઞા કે પચ્ચ. ન હોય તેઓ આચાર પાળે ખરા, પણ સગવડીઆ ધર્મની રીતે! જરા મુશ્કેલીનો સામનો કરવો પડે તો મર્યાદામાંથી ખસતાં વાર ન લાગે.

તેથી પ્રતિજ્ઞાવાળો કોણ? કે જે આચારવાળો હોય! આ રીતે ચોથા પચ્ચ.ના અધ્યયન પછી આ (પાંચમા) અધ્યયનનું આચારશ્રુત નામ સાર્થક થયું ગણાય.

## આચાર માટે પચ્ચ.નું મહત્ત્વ

અહીં એક વાત ધ્યાનમા લેવા જેવી છે-" આચારવાળો તે કે જે પચ્ચ.વાળો હોય" આ વાતને વધુ સ્પષ્ટ સમજવી જરૂરી છે તે આ રીતે :—

## ઉત્પાદાદિની વ્યાપકતા

જગતમાં દરેક વસ્તુ ત્રણ સ્વરૂપે હોય છે. ઉત્પાદ, વ્યય અને

ધ્રુવ જેમકે-આ આગળીઓ સીધી હતી તેને વાળીએ એટલે પ્રથમ જે સીધી હતી તે રૂપે નાશ પામી, વાંકા પણે ઉપજી અને આગળી રૂપે સ્થિર છે જ !

## સાપેક્ષ દૃષ્ટિમા વ્યાવહારિક દૃષ્ટાંત

વળી એક શેઠને એક છોકરો, એક છોકરી, છોકરાને કાચળી બનાવવા માટે છોકરાના કિનખાબના કબજાને સુધારી કાચળી બનાવી આપી તો છોકરાને પોતાનો કબજો ગયાનો ખેદ, છોકરીને કાચળી મળ્યાનો હર્ષ, અને બાપને તો કિનખાબનું કાપડ ઘરમા જ રહ્યુ તેથી માધ્યસ્થ્ય

કો'કને દૂધ ન ખાવાનુ વ્રત હોય તો તે દહી વાપરી શકે, દહીં ન ખાવાનુ વ્રત હોય તો દૂધ વાપરી શકે પણ ગોરસ ન ખાવાનુ વ્રત હોય તો દૂધ-દહી બન્ને ન વાપરી શકે

કેમ કે-દૂધનુ જ દહી થાય છતા દૂધના વ્રતવાળાને દહીંની ઉત્પત્તિ દેખાય છે, અને દહીના વ્રતવાળાને દૂધનો વ્યય દેખાય છે ગોરસ વ્રતવાળાને ધ્રૌવ્ય-મૂળરૂપની સ્થિરતા દેખાય છે

## આ અધ્યયનના ત્રણ સ્વરૂપ

આ રીતે આ અધ્યયનના પણ ત્રણ સ્વરૂપ છે, (૧) આચાર સ્વરૂપ, (૨) અનાચાર વર્જન સ્વરૂપ, (૩) અનાચારવર્જનાચાર સેવન સ્વરૂપ

તેથી જ ટીકાકાર ભગવત જણાવે છે કે—

यदिवा प्रत्याख्यानयुक्त सदाचारवान् भवतीत्यत प्रत्याख्यान क्रियानन्तरमाचारश्रुताध्ययन तत्प्रतिपक्षभूतमनाचाराध्ययन प्रति पाद्यते ”

આ ઉપરથી પચ્ચ નો આધાર આચાર નિષ્ઠા નક્કી થાય છે આચાર-અનાચાર બન્ને પરસ્પર સાપેક્ષ છે, એકનુ પાલન બીજાના ત્યાગ ઉપર નિર્ભર છે એટલે આ અધ્યયનનુ નામ આચારશ્રુત કે અનાચારશ્રુત બન્ને કહી શકાય

## પચ્ચ.ની આચાર શુદ્ધિપર માર્મિક અસર

પચ્ચ.નુ મહત્ત્વ આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે, વ્યવહારમા પણ જે વસ્તુનો પાકો દસ્તાવેજ ન થયો હોય તેનો ભરોસો ગણાતો નથી, પચ્ચ.ના બધારણ વગર વાતોના વડાની શી કિંમત? પચ્ચ. થયું એટલે રજીસ્ટર્ડ થયું ગણાય! કો'ક વખતે પ્રતિજ્ઞામાં ચોવિહારની ભાવના છતા હાલમાં તિવિહાર લો ને! એમ કહી તિવિહાર લીધા હોય અને પછી સજોગવશ પરિસ્થિતિની વિષમતાએ પરિણામ ઢીલા થાય તો મનમા થાય કે "ક્યા પચ્ચ. લીધા છે?" એમ કરી તિવિહારમા જ રહેવાય પણ ચોવિહારમા આવવાની શક્યતા ઓછી।

## પચ્ચ.થી આચાર નિષ્ઠાની કેળવણી

આ પ્રમાણે રાઇ પ્રતિક્રમણમા તપચિંતામણીના કાઉસગ્ગમાં ધાર્યા પ્રમાણે પચ્ચ. કદાચ ન થયું હોય તો આલોયણ કેમ? તપચિંતામણીમાં કદાચ ભાવના ચઢતી હોય અને આબિલ–ઉપવાસ કે છટ્ઠની ભાવના હોય પણ પછી ગુરૂમહારાજ પાસે પચ્ચ. કરવા જાઓ ત્યાં સુધીમાં ભાવના મોળી થઇ જાય અને નીચું–ઉતરતું પચ્ચ. કદાચ લઇ લો તો મનમા એમ થાય કે ક્યાં પચ્ચ. લીધું છે? ધાર્યાની તો આલોયણા લઇ લેશું! આમ કેમ થાય છે? પચ્ચ. લીધાથી જ ચીજ પાકી થાય છે. પચ્ચ. ન કર્યું હોય ત્યાં સુધી કાચું અને પાકું ત્યારે કહેવાય જ્યારે કે—પચ્ચ. કર્યું હોય

ભરોસાદાર આચારવાળો કોણ કહેવાય? પચ્ચ. વાળો પચ્ચ. ન કર્યું હોય તે ભરોસાદાર આચારવાળો ન ગણાય, માટે જ કહ્યું છે કે "प्रत्याख्यानयुक्तः सन् आचारवान् भवति"

## દેખીતો વિરોધાભાસ

અહીં એક સવાલ થઈ શકે કે–અહીં તમે પચ્ચક્ખાણવાળો હોય તેને ભરોસાદાર આચારવાળો કહો છો, પણ પ્રથમ જણાવી

ગયા છે કે આચારવાળો હોય તે જ પચ્ચ પામી શકે ! તો આ બેમા પરમાર્થ શો ? પહેલા આચાર કે પચ્ચક્ખાણ ?

## વિરોધનો પરિહાર

પણ, ખરેખર વિચાર કરતા આમા કાઇ વિરોધ જેવુ નથી ! જરા સ્થિરબુદ્ધિથી વિચારવાની જરૂર છે

## ત્રણ લાડવાનુ દૃષ્ટાત

જુઓ, દુનિઆનુ એક દૃષ્ટાત-એક જગાએ બે બાપ અને બે દીકરા હતા, તેમની સામે એક જણે ચાર લાડવા મૂકયા, તોડયા વિના બૌએ સરખે ભાગે લાડવા ખાધા અને એક વધ્યો ! આમ કેમ બન્યુ ? જરા અક્કલ દોડાવાય તો ખબર પડે કે દાદો, તેનો દીકરો અને તેનો દીકરો એમ જણ ત્રણ જ હતા, ત્રીજાની અપેક્ષાએ પહેલા બે બાપ અને પહેલાની અપેક્ષાએ બાકીના બે દીકરા ! આમ બોલવામા બે બાપ બે દીકરા પણ જણ તો ત્રણ જ !

આમ અક્કલની જરા ગતિ વધારવાથી દેખીતા વિરોધ પણ સરવાળે સરખા જણાય છે

## આચાર અને પચ્ચ બે મા વધુ મહત્ત્વ કોને ?

આ રીતે અહીં પણ જરા વિવેક બુદ્ધિથી વિચારવાની જરૂર છે ઉતાવળી બુદ્ધિથી કઇ વસ્તુનો વિચાર ન થાય જુઓ, ટીકાકાર ભગવતે "આચાર હોય તો પચ્ચ આવે" આ વાત જણાવનાર "**सा घाचारयवस्थितस्य सतो भवति**" વાકયમા સતઃ પદ મુકયુ છે, અને "પચ્ચ હોય તો આચારવાળો જવાબદાર ગણાય" આ વાતને જણાવનાર "**प्रत्याख्यानयुक्त सन्नाचारवान् भवति**" વાકયમા **आचारवान्** શબ્દમા **मतुप्** પ્રત્યય વાપર્યો છે ! આનો કાઈ ગૂઢાર્થ સમજાય છે ?

ગુરુગમથી સુક્ષ્મબુદ્ધિથી આ વસ્તુ સમજાય તો કઇ વિરોધ જેવુ ન લાગે

### सतः અને मतुप् નું રહસ્ય

પરમાર્થ એ છે કે–सतः એ વર્તમાન કૃદંતના ભાવાર્થને સૂચવે છે, એટલે આચારની મર્યાદામાં સ્થિતિ થતી જણાવી છે, તે ઉપરથી પચ્ચ.ની ઉત્પત્તિ, સફળતા અને સ્થિરતાની શક્યતા જણાવી અને અતિશયયોગ–સંબંધ જણાવનાર मतुप् પ્રત્યયથી તો આચારની દૃઢતા પચ્ચ.ના બળે સ્પષ્ટ રીતે જણાવી,

### વ્યવહારના દૃષ્ટાંતે પચ્ચ.નું મહત્ત્વ

જુઓ ! વ્યવહારમાં સગપણ થયું હોય, પણ લગ્ન ન થયું હોય અને ઘરે જમવા નોતરે તો આવનારી છોકરી છોકરાની વહુ કહેવાય પણ પરણીને ઘરે આવે તે વખતે વહુ ગણાય. ને એમાં કંઈ ફરક ખરો કે નહિ ?

વ્યાવહારિક દૃષ્ટિએ લગ્ન થયા પહેલાં સગપણની હાલતમાં આવનારી છોકરી વહુ કહેવાય અને લગ્ન પછી આવનારી વહુ ગણાય, આમ કહેવાનો અને ગણવાનો તફાવત જેમ વ્યવહારમાં છે. તે રીતે અહીં વર્તમાન કૃદંત રૂપે सतः નો પ્રયોગ આચારની મર્યાદામાં વર્તતો પચ્ચ.ની પ્રાપ્તિ માટે ઉમેદવાર ગણાય, તે આચારમાં ટકે કે ન પણ ટકે, પણ અતિશય સંબંધ જણાવનાર मतु પ્રત્યયનો પ્રયોગ आचारवान् શબ્દ દ્વારા કરી એમ જણાવાય કે પચ્ચ. ની મર્યાદામાં આવેલ આચારવાળો ચોક્કસ રીતે હોય જ !

### પચ્ચ.થી આચારની જવાબદારી

આ રીતે **"આચારની મર્યાદામાં હોય તો પચ્ચ.નો અધિકારી અને પચ્ચ.વાળો હોય તો જવાબદાર આચારવાળો થાય"** આ વાતમાં વ્યવહારના સગપણ વખતે અને લગ્ન પછી દિકરીના દૃષ્ટાંતે વિરોધાભાસ જેવું નથી, પણ ગૂઢ રહસ્ય છુપાયેલું છે. એમ સ્પષ્ટ જણાય છે.

### અધ્યયનમાં આચાર–અનાચાર અને ઉભયનું મહત્ત્વ

બીજી વાત ટીકાકાર ભગવંતે "तत्प्रतिपक्षभूतमनाचाराध्ययनं"

શબ્દોથી દરેક પદાર્થમા ઉત્પાદ, વ્યય અને ધ્રોવ્યની જેમ દરેક આરાધક પચ્ચ વાળો આચારવાળો હોય તેમ અનાચારને છોડવાવાળો હોય અને અનાચારના ત્યાગ અને આચાર પાલનના મર્યાદાવાળો હોય આમ આ અધ્યયનમા આચાર-અનાચાર અને ઉભય ત્રણેનુ મહત્ત્વ છે

વ્યાખ્યામા જરૂરી ચાર વસ્તુ

આ (પાચમા) અધ્યયનની વ્યાખ્યા ટીકાકાર ભગવત જણાવી રહ્યા છે, પણ વ્યાખ્યાના પ્રારભે ચાર વસ્તુ સમજવી જરૂરી છે,

(૧) જેની વ્યાખ્યા કરવી હોય તેને વ્યવસ્થિત રીતે રજુ કરવી, (૨) પછી તેને પ્રકરણમા સબધિત બતાવવી (૩) પછી તેના સ્વરૂપને જણાવનાર સૂત્રનો વિચાર-અર્થ વિસ્તાર આદિ રૂપે કરવો, (૪) પછી તે કયી અપેક્ષાથી કરેલ છે? તે જણાવવુ

વ્યાખ્યાના ચાર પગથીઆ

આમ વ્યાખ્યાના ચાર પગથીઆ છે જેમકે-સામાયિકસૂત્રની વ્યાખ્યા પ્રસગે (૧) આટલા બધા એકડો સૂત્રો છતા સામાયિક સૂત્રની જ વ્યાખ્યા કેમ? જણાવવુ (૨) પછી તે સામાયિકસૂત્રનો ઉપયોગ શો છે? એની ઉપયોગિતા જણાવી તે સામાયિક કેટલા પ્રકારનુ? અને અહી કયા સામાયિકના વ્યાખ્યા કરવાના છે? જણાવવુ (૩) સામાયિકસૂત્રની વ્યાખ્યા-વિવેચના (૪) પછી કઇ અપેક્ષાએ આ વ્યાખ્યા કરવામા આવી છે? તે જણાવવુ

ઉપક્રમાદિ દ્વારોનુ મહત્ત્વ

આ રીતે દરેક સૂત્રની વ્યાખ્યા કરવાના અવસરે તેને સબધ, સ્વરૂપ, વિવેચન અને અપેક્ષાનો વિચાર જરૂરી છે

આ જ વાત અનુયોગદ્વારસૂત્રમા ઉપક્રમ, નિક્ષેપ, અનુગમ અને નય શબ્દોથી જણાવાઇ છે

અનુયોગ એટલે વ્યાખ્યા તેના દ્વાર એટલે બારણા, જે દ્વારા વ્યાખ્યેય વસ્તુના સ્વરૂપની નજીક પહોચી શકાય

ઉપક્રમાદિનું સ્વરૂપ

વ્યાખ્યેય વસ્તુની વ્યવસ્થિત રજુઆત તે ઉપક્રમ ૧. વ્યાખ્યેય વસ્તુના વિવિધ પ્રકારો જણાવી તેમાના ચોક્કસ પ્રકારની વ્યાખ્યા તે નિક્ષેપ ૨. વ્યાખ્યેય વસ્તુનું વિવેચન તે અનુગમ ૩. વિવેચન કયા દૃષ્ટિકોણથી કરેલ છે તે નય ૪

ઉપક્રમના બે ભેદ ૧ લૌકિક ૨. શાસ્ત્રીય. લૌકિકમાં નામાદિ અને શાસ્ત્રીયમાં છ અર્થાધિકાર,

નિક્ષેપના બે ભેદ :– ૧ ઓઘનિક્ષેપ, ૨. નામનિષ્પન્ન નિક્ષેપ

ઉપસંહાર

આ બધા ભેદોમાંથી અહીં કયા ઘટે ? અને કયા કયા આચારના ભેદો, અનાચારના ભેદો કયા પ્રકારમાં આવે ? વગેરે અધિકાર અગ્રે વર્ત્તમાન...........



તાત્ત્વિક વ્યાખ્યાઓ

અવિરતિ એટલે =
સત્ કાર્યોમાં પ્રવૃત્તિનો અભાવ

મિથ્યાત્વ = દર્શન મોહનીયના ઉદયથી તત્ત્વ પ્રતીતિનો અભાવ.

પચ્ચક્ખાણ = અશુભ પ્રવૃત્તિ ન કરવાના સંકલ્પ સાથે કરાતી પ્રતિજ્ઞા.

પૂ. આગમો૦ આચાર્યશ્રીના તાત્ત્વિક વ્યાખ્યાનમાંથી

# વિરતિનું મહત્ત્વ

[ શ્રી દેવસૂરતપાગચ્છ સામાચારી સંરક્ષક ધ્યાનસ્થસ્વર્ગત પૂ આગમોદ્ધારક આચાર્યદેવશ્રીએ તાત્ત્વિક દૃષ્ટિકોણથી પોતાના દૈનિક વ્યાખ્યાનોમા ઘણી વાર શાસ્ત્રીય પદાર્થોને વ્યવહારૂ દષ્ટાંતોથી ખૂબ જ ઝીણવટથી સમજાવવા પ્રયાસ કરેલ છે તેવા તા ૧૬–૬–૩૫ ના એક વ્યાખ્યાનમાથી વિરતિની જરૂરીયાત સમજાવનાર માર્મિક લખાણ યોગ્ય સુધારા સાથે અહી રજુ કરવામા આવે છે ]

## વિરતિની જરૂરિયાત સમજાઈ નથી

આત્મા સઘળા ગુણોથી યુક્ત છે, તે પૂર્ણજ્ઞાનરૂપ છે અને વીતરાગ સ્વરૂપ છે એ વાત હજી તમારા જાણવામા જ આવી નથી અને એ વાત જો તમારા જાણવામા આવી હોય તો એ વાતને તમે પચાવી શકયા નથી જો તમે એ વાતને તમારા હૃદયમા તમારા લોહીના અણુએ અણુમા પચાવી શકયા હોત તો જરૂર તમે એક જ કલાક વિરતિપણામા ગાળો છો અને તેવીસ કલાક અવિરતિપણામા ગાળો છો તેની તમોને ચમકમાટી આવી હોત

તમે એક કલાક વિરતિપણામા ગાળો છો અને બાકીના તેવીસ કલાક અવિરતિપણામા ગાળો છો, તમે તેવીસ કલાક અવિરતિપણામા શા માટે રહ્યા એનો તમોને કંઈ વિચાર સરખો પણ આવતો નથી એક બાજુ તમારો એક કલાક છે ત્યારે બીજી બાજુ તમારા તેવીસ કલાક છે હવે કયુ પાસુ વધી જાય છે તેનો વિચાર કરજો

તમે ચોપડામા ૯૯ રકમો ખરી લખી છે અને સોમી રકમ ખોટી લખી મારી છે જો તમારો આ ચોપડો કોર્ટમા રજુ થાય અને તમારૂ પોકળ ફૂટી જાય તો તમારી ૯૯ રકમ સાચી છે તેને માટે તમોને ઇનામ નથી મળવાનુ પરતુ એક રકમ ખોટી લખી હોય તો તે માટે તમોને દંડ જ થવાનો છે

શાહુકારનો ચોપડો તો તેજ છે કે જેમા એક પણ રકમના સબંધમા ગોલમાલ હોતી નથી જો એક પણ રકમના સબંધમા

ગોલમાલ હોય તો સમજી લેજો કે એ શાહુકારનો ચોપડો જ નથી તે ખોટો ચોપડો છે અને તેથી એ ચોપડો બિનશાહુકારી છે.

## "કર્યું તેટલું પુણ્ય નહીં" પણ "ન કર્યું તેટલું પાપ" એ યાદ રાખો

જેમ શાહુકારના ચોપડામાં એક પણ ખોટી રકમ શોભતી નથી, તેના આખા ચોપડામાં એક પણ રકમ ખોટી હોય તો તે તેને કલંક રૂપ છે, તેજ પ્રમાણે તમારા આત્માના વ્યવહારમાં જો એક પણ કાર્ય સંસારને પોષવારૂપ હોય ત્યાં સુધી તેને પણ શોભાસ્પદ નથી જ, **નાહ્યા એટલું પુણ્ય અને કર્યો તેટલો ધર્મ એ શબ્દો જૈન શાસનમાં સાચા નથી,** માટે અહીં આ શબ્દોને ગોખી ન રાખો! અહીં તો જો તમારે કાંઈ પણ ગોખી રાખવું હોય તો એ ગોખી રાખો કે **"ન કર્યો તેટલો અધર્મ."**

આત્માને વીતરાગ સ્વરૂપ માન્યા પછી તમે જ્યાં સુધી એ વીતરાગપણું નથી મેળવ્યુ ત્યાં સુધી તમારે તમારા ચોપડામાં બાકી જ કાઢવાની છે અને એ બાકી કાઢીને એ બાકી વસૂલ કરવાની પાછળ તમારે મંડયા રહેવાનું છે. જો તમે એ રીતે મંડયા ન રહો તો એ તમારી મોટામાં મોટી ખામી જ તમારે સમજી લેવાની છે, વીસવસા તમારે પૂરેપૂરા મેળવવાના છે. વીતરાગપણાની પ્રાપ્તિ માટે એ વીસવસા મેળવવાના છે. જ્યાં સુધી તમો એ વીસવસાની દયા નથી મેળવી શકયા ત્યાં સુધી તમોને જંપ ન હોવો જોઈએ. તમે હજી તો પાશેરામાં પહેલી પૂણી નાખો છો, તમારો હજુ સવા વસો જ થયો છે, અને ૧૮।।। વસા તમારા બાકી જ છે; એ બાકી રહેલા વસાની બાકી એ ચીને તમારે એ બાકી ભરપાઈ કરવાને માટે મથવાનું છે. **આરંભ, પરિગ્રહ વિષય કષાય. ઈત્યાદિ આત્માને ડુબાડી રહ્યા છે. એ તમારે વિચારવાનું છે.**

જે પોતે પોતાના ખાતામાં પોતાને નામે રહેલી આ બાકી સમજી શકે છે તેવા આત્મા પોતાને અધર્મી સમજે એમાં કાંઈ પણ નવાઈ નથી. તમારી ફરજ છે કે તમારે જે નથી થયુ તે પણ

પાપ એ વિચારને સદા સર્વદા મનમા ગોખી રાખવો જોઈએ અને તમારી બાકી ભરી કાઢી સર્વજ્ઞપણું-વીતરાગપણું મેળવવામા સતત પ્રયત્ન કરવો જોઇએ એવા સતત પ્રયત્નની શરૂઆત એ જ સાચી જિંદગીની શરૂઆત છે

આ ઉપરથી બનતા સઘળા પ્રયત્ને પાપ કાર્યોમાથી પીછેહઠ કરી વ્રત-નિયમ-પચ્ચક્ખાણ આદિ રૂપે વિરતિનો ઝડપી સ્વીકાર જરૂરી છે

## પચ્ચક્ખાણની મહત્તા

[ આગમતત્ત્વજ્ઞાતા ધ્યાનસ્થ સ્વ પૂ આચાર્યદેવશ્રીએ પૂ આ૦ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મ રચિત શ્રી અષ્ટક પ્રકરણના પ્રત્યાખ્યાનાષ્ટકના વિવેચનમા પચ્ચક્ખાણના મહત્ત્વને સૂચવનાર જે ટકશાળી દલીલો દર્શાવી છે તેમાથી થોડોક ભાગ ઉદ્ધૃત કરી સુજ્ઞ વાચકોના હિતાર્થે રજુ કરવામા આવે છે )

### પુણ્યના ઉદયથી પ્રાપ્ત થનારી દરેક ચીજ પચ્ચક્ખાણ કરવા લાયક

પુણ્યોદયથી જે મળે તે ન ભોગવવાની પ્રતિજ્ઞા કરો પ્રતિજ્ઞા ન કરો તો પાપ લાગવાનું –

પુણ્યોદયથી મળેલી ચીજના પચ્ચક્ખાણ જરૂરી છે મળી હોય તો પણ પચ્ચક્ખાણ કરવા લાયક, ન મળી હોય તો પણ પચ્ચક્ખાણ કરવા લાયક

પાપના ઉદયે થવાવાળી ચીજના પચ્ચક્ખાણ હોય નહી ભુખ્યા રહેવાના પચ્ચક્ખાણ કરો પણ દરેક મિનિટે આવું એવા પચ્ચક્ખાણ કરાય ? ખાવાનું પ્રાપ્ત થાય તે શાતાવેદની ઉદયનું પ્રાપ્ત ન થાય તે અતરાયના ઉદયનું જે શાતાવેદનીના ઉદયથી પ્રાપ્ત થવાનું હતું

તેના પચ્ચક્ખાણ જણાવ્યા પણ ભુખ્યા રહેવાનું જે પાપના ઉદયથી તેનું પચ્ચક્ખાણ જણાવ્યુ નહિ.

શાસ્ત્રકારો કહે છે કે પાપનો ઉદય પ્રેરણા કરી કરે. પુણ્યનો ઉદય ધક્કો મારી ખસેડો. આ વચનો એકાએક નહિ ગમે, **પાપનો ઉદય પરાણે લાવો. પુણ્યનો ઉદય પલટાવી નાખો. આનું નામ ધર્મ.** બહાર તડકો પડી રહ્યો છે તેમાં ઉભા રહી આતાપના કરો તો ધર્મ. લોચ કરતાં ધર્મ થયો. કુટુંબાદિક પુણ્યથી મળ્યા તેને છોડો તો ધર્મ થયો. પાપને પરાણે ઉદયમાં લાવો તો ધર્મ મનાય. આ વાત કબૂલ કરવા અંતઃકરણ તૈયાર છે ?

આપણે ધર્મની વાતો કરવા જેવી માનીએ છીએ બોલીએ છીએ પણ હજુ આવી માન્યતા થતી નથી. ચાણાકયના બાપને છોકરો દાંતવાળો જન્મ્યો તેમાં ભયંકરતા કેમ ભાસી ? અમે શ્રાવક એમ કહેનારાએ આ દશા ખ્યાલમાં રાખવી. રાજ્ય પામવાની વાત ભયંકર ગણે છે. સમ્યક્ત્વના બળે રાજ્યાદિકને ભયંકર ગણનારા તે શ્રાવક રાજ્ય સાંભળી કંપી ઉઠે છે. તાજા જન્મેલા બચ્ચાના દાંત કાનસથી ઘસી નાખે છે એટલે છોકરાની પીડાની ગણતરી ખરી ? એ છતાં ઘસી નાખ્યા. ફેર આચાર્ય પાસે ગયો. હવે તો નરકે નહિ જાય ને ? આચાર્ય ભગવંતે ઉત્તર આપ્યો કે સાક્ષાત્ રાજા નહિ થાય પણ રાજ્યે પુતળા સરખા રાજાને બેસાડી વહીવટ એજ કરશે. જેને રાજ્ય ભયંકર લાગતું હતું તે પુત્ર રાજ્યથી કેમ ખસે ? કેમ, આ બાળકને દુર્ગતિથી બચાવું. આ સ્થિતિ શ્રાવકોની હતી. આવા સુખોથી પણ જે ડરનાર હોય તેને નિર્વેદવાળા કહીએ. ચક્રવર્તી કે ઇન્દ્રના સુખને દુઃખરૂપ ગણે. નિર્વેદમાં ચારે ગતિથી કંટાળો હોવો જોઈએ. એની દૃષ્ટિ પોતાના કૈવલ્યાદિક સ્વરૂપ પ્રગટ કરવા તરફ જ હોય.

આ ઉપરથી વિવેકના બળે પુણ્યના ઉદયથી મળેલ સંસારી ઉત્તમ પદાર્થોના પણ ભોગથી વિરમવાનું મહત્ત્વ સમજી વ્રત-નિયમ, પચ્ચક્ખાણ આદિનું પાલન કરી જીવન શુદ્ધિના રાજમાર્ગે વધવું હિતાવહ છે.

## 卐 સમ્યક્ત્વ એટલે ? 卐

[ પરમપૂજ્ય આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વ આચાર્યદેવશ્રીએ ભવ્ય જીવોના હિતાર્થે આગમિક પદાર્થોની વિવેચનાઓ પોતાના વ્યાખ્યાનો દરમ્યાન અનેકવાર કહી છે વિ સ ૧૯૯૦ પ્રથમ વૈશાખ સુદ ૧૫ના વ્યાખ્યાનમા સમજાવેલી સમ્યક્ત્વની મહત્તા પ્રસગોચિત્ત સમજી અહીં રજુ કરવામા આવે છે ]

"શાસ્ત્રકારો ફરમાવે છે કે-સમ્યગ્દષ્ટિને જે આનદ કે ઉલ્લાસ ન હોય, દેશવિરતિ, પ્રતિમા વહન કરનારને જે ઉલ્લાસ અને નિર્જરા ન હોય, ક્રોડ પૂર્વ સુધી ચારિત્ર પાળનાર સાધુને મધ્યમ પરિણતિએ જે નિર્જરા ન હોય, તેઓના કરતા અસખ્યાતગુણી **નિર્જરા સમ્યક્ત્વ પામતી વખતે હોય**

ચોથે, પાચમે અને છટ્ઠે ગુણસ્થાને રહેલો જીવ જે કર્મ તોડે તે બધા કરતા સમ્યક્ત્વ પામતી વખતનો જીવ અસખ્યાતગુણા વધુ કર્મ તોડે

આ એક શાસ્ત્રસિદ્ધ હકીકત છે, કેમકે-અનાદિકાળથી સ્વરૂપનુ ભાન ભૂલીને સસારમા આથડી રહેલ પોતાના આત્માને સઘળા દુખોમાથી છોડાવનાર સાહજિક જ્ઞાનાદિગુણમય પોતાના વિશુદ્ધ સ્વરૂપનું ભાન થતા જ મહાનિધિ મળ્યાની જેમ અવર્ણનીય આનદ-ભાવોલ્લાસ થાય છે

જેમકે-એક અત્યત દીન-હીન રાકડો ગરીબ-જે પાચ પાચે પોક મુકે ત્યારે એક પૈસો મેળવે, આવા દરિદ્રને કોઈ પરોપકારી મ ળ્યો, એ પરોપકારીએ દરિદ્રના બાપના ચોપડા જોયા, ચોપડા તપાસતા "એક જગાએ એક લાખ રૂપીયાની રકમ અનામત પડી છે" એમ દરિદ્રને જણાવ્યું, ત્યારે તે ગરીબના અત કરણમા કેટલો ઉછાળા ભેર આનદ થાય ? હજુ તો માત્ર રકમ માલમ પડી છે, ઉઘરાણી જશે, કદાચ સામો ધણી આપવામા આનાકાની પણ કરશે, કોર્ટે કેસ માંડવો પડશે, અને લાબી માથાકૂટ પછી હુકમનામું થશે ત્યારે

લાખ રૂપીયા મળશે, છતાં આસામી સદ્ધર છે, એટલે લાખની રકમ ચોપડામા દેખતી વખતે જે અનેરો આનંદ-ભાવોલ્લાસ થાય તેવો આનંદ ઉઘરાણી, કેમ કે હુકમનામા વખતે હોતો નથી, હુકમ-નામું બજાવતી વખતે ભલે આનંદ હોય! પણ રકમ ચોપડામાં જોઈ તે વખતના આનંદની તુલનાએ કોઈ આનંદ ન આવે!!!

આવા વિશિષ્ટ આનંદના બીજમાંથી ઉલ્લસિત થતી મનોવૃત્તિના કારણે જ સમકિતી જીવો રાજા, મહારાજા, વાસુદેવ, ચક્રવર્તિ યાવત્ દેવો અને ઇંદ્રો આ બધાને મહાદુઃખી માને.

નારકીને દુઃખરૂપ મિથ્યાત્વી પણ માને, વાગે ને લોહી નીકળે તો ચિતરી મિથ્યાત્વીને પણ ચઢે. દુઃખથી ગભરામણ સમ્યક્ત્વી કે મિથ્યાત્વીને બન્નેને હોય, પણ દ્રવ્યદુઃખની જ ગભરામણ મિથ્યા-ત્વીને હોય, જ્યારે સમ્યક્ત્વી તો ભાવ દુ ખની વિચારણા દ્વારા ગમે તેટલા સંસારના ઉત્કૃષ્ટ સુખના વાતાવરણમાં પણ અંતરથી નિર્વેદ ભાવ ટકાવી શકે. સમ્યક્ત્વી જીવ સંસારના સુખોથી લલચાય નહીં, તેના મનથી તો સંસારના સુખ-દુઃખ બને ત્રાસદાયક હોય.

જ્યારે મિથ્યાત્વી સંસારી દુ.ખથી તો ગભરાય, પણ સંસારી સુખમાં તો લલચાઈને તે ફસાઇ જાય.

સમકિતી જીવ નારકી અને તિર્યંચોને ગળતા કોઢવાળા અને મનુષ્ય અને દેવતાને ઢાંકેલા કોઢવાળા માને. સરવાળે સંસારના સારા પદાર્થો પણ સરવાળે આત્માને ડૂબાવનારા જ છે એમ સમકિતીની દૃઢ માન્યતા હોય. આપણે ખરેખર છાતીએ હાથ મુકી આપણા અંતરના વિચારોને તપાસવા જોઈએ કે—

"નારકી-તિર્યંચના દુઃખોથી જેવી ગભરામણ અનુભવાય છે, તેવી ગભરામણ દેવ-મનુષ્યના સુખની વાતો સાંભળી થાય છે ખરી?"

આ જાતનો નિર્વેદ હૈયામા જાગે તો નક્કી માનવું કે હૈયામાં સમ્યક્ત્વ ઝળકી રહ્યું છે."

---

આ પુસ્તક શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળા, કપડવંજ માટે
શ્રી વસંત પ્રિન્ટીંગ પ્રેસ-ઘીકાંટા રોડ, અમદાવાદે છાપ્યુ.




વર્ષ ૨ | केवलिपण्णत्त धम्म सरण पवज्जामि | પુસ્તક ૩




( ગતાંકથી ચાલુ )

જિનશાસન એ જગતના પ્રાણીઓ માટે મહામૂતી ભેટ છે

એના અવલબને જન્મ-જન્માન્તરના સસ્કારો પણ પલટાઈ જાય છે

વિવેકબુદ્ધિથી યોગ્ય રીતે શાસનનું શરણ સ્વીકારવું જરૂરી છે

જ્ઞાની પુરૂષોના વચનોની પ્રામાણિકતાને પ્રતીતિબળે લક્ષ્યમા રાખી તેઓએ નિર્દેશેલ જીવન પદ્ધતિને અપનાવવામા જ આપણું શ્રેય સમાયેલ છે

પરતુ જેણે જાતિ, કુલ અને ધર્મ ત્રણેયની મર્યાદાને નેવે મૂકી પ્રત્યક્ષ કુધારાઓને જ સુધારા માન્યા, તેને સાચો ધર્મ-સમજાય શી રીતે ? સુધારાના સેવન તથા સિચનમા જ સર્વસ્વ-માનવાના પરિણામે વિષયોની પ્રાપ્તિ માટે ભયકર પ્રવૃત્તિઓને પણ તે અમલમા મૂકતા અચકાતો નથી

વધુમા આ કારણે જ એમને સ્ત્રી-પુત્રાદિ-પરિવાર, માલ-મિલકત,

બાગ-બગલા-બગીચા, લાડી-વાડી અને ગાડીમાં જ જીવનની મહત્તા જણાય છે. એમા જ રાચવું ગમે! ગન્દા-ગન્દા ગેહનું એને જીવનની એક ઉત્તમ લ્હાણ રૂપ મનાય છે તેના ભોગમાં જ અનેરી મોજ સમજાય છે. આવા આત્માઓ ધર્મ પામે ક્યારે?

વિષયને મેળવી આપનારા તમામ સંયોગો. ઇષ્ટ જ મનાયેલા હોવાથી એને છોડવાનો ઉપદેશ આપનારાઓ એમને શત્રુ રૂપે ભાસે એમાં નવાઇ શી? આથી ઉપકારીઓ ઉપર પણ રોષપૂરિત થઇ એઓને સદંતર ઉખેડી નાંખવાની પણ એ વાતો કરે! અરે? આગળ વધી તથાવિધ કપટ-પ્રપંચો યોજે અને તેને અનુકૂળ ષડ્યંત્રો પણ ગોઠવે, તેમાં આશ્ચર્ય પણ શું? આમાં ક્યાં રહ્યું જૈનત્વ? ભવાન્તરમાં આનું પરિણામ શું?

વાસ્તવિક રીતે તો એ ભાગ્યવાનો (?) હજી તદ્દન બાલભાવમાં ખેલી રહ્યા હોય એમ લાગતું હોવાથી **શાસન એજ શરણ** એ ચીજ એમને ક્યાંથી સમજાય? પોતે હજારના ગાંઠિયે જ-ગાંધીની દુકાન માંડી છે એ એમને સમજાતું જ નથી. પ્રત્યક્ષ-બનાવોને જ પ્રમાણભૂત માનવાની હઠનું આ પરિણામ છે.

### પવિત્ર ફરજ

"તીર્થંકરદેવો મોક્ષ માર્ગના શૂર સેનાપતિ છે, તેથી જરા પણ અચકાયા વિના તેમની એકેક આજ્ઞાને જીવનમા ઉતારવા પ્રયત્ન કરવો એ આપણી પવિત્ર ફરજ છે"

—પૂ૦ આગમો૦શ્રીના "સમ્યક્ત્વ"
ઉપરના વ્યાખ્યાનમાંથી

## 卐 સાધુપણું કોણ પાળી શકે ? 卐

જૈન જનતા સારી રીતે જાણે છે કે જૈન માત્રનું ધ્યેય પરમપદની પ્રાપ્તિનું જ હોય છે. વાસ્તવિકરીતિએ પરમપદની પ્રાપ્તિ સિવાય અન્ય પદાર્થની પ્રાપ્તિનું ધ્યેય રાખનારો જૈન તરીકે શોભે જ નહિ. જ્યાં સુધી મોહનીયકર્મનો તેવો ઉદય હોય છે ત્યાં સુધી પ્રથમ તો પરમપદની પ્રતીતિ થતી નથી.

જ્યારે કથંચિત્ મોહનીયકર્મનો ક્ષયોપશમ આદિ થાય ત્યારે પરમપદની પ્રતીતિ થાય છે, અને તેની તરફ જ અનહદ પ્રીતિ થઇ વીર્યોલ્લાસ જાગે છે. દર્શનમોહનીય અને અનન્તાનુબંધીની ચોકડી રૂપી કષાયમોહનીયના ક્ષયોપશમાદિથી આ બધું થાય છે.

જ્યાં સુધી દર્શનમોહનીયનો ક્ષયોપશમ ન થાય ત્યાં સુધી પરમપદની પ્રતીતિ ન થાય, અને અનન્તાનુબંધીનો ક્ષયોપશમ ન થાય ત્યાં સુધી પરમપદ તરફ પ્રીતિ ન થાય, અને તેને જ લીધે પરમપદને રોકનારાં હિંસાદિક કાર્યોને પાપના સ્થાનક તરીકે માનવા તૈયાર ન થાય, પરંતુ તે દર્શનમોહનીય અને અનન્તાનુબંધીના ક્ષયોપશમ આદિ થવાથી પરમપદની પ્રતીતિ અને પ્રીતિ થવા સાથે હિંસાદિક કાર્યોની પાપસ્થાનક તરીકે પ્રતીતિ અને અપ્રીતિ થાય છે અને તે થયા છતાં અપ્રત્યાખ્યાન અને પ્રત્યાખ્યાવરણ નામના મોહનીયનો ઉદય હોવાથી જીવો પાપસ્થાનકોના પરિહારને માટે કટિબદ્ધ થઈ શકતા નથી, પરંતુ આસન્નભવ્યો કેટલાક ભાગ્યશાળી જીવો તેનો પણ ક્ષયોપશમ કરી નાખી સંસારસમુદ્રથી તરવાને માટે પ્રવહણ જેવા આલંબનરૂપ સંયમને મેળવવાને સમર્થ થાય છે.

જગતમાં જેમ ઋદ્ધિ મેળવવાને માટે ટુંકા ટાઈમની જરૂર પડે છે, પરંતુ તેના રક્ષણને માટે યાવજ્જીવન પ્રયત્ન કરવાની જરૂર રહે છે. તેવી જ રીતે ઉપર જણાવેલા કષાયમોહનીયના ક્ષયો

પશમ આદિથી સાધુપણુ પ્રાપ્ત કરવામાં મહેનતની જરૂર છે એમ ખરૂં ! પરંતુ તે કરતાં તે સાધુપણાના રક્ષણને માટે યાવજ્જીવન પ્રયત્ન કરવાની ભાગ્યશાળીઓને અવશ્ય જરૂર રહે છે. સાધુપણાના રક્ષણને માટે યાવજ્જીવન પ્રયત્ન કરવાની ભાગ્યશાળીઓને અવશ્ય જરૂર રહે છે. સાધુપણાના રક્ષણને માટે શાસ્ત્રકારોએ અનેકાનેક માર્ગો અને ઉપાયો બતાવ્યા છે, છતાં નીચે જણાવેલા ત્રણ ઉપાયો મેળવનાર મનુષ્ય કોઈ દિવસ પણ સાધુપણાથી પતિત થાય જ નહિં, અર્થાત્ કહેવું જોઈએ કે નીચે જણાવવામાં આવતા ત્રણ ઉપાયોને અમલમાં નહિં મુકનારો જીવ મહાકષ્ટથી મળેલા સાધુપણાને ટકાવી શકે નહિં. તે ત્રણ ઉપાયો નીચે પ્રમાણે—

૧ અસંપ્રાપ્ત એવા ચૌદ કામો અને સંપ્રાપ્ત એવા દશ કામોને નિવારણ કરવા જોઇએ. (આ અસંપ્રાપ્ત અને સંપ્રાપ્ત કામોના ભેદો અને સ્વરૂપ જાણવાની ઇચ્છાવાળાએ શ્રી દશવૈકાલિક–હારિભદ્રીયટીકાનું બીજું અધ્યયન જોઇ લેવું.)

૨ હંમેશાં અને દરેક ક્ષણે દુર્લભતમ એવા સંયમને લીધે આત્માને હર્ષમાં રાખવો. (સાધુપણાને જેઓ દુર્લભ માની તે મળવાથી આનંદ માનનારા છે, તેઓ સર્વાર્થસિદ્ધના દેવતાઓ જેવા સુખી છે. અને અત્યંત દુર્લભતમ અને મોક્ષનું મુખ્ય સાધન એવું સંયમ મળ્યા છતાં સંયમની સાધનામાં ઉદ્‌વિગ્ન રહેનારા જીવો છે, તે નરક જેવા દુઃખી છે. એ વાત દશવૈકાલિક સૂત્રકાર સ્પષ્ટપણે જણાવે છે.)

૩ પ્રતિક્ષણ સમ્યગ્દર્શનાદિરૂપ મોક્ષમાર્ગની વૃદ્ધિના વિચારોમાં જ લીન રહી બાહ્યવસ્તુનો કોઈ પણ સંકલ્પ કરવો નહિ.

ઉપર જણાવેલી ત્રણ વસ્તુઓ સાચવનારો મનુષ્ય કોઈ દિવસ પણ સાધુપણાથી પતિત થતો જ નથી, પરંતુ તે ત્રણે વસ્તુઓ અગર તે ત્રણેમાંથી કોઈ પણ એક વસ્તુ સાચવવામાં જો ગફલત થાય તો સાધુપણું પાળવું અશકય થાય.........પૂ. આગમોદ્ધારકશ્રી

☆




(આ વિભાગમાં પૂ. આગમ સમ્રાટ, બહુશ્રુત, ધ્યાનસ્થ સ્વર્ગત આગમોદ્ધારક આચાર્ય દેવશ્રીએ તે તે પ્રસંગે વિવિધ વિષયો ઉપર આપેલ વ્યાખ્યાનોમાંથી ચુંટીને મહત્ત્વના વ્યાખ્યાનો અપાય છે)

# શ્રી મહાવીર પ્રભુ જન્મકલ્યાણકનું રહસ્ય

## (૧)

(આ વ્યાખ્યાન વિ. સં. ૧૯૮૫ના ચૈ. સુ. ૧૩ના મંગળદિને દોશીવાડાની પોળમાં આવેલ "જૈન વિદ્યાશાલા"ના વિશાલ વ્યાખ્યાનગૃહમાં પ્રભુ મહાવીર પરમાત્માના જન્મ દિનની ઉજવણી પ્રસંગે આપેલ તે અક્ષરશઃ યોગ્ય સુધારા સાથે અપાય છે)

मोहापहारेण जगत्यनन्तं ज्ञानं समासाद्य सुरेन्द्रपूज्यः ।
पापापहाराय जगाद तीर्थं स्याद्वादमुद्रानुगतः स वीरः ॥

આજનો પવિત્ર દિવસ ભગવાન મહાવીર સ્વામીના જન્મ કલ્યાણકનો છે.

શાસ્ત્રકાર શ્રી હરિભદ્રસૂરિજી ફરમાવે છે કે-"જે દિવસે જિનેશ્વરોના જન્મ આદિ થએલા હોય તે કલ્યાણક કહેવાય છે" ને તે

દિવસે જૈન નામ ધરાવનારે પૂજા પૌષધ–સામાયિકાદિ વિશેષ પ્રકારે કરવા જોઇએ અન્ય દિવસોમાં કરાતા પૂજા આદિ કાર્યો પણ કલ્યાણકને દિવસે પૂજા આદિ કરે તો જ લેખે લાગે, જેમ "દશેરાએ ઘોડા ન દોડ્યાં તે દોડ્યો નહિ." એમ લૌકિક કહેવત છે. તેમ સમજવું. માટે કલ્યાણકના દિવસો તે ધર્મના આલંબનોના દિવસો છે. તેથી તે દિવસે વિશેષ ધર્મ કરવો જોઇએ.

કલ્યાણક–પાંચ કહેલા છે. આજે **મહાવીર સ્વામી** ભગવંતના જન્મ દિવસે તે કલ્યાણકો જાણવા જોઇએ. ભગવાનનું જન્મ કલ્યાણક દેખાડનારો આજનો દિવસ છે.

### કલ્યાણકની આરાધનાનું રહસ્ય

આજના દિવસની આરાધના કરીને જન્મ–જરા–મરણ, રોગ–શોક, ઉપાધિ–આધિ–વ્યાધિને જૈન નામ ધરાવનાર પણ છોડવા પ્રયત્ન કરે. તેમા પણ બીજા બધા કામો જન્મ હોય તોજ સંભવે! તેથી ખરો સમ્યકત્વી મરણથી ન ડરે, પણ જન્મથી–ડરે. મરણ તો કોઈ ટાળી શકતું નથી. જ્યાં જન્મ ત્યાં મરણ રહેલ જ છે. જે જન્મથી ડર્યો તે જ મરણથી ડર્યો સમજવો. જન્મ બધ થાય ત્યારે જ મરણ બધ થાય "તે સિવાય મરણ બધ ન થાય" માટે જન્મથી ડર પ્રથમ જોઈએ!!!

### જન્મની ભયંકરતા

શાસ્ત્રોમાં મરણ–અનેક પ્રકારના કહ્યા છે. પંડિત–મરણ આદિ તેના ભેદો છે. તેથી તેમાં હજુ શાસ્ત્રકારોએ સુંદરતા માની છે, મરણમાં ૧૪ મું ગુણસ્થાનક પણ હોય છે. પણ જન્મની સુંદરતા શાસ્ત્રમાં કોઈ જગ્યાએ માનેલ નથી. પડિત જન્મ કે કેવલી જન્મ માનેલા નથી.

આ ઉપરથી મરણ–હંમેશને માટે (એકાંતે) ખરાબ છે તેવો નિયમ ન રહ્યો.

આ બધા કારણથી **સમકિતી જીવોએ જન્મથી ડરવું જોઈએ.**

મરણ અણસણ દ્વારા પણ લઈ શકાય છે. તેથી અમુક સયો-

ગોમા મરણ ઉપાદેય પણ બને છે પણ જન્મ તો કોઈ પણ રીતે ઉપાદેય નથી જ!

## તીર્થંકરોનો જન્મ કલ્યાણકરૂપ કેમ?

પ્રશ્ન–જન્મ કોઈ પણ અપેક્ષાએ જ્યારે સુંદર નથી તો તેને આપણે કલ્યાણક તરીકે કેમ ઉજવીએ છીએ?

ઉત્તર–સોમલ ભયંકર પ્રાણઘાતક મનાય છે પણ તે સોમલને જ વનસ્પતિઓથી મારી નાખી તેની પ્રાણઘાતકતા હરી લેવાય તો ભયંકર જીર્ણ જુના–હઠીલા દર્દોને શમાવી જીવાડનાર બની જાય છે રસાયણ તરીકે પ્રશસ્ય બની જાય છે પણ તે સોમલ તરીકે નહીં, પણ મારેલા સોમલ તરીકે તેની તે કિંમત થાય છે તેમ જન્મ સ્વતઃ અનુપાદેય છતા તરણતારણહાર તીર્થંકર પરમાત્મા **શ્રી મહાવીર** ભગવંતના જન્મને જ કલ્યાણકરૂપ આપી આરાધ્ય માનેલ છે

પ્રશ્ન–તો પછી સિદ્ધ ભગવંતોનો જન્મ પણ અત્યંત આદરપાત્ર બની શકે ને?

ઉત્તર–કર્મસહિત અવસ્થામા જ જન્મ સંભવિત છે તે રીને પ્રભુ મહાવીર પરમાત્માનો જન્મદિન આરાધ્ય બને છે પણ સિદ્ધપણું તો જન્મ સાથે વિરોધી છે જન્મ ત્યાં સિદ્ધપણું નહિ, ને સિદ્ધપણું ત્યાં જન્મ નહિ! એટલે સિદ્ધોના જન્મની આરાધ્યતાની વાત અસંભવિત બની જાય છે

સિદ્ધોનો જન્મ એ જ **"મારી મા વાંઝણી"**ની જેમ વદતો વ્યાઘાત રૂપ છે

આ ઉપરથી પરમાત્મા **શ્રી મહાવીર** પ્રભુનો જન્મ દિન વિશિષ્ટ-આરાધ્ય-આદરણીય નક્કી થાય છે

## કલ્યાણક એટલે?

હવે તે કલ્યાણક શા માટે? એ વિચારીએ! પ્રભુ મહાવીર પરમાત્માએ અજ્ઞાનના ઘોર અંધકારમા ભાન ભૂલેલા જીવોને સન્માર્ગ

ણતાવી તે પર ચઢાવવાનો વિશિષ્ટ સતપ્રયત્ન કરવારૂપે સર્વહિતકર તીર્થ-શાસનની સ્થાપના જેવુ લોકોત્તર કાર્ય કર્યું, તેથી તેવા મહા પુરૂષનો જન્મ કલ્યાણકારી મનાય એ દીવા જેવું સ્પષ્ટ છે.

### કલ્યાણકનો અર્થ

આ સંસારમા વિષય-કષાયની કારમી પીડાથી નાના-મોટા તમામ જીવો મુંઝાઈ રહેલા હોય છે. તે મુંઝવણમાથી સફળ રીતે ઉગારનાર શ્રી તીર્થંકર ભગવતો જ છે, તેથી શ્રી તીર્થંકર ભગવંતના જન્મને પવિત્ર માની કલ્યાણકરૂપે તેની આરાધના થાય છે.

### સંસારીઓની દશા

વિષયોની પીડા કે આર્થિક મુશ્કેલીનો કામ ચલાઉ નિકાલ કરનારા જગતમાં ઘણા છે પણ આ જીવે અનંતવાર ઉંચા દેવલોકમાં યાવત્ નવ ગ્રૈવેયકમા ઉપજી વિષયસુખ કે ધનમાલની ઉત્કૃષ્ટ સ્થિતિ મેળવી, છતા અતૃપ્તિ એની એજ રહી !

### સાચું જીવન કયું ?

એક વાત ખ્યાલમાં રાખવા જેવી છે કે— રાજાને ત્યાં રાણીનું મરણ થાય ત્યારે સર્વ અંગે ઘરેણા પહેરાવવામાં આવે છે, હવે વિચારો કે-આ ઘરેણાથી તેને આનંદ થાય ખરો ! ન જ થાય ! કેમ કે શરીર-મડદું છે, આનંદ લેનાર જીવ તો પરલોકમાં ગયો. તે રીતે આ જીવ સમ્યક્માર્ગની સમજણ મેળવે ત્યારે તેને ખ્યાલ આવે કે હું અત્યાર સુધી ખરેખર મડદું છું. પણ જીવના જીવનરૂપે હું હજુ જીવન જીવ્યો નથી, કેવળ શ્વાસનું જીવન જીવી રહ્યો છું. જીવનું જીવન તો અનંતજ્ઞાનાદિ ચતુષ્ટરૂપ ભાવ પ્રાણ છે

જો શ્વાસના જીવનને જીવન ખરૂં માનીએ તો, સિદ્ધ મહારાજ અજીવ થઈ જાય, પણ, તેમ નથી. સિદ્ધો જ ખરૂં જીવન જીવી રહ્યા છે. કેમકે તેઓ પાસે ભાવપ્રાણરૂપ અનંતજ્ઞાનાદિ છે.

### જીવજીવનની મહત્તા

શ્વાસનું જીવન તો ખરૂં દેવતાનું ગણાય, કારણ કે-વૈમાનિક કોઈ

પણ દેવતાનું પલ્યોપમથી ઓછુ આયુષ્ય ન હોય, ને તીર્થંકર ભગવાનનુ આયુષ્ય વિચારીએ તો વધારેમા વધારે ૮૪ લાખ પૂર્વ જેટલુ હોય, શ્વાસરૂપ દ્રવ્યજીવન દેવોનું વધુ હોય તો તેમના જન્મની કિંમત વધી ઘટે,

પણ ભગવાનના જન્મની જે પૂજ્યતા બતાવી તે જીવના જીવન તરીકેની જાણવી, ભાવપ્રાણ, વિશેષ નિર્મલ તેઓએ પ્રગટ કર્યા છે ને દુનિયાના જીવોને તેવુ જીવન પ્રાપ્ત કરાવવા માર્ગ બતાવનાર તરીકે ભગવાનના જન્મની અધિકતા બતાવી છે,

## જડજીવનની અપેક્ષાએ તીર્થંકરોની મહત્તા

જીવનું સાચુ જીવન છે જે કે-કોઈ કાળે પણ તે નષ્ટ થતું નથી, તેવુ સાચુ જીવનુ જીવન મહાવીર ભગવતે આપણને બતાવ્યુ માટે આપણે તેમના જીવનને ઉત્તમ માનીએ છીએ

તેમના વચન જ્યા સુધી કાને ન આવ્યા ત્યા સુધી આપણે જડનું જીવન હતું તેટલો સમય આ જીવને સમકિત-ચારિત્ર, આદિનુ બિલ કુલ જાણપણું ન હોતું પણ જ્યારે તે શબ્દો, આ જીવ કાને સાભળી આદરવા લાગ્યો, ત્યારે જ જીવના જીવનમા આવ્યો પ્રભુ મહાવીર ભગવતે આવુ જીવન જીવતા આપણને શીખડાવ્યું, માટે જ તેમનો જન્મ-પવિત્ર મનાય છે

## જન્મ કલ્યાણક પવિત્ર કેમ ?

જડના જીવન તો આ જીવને અનતકાળથી પ્રાપ્ત થએલા છે ને તે આ જીવ ભોગવે છે તેમા કાઈ આ જીવને અધિકતા નહોતી મડદાના ઘરેણા જેવુ જડજીવન કહેલુ છે પણ ભગવાનના વચનો તે જડ જીવનમા મનુષ્ય છે જે વચનોથી અનાદિકાળનું જડજીવન નષ્ટ આ જીવ જીવનું જીવન જીવતા શીખ્યો. એટલે ભાવપ્રાણને પ્રગટ કરવા મડ્યો, માટે જ ભગવાનના જન્મ દિવસને આપણે પવિત્ર ગણીએ છીએ

દુનિયામા રાજકુમારના જન્મ વખતે આખી દુનિયા જેમ ઓચ્છવ

કરે છે, કારણ કે તે આખી પ્રજાને પાલનાર થવાનો, તેમ ભગવાનના જન્મ દિવસે પણ નારકી આદિ તમામ જીવોને ક્ષણભર સુખ થાય, કેમ કે–જીવમાત્રના હિતની વિચારણાને જીવનમાં વણીને જગતને એકાંત હિતકારી મોક્ષનો માર્ગ પ્રવર્ત્તાવનારા તેઓ બનવાના છે

## કલ્યાણકની ઉજવણીનું રહસ્ય

જેને ભગવાનમાં પરમાત્મપણું ભાસ્યુ ન હોય, તેઓ જ તેવા મહાપુરૂષના જન્મ દિવસને સામાન્ય ગણે. બાકી વિબુધેશ્વરો ઇંદ્રો વગેરે ઉંચી સમજણ ધરાવનારા સજ્જનો તો પરમાત્મા ભલે દેખાવમાં નાના હોય, પણ તેમના આત્માની વિશિષ્ટ કક્ષાને ધ્યાનમાં રાખી તેમના બાલશરીરને ઉમંગભેર મેરૂપર્વત પર લઇ જઇ વિવિધ અદ્ભુત ઉત્તમ સામગ્રીથી અભિષેક આદિ કરી જીવનનો લ્હાવો લેવા મથે છે, કેમ કે–તેઓના હૈયામાં ભગવાનનું પરમાત્મપણું ભાસ્યું છે.

વળી ચોસઠ ઇંદ્રો સપરિવાર મેરૂપર્વત પર એકઠા થઇ વિશાળકાય મહાપ્રમાણ ૬૪૦૦૦ કલશોમાં ગંગા, ક્ષીરસમુદ્ર આદિનું પવિત્ર પાણી લઇ ખૂબ જ ભાવોલ્લાસથી પ્રભુનો અભિષેક કરે છે. તે પણ તેમનામાં રહેલ પરમાત્માપણાને અનુલક્ષીને જ થાય છે.

નાનકડા દેખાતા ભગવાન આ બધા પાણીના બોજાને કેમ ખમી શકશે ? આવો વિચાર ભાવી સંયોગે સૌધર્મેન્દ્રના મનમાં થયો તો તે અજ્ઞાની લેખાયો. જે પરમાત્મપણાની પ્રતીતિ ક્ષણભર માટે સૌધર્મેન્દ્રના મનમાંથી ખસી ગઇ તો " પૂજક તરીકે પોતાની અજ્ઞાનદશા–જન્ય પૂજ્યની અવગણનાના દોષનો ભાગી પોતે બન્યો " એવો વિચાર સૌધર્મેન્દ્રના પશ્ચાત્તાપવાળા હૈયામાં ઉપજ્યો.

આજકાલના કેટલાક લેખકો શાસ્ત્રની રહસ્યપૂર્ણ આવી વાતોને વિકૃતરૂપે ચિતરે અને મનઘડંત અસત્ય કલ્પનાઓ ઉમેરી દે તે ખરેખર વિચારણીય છે !

## શબ્દ પંડિતોના કુતર્ક પ્રતિ માધ્યસ્થ્ય

મેરૂપર્વતને ડાબા પગના અંગૂઠાથી ડોલાવવાની વાત પૂ. આ.

શ્રી હેમચદ્રાચાર્ય મહારાજ અને પૂ આ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ જેવા ધુરધર મહાપુરૂષોએ સ્પષ્ટ શબ્દોમા જણાવી છે, છતા પોતાના મગજમા ન બેસે તેટલા માત્રથી આવી વાતોને કલ્પિત કહેવા તૈયાર થનારા આવા લેખકો ખરેખર દયાને પાત્ર છે પ્રભુશાસનમા તો આવા લેખકોની કોડીનીય કિમત નથી

## શ્રી તીર્થકર પ્રભુની વિશિષ્ટતા

શ્રી તીર્થકર પ્રભુની શક્તિ અનત છે, તે વાતમા કોઈપણ જાતની શકા કરનારો દુર્ભવ્ય છે સાસારિક શક્તિ અગે વિચારીએ તો પણ ત્રણ ખડના અધિપતિ વાસુદેવ અને છ ખડના અધિપતિ ચક્રવર્તી કરતા શ્રી તીર્થકર પ્રભુનું અનત બળ સ્વત સિદ્ધ થાય છે

વળી ચક્રવર્તી–બળદેવો તો જડ જીવનવાળા છે જ્યારે તીર્થંકર પ્રભુ તો જીવનુ સાચુ જીવન જીવનારા અને સસારના પ્રાણીઓને તે જીવનની કૂચી બતાવનારા છે, એટલે સર્વ જીવો કરતા વધુ અનત શક્તિવાળા હોય, એમા નવાઈ શી ?

આથી જ શ્રી તીર્થંકર પ્રભુનુ જીવન ચક્રવર્તી કે વાસુદેવ કરતા વધુ પૂજ્ય–આદરણીય ગણ્યુ છે

ચક્રવર્તીઓ–વાસુદેવો કે રાજા મહારાજાઓ દુનિયામા ઘણા વૈભવ શાની ઐશ્વર્યસપન્ન દેખાય છે, પણ શ્રી તીર્થકર પરમાત્માનુ ઐશ્વર્ય જીવજીવનના કારણે વિશિષ્ટ હોય છે, તેથી જ તે તારક ભગવતનો જન્મ પણ વિશિષ્ટ કલ્યાણકર મનાય છે

## "પચ ત્યા પરમેશ્વર"નુ રહસ્ય

વળી પ્રભુ મહાવીરની હિતકારિતા એ છે કે–દુનિયામા કોઈ પણ ચીજની ખાતીકી માટે પડેલ ઝઘડાનુ નિરાકરણ કરવા પચ–લવાદની મહત્તા હોય છે, અને કહેવાય પણ છે કે–"પચ ત્યા પરમેશ્વર" આ માટે એમ કહેવાય છે કે "પાચ માણસ બોલે તે પરમેશ્વર–ભગવાનનુ વાક્ય" પણ ખરેખર તો જીવનુ સાચુ જીવન જ્યા ન

હોય ત્યા પાંચ શુ ? પણ પાંચસો ભેગા થાય તો પણ પરમેશ્વર–ભગવાન શી રીતે હોય ?

એટલે ખરી રીતે "**પંચ ત્યાં પરમેશ્વર**" એનો અર્થ એ છે કે–**પ્રભુ મહાવીર** ભગવંતે દરેક જીવાત્માના મૌલિક જ્ઞાનાદિ સ્વરૂપનો કબજો કર્મસત્તા પાસેથી મેળવવા પચ નીમ્યુ.

**૧–અહિંસા**–મન, વચન, કાયાથી હિંસા તજવી તે.
**૨–સત્ય**–હાસ્યાદિ કોઇપણ કારણે જુઠું ન બોલવું તે.
**૩–અચૌર્ય**–તણખલા જેવી ચીજ પણ પૂછ્યા વિના ન લેવી તે.
**૪–બ્રહ્મચર્ય**–દેવ–મનુષ્ય આદિ સંબંધી મૈથુન વર્જવું તે.
**૫–અપરિગ્રહ**–કોઇ વસ્તુ ઉપર મૂર્છા–મમત્વ ન રાખવું તે.

ભગવત **શ્રી મહાવીર પ્રભુએ** જગતના જીવોના હિત માટે આત્મસ્વરૂપનો કબજો મેળવવા **પંચ** નક્કી કર્યું. આ પંચ જ્યાં હોય ત્યા પરમેશ્વર, એટલે **ભગવાન મહાવીર** હોય એમ સમજવુ.

**"પચ ત્યાં પરમેશ્વર"નો લૌકિક મર્મ જોખમી છે**

બાકી સંસારમાં જે પચ એટલે પાંચ માણસો ભેગા થાય અને તેમના નિર્ણયને પરમેશ્વરનું વાક્ય માનવુ, એ તો સમજણશક્તિનું દેવાળુ જ ગણાય. કેમ કે–તે પાંચ માણસો તો સ્વાર્થ અને વિષય વાસનાથી દોરવાયેલા હોઇ તેમના હાથે ક્યારેક તેમાં અજાણતાં પણ અન્યાય થવાનો પણ સંભવ છે. સાક્ષી, સાબીતી પુરાવા વગેરેના આધારે તેઓ ફેસલો કરે, તેમાં ગોટાળો થવા પણ સંભવ છે.

જૂઓ ! **શ્રી નમિરાજર્ષિએ** બ્રાહ્મણરૂપધારી **સૌધર્મેન્દ્ર** ને પોતાના તીવ્રવૈરાગ્યવાસિત હૈયાના ઉદ્ગારથી સંસારના સ્વરૂપને સમજાવતા કહેલ કે—

**"अकारिणो त्थ वज्झंति, मुच्चइ कारगो जणो"**
(શ્રી ઉત્તરાધ્યયન અધ્ય ૯ ગા૦ ૬)

અર્થાત્–"નહિ કરનારા પણ આમા બંધાય છે, અને કરનારા છુટી પણ જાય છે"

એટલે વ્યવહારમા "પચ કરે તે પરમેશ્વર"ની સગતિ દેખાતી નથી આખ-કાનના ભરોસે પચને કામ કરવાનુ હોય તેમા ગોટાળો ન થાય, એ જ આશ્ચર્યની વાત જાણવી

જૂઓ! એક પચાતીયાનું દષ્ટાત સાભળો!

પચાતીયાનુ દષ્ટાત

એક ગામમા એક વૃદ્ધ ડોશે વેપાર ધધે સુખી, ઘરના કામથી નિવૃત્ત હોઇ બપોરે ગાળવા ગામના ચોતરે જઈ બેસે, નવરાશના વખતનો લાભ લઇ ટોલ-ટપ્પા મા નાગ બીજા તેમની ઉમરના બે-ચાર વૃદ્ધા સાથે લોકચર્ચા કરતા 'ચાલોને! આપણે મ્હાણુને સમજાવીએ' એમ કરતા લડાઈ-ઝઘડા પ્રસગે બા ચાર-પાચ ઘરડા ઓના સ્વત થએલા પચે સમજાવવાની આગવી તરકીબથી લોકોના માનસમા સારૂ સ્થાન મેળવ્યું

જતે દહાડે આસપાસના લોકો પણ વગર પૈસે ઝગડા પતાવવાની આ પચની કુશળતાનો લાભ લેવા માડ્યા ધીમે ધીમે પચાતીયા ડોસાનું તે પચના પ્રમુખ તરીકે નામ ગવાવા લાગ્યું

પચાતીયા ડોસાની એક છોકરી સારા ઘરે પરણાવેલી, તેને એમ થયુ કે-"મારા બાપે ઘરડે ઘડપણ આ શુ તોફાન સાથે લીધુ," કેમ કે દીકરીએ જોયુ કે વગર પૈસે પચ બની જગતમા કીર્ત્તિ લેવા વાના લોભે આજુબાજુના ગામડાના બે-ચાર ઝઘડા રોજ શેઠના ઉબરે આવવા માડ્યા પહેલા જે નવરાશના વખતમા વખત ગાળવા જે કામ હતું, તે તો આજે લફરૂ બની ડોસાને શાતિથી ખાવા ન દે! રાત્રે દશ કે બાર વાગ્યા સુધી ઉઘવા પણ ન દે અધૂરામા પુરૂ પુરાવાના આધારે ફેસલો કરવામા ઘણાના હકને ધક્કો પહોચતો એટલે સાચા-ખોટા અનેક દુશ્મનો ડોસાના ઉભા થઇ ગયા

દિકરીએ આ જ જાલમાથી બાપને ઉગારવા ઘણું સમજાવ્યો, પણ "આ તો ધર્મનું કામ છે!" "આમા મારે કયા સ્વાર્થ છે?" "હું એકલો કયા કરૂ છું" "પાચ ભેગા મળીને વિચાર કરીને કરીએ

છીએ," "**પંચ ત્યાં પરમેશ્વર**" આવું બધું કહી પંચાતીયા ડોસાને પોતાની જંજાલ સારી લાગવા માંડી.

એટલે દિકરીએ પોતાના પિતાની બાકીની જીંદગી બરબાદ ન જાય તે દૃષ્ટિથી એક તરકટ ઉભું કર્યું!

છોકરીએ પોતાના સાસરેથી એક સુંદર કિંમતી હાર લાવી પોતાના બાપાના ઘરે સંતાડી દીધો. પાછળથી છોકરીના સાસરીયા પક્ષવાળા તપાસ કરવા આવ્યા, ડોસાને કહે કે "હાર લાવો!" ડોસાએ કહ્યુ કે "હાર કેવો? ને વાત કેવી?"

ખૂબ રામાયણ થઇ, થોડાક સમય પછી છોકરીએ પણ ખાનગીમાં કહ્યું કે "પિતાજી! લાવોને પેલો હાર!" એટલે ડોસો તો છ છેડાઇ ગયો, છોકરીએ જાણીને ધમાલ કરી, સ્ત્રીચરિત્ર પ્રમાણે ખાવા-પીવાનુ છોડી લાંઘવા બેઠી

ત્રણ દિવસ થયા પછી કુટુંબીઓ પંચાતીયા ડોસાને સમજાવવા લાગ્યા કે-"તમે આખા ગામની પંચાતો કરો છો અને આ શું? તમારા ઘરમા આવા ભવાડા! છોકરીનું ધન શે પચશે?" પણ ડોસો કહે કે-"મારી પાસે હોય તો આપું ને! છોકરીને પૂછો પુરાવો-સાબિતી કઇ છે?"

છેવટે પંચ ભેગુ થયુ. શેઠ પાસે લખાવી લીધું કે "અમે કરીએ તે તમારે મંજૂર કરવુ." ડોસો કહે કે "હાર લીધો ન લીધો તે ભગવાન જાણે પણ હવે છોકરીની જાન બચાવવા તમે કરો તે મારે મંજૂર"

પંચે "જે-તે વિચારી ૫૦ હજાર રોકડા હાર પેટે શેઠે દીકરીના સાસરીયા પક્ષને આપવા" એમ નક્કી કર્યું.

ફેંસલો થયા પછી દિકરીએ સંતાડેલો હાર જાહેર કરી "પોતાના પિતાની સાન ઠેકાણે લાવવા મેં આ કરેલ" એમ જાહેર કરી પોતાના બાપને "**પંચ ત્યાં પરમેશ્વર**" એ વાક્યની ભ્રમણા ટાળી.

આપણે મુદ્દાની વાત એ કે—"આવા આંખ-કાનના ભરોસે ચાલ-

નારા પચના વાક્યમા પરમેશ્વર ન રહે, પણ ઉપર જણાવેલ અહિસા આદિ પાચ જ્યા હોય ત્યા પરમેશ્વર હોય ”

આવું જણાવનાર–શીખવનાર પ્રભુ મહાવીર પરમાત્માના જન્મને આજે ક યાણકરૂપે ઉજવવાનું છે

**“પચ ત્યા પરમેશ્વર”નો બીજો અર્થ**

“પચ ત્યા પરમેશ્વર” એ વાકયનો બીજો અર્થ એ પણ ઘટી શકે–કે “પાચ પરમેષ્ઠી જ્યા હોય ત્યા ભગવાન ઘટે, પચ પરમેષ્ઠીઓના સ્વરૂપની વિચારણા–આચારમા પરમેશ્વરનો વાસ હોય છે ”

આવા સર્વોત્કૃષ્ટ પચ પરમેષ્ઠીના સ્વરૂપને જણાવનાર મહાપુરૂષ આપણા માટે પરમોપકારી શ્રી **મહાવીર** મહારાજા છે, તેથી તેમનો જન્મ દિવસ સર્વોત્કૃષ્ટ કલ્યાણક માની ઉજવીએ છીએ

**જન્મ કર્મજનિત છે ! છતા પવિત્ર કેમ ?**

**પ્રશ્ન**–જન્મ તો કર્મજનિત છે તેને તમે પવિત્ર કેમ માનો છો ?

**ઉત્તર**–કાટો કાઢવા માટે સોય ખુચે તે પણ–ઉપકારી ગણાય !

શાથી ? તો કે કાટો કાઢે ને પગ બચાવે માટે, તેમ જન્મ ખરાબ ચીજ છે સસાર અશુચિમય છે, છતા કર્મરૂપ કાટાને કાઢવારૂપ ભગવાનનો જન્મ હોવાથી તે જન્મ વખાણવામા આવે છે

વળી ભગવાનનો જન્મ તે કાઇ સસારમા રખડાઉનો જન્મ ન સમજવો જેઓએ પૂર્વભવમા કાંઇ પણ સુકૃત કર્યું નથી તેવાઓનો જન્મ તો જગતના જેવો જ છે પણ જે ભગવતે અનેક ભવોથી કર્મથી **જાતને અને વિશ્વને** બચાવવા આરાધનાની ઢાલ ધરેલી છે તેવા પુરૂષનો જન્મ હોવાથી ઉત્તમોત્તમ–જન્મ–માનેલો છે

**ધર્મ ઢાલ સમાન છે**

ધર્મની આરાધના તે કર્મ સત્તાના આક્રમણની આગળ ઢાલ રૂપ છે પણ કોના માટે જે કે તે કર્મને દુશ્મનરૂપે સમજે તથા તેને કટક રૂપ માને તેને માટે ઢાલરૂપ છે

ભગવંતને તે ઢાલ ક્યાં મલી?

## નયસારની ઉદાત્ત ભાવના

તે ભવમા કાષ્ઠ લેવા અટવી ગયા છે. તે વખતે ભોજન કરવા બેસતાં વિચારે છે કે–"આવે વખતે કોઇ અતિથિ આવે તો દાન આપીને જમું–" આ ભાવના તે ઢાલરૂપ સમજવી. હજુ સમકિત પામ્યા નથી છતા આવી જે ઉત્તમ ભાવના થઇ. તે જ ઢાલરૂપ કહેવાય, ભવિતવ્યના યોગે માર્ગથી ભૂલેલા સાધુઓ ત્યાં આવી ચડ્યા. ને તેમના ત્યાગ મુદ્રા જોઇને મિથ્યાત્વપણામાં પણ નયસારને તેમના ઉપર શુભ ભાવ આવ્યો. માટે ત્યાગ ઉપર ભાવ ન આવે તેની દશા કેવી રીતની ને કઇ કોટીની હોય? તે વિચારજો.

સાધુ ત્યા આવ્યા તે વખતે નયસારે ગોચરી વહોરાવી સાધુ અન્ય સ્થળે જઈ આહાર કરવા બેઠા. તેવા વખતે નયસાર પ્રથમ જમીને પાછો તેમની પાસે આવ્યો ને જંગલમાં આવેલા મુનિને માર્ગે પહોંચાડવાની ભાવનાવાળો થયો હજુ સમકિત નથી પામ્યો છતાં આવા જે ભાવ થયા તે શુભ પગથીયું જ સમજવું.

## જયતિની ઉજવણી અનિષ્ટ છે

ભગવાનના જન્મને જયતિરૂપે ચીતરનારાએ બહુ જ ખ્યાલ રાખવો જોઇએ. જયતિ એ સાધારણ શબ્દ છે, દુનિયાના સર્વ પ્રાણીઓના જન્મને જયતિરૂપ ગણાય, પણ આ ભગવંતનો કલ્યાણકનો દિવસ છે તેને અત્યારે જયતિરૂપે જે ફેરવી નાખેલ છે તે માટે ખાસ વિચારવા જેવુ છે

કાગડો તથા માખી જેમ ખરાબ વસ્તુ ઉપર જ દષ્ટિ નાખે. તેમ આજના લેખકોએ ભગવંતની ત્યાગદષ્ટિ ઉપર તો બિલકુલ નજર ન નાખતા મનકલ્પિત વાતો ભગવાનના નામે જયતિની સભાઓમાં બાફે ગબે છે. એ ખરેખર શોચનીય છે.

નયસારના ભવમા પરમાત્મા મહાવીરપ્રભુએ સમકિત પ્રાપ્ત

કર્યું ન હતું, છતા ત્યાગીઓ પ્રતિ ગુણાનુરાગથી જ જીવન વિકાસનો પાયો નાખ્યો

પરમાત્મા મહાવીરના જન્મ દિન પ્રસગે આ મહત્ત્વની વાત ખાસ યાદ રાખવી જોઇએ

## નયસારની વિશિષ્ટતા

વળી નયસારે રસ્તો ભૂલેલા મુનિઓને રસ્તે ચઢાવી પોતાની યોગ્યતાનો વધુ પરિચય આપ્યો, પરિણામે પોતે સમ્યક્ત્વને પામ્યા

આ વાત પણ સમજુ-શાણા માણસોએ પોતાની કર્તવ્ય નિષ્ઠાના વિકાસ માટે ખૂબ જ સમજવા જેવી છે

## મરીચિના ભવની વિશિષ્ટતા

પછી મરીચિના ભવમા આદ્ય તીર્થંકર પ્રભુ **શ્રી ઋષભદેવ** ભગવતના સમવસરણની શોભા જોઇ ચારિત્ર લીધુ, આ વાત પણ ખૂબ જ સમજવા જેવી છે બાહ્ય આડબર પણ બાલ જીવોને ધર્મના પથે વાળનાર બને છે એ વાત આજે ધર્મ પ્રતિ સૂગ ધરાવનારા ઓના માનસમા ઉતારવા માટે જરૂરી છે

## દીક્ષાની અરૂચિવાળો કુતર્ક

અહીં કેટલાક એવો તર્ક ઉઠાવે છે કે-" દીક્ષા ભાવથી લેવી જોઇએ, આવા બાહ્ય આડબરથી લોભાઇને દીક્ષા લેવી એ તો મોહગર્ભ વૈરાગ્ય કહેવાય "

વર્તમાનકાળે કેટલાક લેખકો શાસનમા થનારી દીક્ષાઓને અયોગ્ય ઠરાવવા એમ કહે છે કે-" અત્યારની દીક્ષાઓ બધી દુ ખગર્ભ કે મોહગર્ભ વૈરાગ્યની છે "

તેઓ એમ કહે છે કે-" સ સારનું કઇ દુ ખ આવી પડે કે ચાલોને ! દીક્ષા લઇશુ તો મજા કરવા મળશે, અગર વગર સમજ્યે લોક હેરીથી આજે બધી દીક્ષાઓ થાય છે

માટે આજની દીક્ષાઓ દુ ખગર્ભ અને મોહગર્ભ વૈરાગ્યની જાણવી."

આવું બોલનારા–લખનારાઓ ખરેખર દુઃખગર્ભ વૈરાગ્યની સાચી વ્યાખ્યા જ સમજી શકયા નથી.

**દુઃખગર્ભ વૈરાગ્યની વ્યાખ્યા**

જ્ઞાનીઓ તો કહે છે કે—

"સાંસારિક ધન–માલ–મિલકત કે કુટુંબીના દુઃખને દૂર કરવા પૂરતી દીક્ષા લેવાની વિચારણા તે દુઃખગર્ભવૈરાગ્ય, જેમાં કે આવી પડેલ દુખને દૂર કરવા પૂરતી જ વિચારણા હોય, વૈરાગ્યની પડી ન હોય, સંસારી દુખ દૂર થાય કે તેવું અનુકૂળ વાતાવરણ મળે કે તુર્ત વૈરાગ્યનો રંગ ઉતારી દે. આ દુઃખગર્ભ વૈરાગ્ય કહેવાય."

પણ દુઃખના નિમિત્તે વૈરાગ્ય જાગે અને આશ્રવદ્વારો બંધ કરી સંવર–ચારિત્રના માર્ગે પ્રયાણ થાય તે તો દુઃખ નિમિત્તક જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય કહેવાય. નહીં તો એક તીર્થંકર પરમાત્માને જ નિર્નિમિત્તક સહજસિદ્ધ જ્ઞાનબળે વૈરાગ્ય થતો હોઇ બાકી બધા મહાપુરૂષોને કંઇ ન કઇ બાહ્ય નિમિત્તને પામીને જ વૈરાગ્ય ઉપજે છે, તે બધા દુઃખ ગર્ભિત વૈરાગ્યમા ચાલ્યા જાય ...પણ જ્ઞાનીઓએ તેવા મહાપુરૂષોના વૈરાગ્યને સનિમિત્તક જ્ઞાનગર્ભ વૈરાગ્ય કહેલ છે.

**વૈરાગ્યની ભળતી વ્યાખ્યાથી આવતી આપત્તિઓ**

જૂઓ! ધન્નાજી "**"કહેવું તો ઘણું સોહિલું, પણ કરવું છે અતિ દોહ્યલું**"ના ટોણાથી સ્નાન પીઠ પરથી તુર્ત કેશકલાપને વાળીને વૈરાગ્યના પથે વળ્યા!

**શાલિભદ્રજી** પણ "**ક્ષણમાં કરે એ રાજીઓ, ક્ષણમાં કરે બેરાજીઓ**" આદિ **ભદ્રા** માતાના વચનોથી **શ્રેણિક મહારાજ** માટે સાતમે માળથી છઠ્ઠે આવવું પડ્યું અને "**મારા માથે પણ નાથ**" આદિ વિચારધારાથી વૈરાગ્યના રંગે ચઢી ગયા.

**સગરચક્રી** પણ **અષ્ટાપદ મહાતીર્થ**ની ખાઈમાં ગંગાનદીનું પાણી વાળવાના પરિણામે એકી સાથે ૬૦ હજાર પુત્રોના મરણના હૈયુ હચમચાવી નાંખનારા સમાચાર સાંભળી ચારિત્રના પંથે વળ્યા.

**મનત્કુમારચક્રી** તો સિંહાસન ઉપર પોતાના અપૂર્વ વૈભવ બતાવવાની ગરજે મદભરપૂર બની ભારોભાર નાગવૃત્તિ સાથે બેઠેલ, પણ શરીરના રોમેરોમે ભયંકર ૧૬ મહારોગો ઉપજ્યાની પ્રતીતિ થતા જ સીધા સિંહાસનથી ઉતરી સંયમપંથે ચઢી ગયા

આવા આવા અનેક મહાપુરૂષો કંઈ ને કંઈ બાહ્ય નિમિત્તને પામીને જ વૈરાગ્યવાસિત બન્યા, તો કંઈ આ બધાને દુઃખગર્ભ વૈરાગ્યવાળા જ્ઞાનીઓએ કહ્યા નથી અને કહેવાય પણ નહીં!

## અણુસમજુઓનો દીક્ષા પ્રતિ અનાદર

પણ ખૂબ જ વિચારણીય બાબત એ છે કે-" **असमर्थो गृहारंभे, समर्थो गृहभंजने** " ઉક્તિ અનુસારે સુઘરીના માળાને તોડનારા વાંદરાની જેમ હલકી મનોદશાવાળા આજના કેટલાક લેખકો સંયમ-દીક્ષા લઈ શકતા નથી, અને લેનારાઓની અનુમોદનાના બદલે તેઓના સત્કર્તવ્યને પણ વિકૃત રીતે ચિતરવાનો બાલિશ પ્રયત્ન યદ્વા-તદ્વા સ્વચ્છંદ અધકચરા મનકલ્પિત લખાણો લખી કરે છે,

ખરેખર! સમજુ માણસોએ તો આવાઓની ભાવદયા ચિંતવવી જોઇએ!

## મરીચિની દીક્ષાનો મર્મ

મૂળ વાત એ કે-**પ્રભુ મહાવીર**ના આજના જન્મ દિવસે મરીચિના ભવમાં શ્રી તીર્થંકર પ્રભુની બાહ્ય સમૃદ્ધિ દેખીને પણ કરેલ દીક્ષાનો સ્વીકાર બાલજીવોને ધર્મમાં ચઢાવવા માટે બાહ્ય આડંબરની પણ યોગ્ય રીતે ઉપયોગીતા સમજાવે છે!!!

એકંદરે કોઈ પણ હેતુથી અનાદિકાલીન સંસ્કારોના વમળમાંથી નીકળીને આશ્રવનિરોધરૂપ સંયમના પંથે આવનાર પુણ્યાત્મા ભાગ્યશાળી છે!

અભવ્ય જીવો તો કદીપણ મુક્તિના સુખની ઇચ્છા સરખી પણ કરતા નથી, પૌદ્ગલિક રાગ તેઓમાં પ્રબલ હોય છે છતા તેઓના ચારિત્રને જ્ઞાનીઓએ દુઃખગર્ભ કે મોહગર્ભ જણાવ્યું નથી

ખરેખર ! આવા ઉત્તમ વિચારોની ગંધ સરખી પણ આપણામાં દેખાતી નથી !

વળી જુઓ ! પુણ્યવતી ત્રિશલા માતાને ગર્ભની સ્થિરતા અંગે મહા શોક ઉપજ્યો તેમાં પુત્ર પ્રેમની સાથે "ત્રણ જગતના પ્રાણીઓનું હિત કરનાર મહાપુરૂષ મારી કૂખે આવ્યા અને હું તેનું જતન ન કરી શકી" એ વિચારણા મુખ્ય હતી. લૌકિક દૃષ્ટિ કરતાં લોકોત્તર વિચારધારા ત્રિશલા માતાની આપણે સમજવા જેવી છે.

## પ્રભુ મહાવીરના અભિગ્રહનું રહસ્ય

વળી પ્રભુ મહાવીરે ગર્ભમાં અભિગ્રહ લીધો તે પ્રસંગ પણ ખૂબ સમજવા જેવો છે.

મર્મ નહિ સમજનારા લોકો ભગવાનના અભિગ્રહના નામે મા-બાપની સેવાને દીક્ષા કરતાં પણ વધુ મહત્ત્વ આપી વર્તમાનકાળની થતી દીક્ષાઓને વગોવે છે.

## વિચિત્ર અજ્ઞાન દશા

ખરેખર ! અજ્ઞાનદશાનું વિચિત્ર નાટક છે ! સંસારમાં રહેનારાઓ માટેની જે ફરજ છે તેને સંયમપથે જનારા માટે શી રીતે લાગુ કરી શકાય ?

એકડીના ક્લાસની ચોપડીઓ મેટ્રિકવાળાને શા ખપમાં આવે ? સંસારમાં રહેનારે પોતાના સઘળા સ્વાર્થોને ગૌણ કરીને પણ માતા-પિતાની સેવા-ભક્તિને પ્રધાનતા આપવી જોઇએ ! પણ જ્યારે સંસારના બંધનોથી મુક્ત બની સંયમના ઉચ્ચ પથે જવા તૈયાર થયેલા માટે પ્રભુના અભિગ્રહને આડો ધરી માતા-પિતાની સેવાના નામે દીક્ષામાં અંતરાય ઉભો કરવો બુદ્ધિમાનને છાજે નહિં !

## ધારણા અને પચ્ચક્ખાણનું અંતર

વળી પ્રભુ મહાવીરનો આ અભિગ્રહ છે તે ધારણા છે કે પચ્ચક્ખાણ ?

પચ્ચક્ખાણ-હોય તો તે પાપવ્યાપારને રોકવાની આદર્શ ક્રિયા હોઈ અનુકરણીય હોય, પણ ધારણા તો વ્યક્તિગત અમુક સકલ્પ રૂપ હોય છે તેનુ ઉદાહરણ લઈ સન્માર્ગમા પ્રવર્તનારને રોકી ન શકાય

જૂઓ ! ધારણા અને પચ્ચક્ખાણમા કેટલુ અતર છે ?

એક રાજાની કુવરી હતી તેણે નિયમ લીધો કે છ માસ સુધી માસ ન ખાવુ છતા આગળ એવી પ્રતિજ્ઞા કરી કે–" તે નિયમની મુદત પૂરી થાય, ત્યારે સર્વને ભેળા કરી માસ રધાવી ખાવું ને ખવડાવવુ " આ પ્રમાણે નિયમ કરેલ બાબત આગળ ઉપર વધારે પ્રમાણમા પાપરૂપ થવાની હોવાથી તેને શાસ્ત્રકારે પચ્ચક્ખાણ કીધુ નથી

આ વાત શાસ્ત્રમા અજ્ઞાનતાના દૃષ્ટાતરૂપે જણાવવામા આવી છે

## અજ્ઞાન દશાનુ દૃષ્ટાત

વળી એક બાણાવલીનું દૃષ્ટાન્ત આપે છે –

ચાર જણ છે ત્યા સુધી બાણુ ન ફેકવુ એવો નિયમ મનમા ધારે ને તે પછી જો તેનો આદર ન કરવા માગતો હોય તો તો ને વાસ્ત વિક પચ્ચખાણ કહેવાય પણ પાઠો બીજાને બાણથી હણવાનુ કાર્ય ચાલુ રાખવુ છે તેથી તે ખરા પચ્ચખાણરૂપ ન જ કહેવાય

આ બન્ને દૃષ્ટાત પચ્ચખાણ લેવામા અજ્ઞાનદશાના જાણવા, પણ ભગવતે તો જ્ઞાનથી–માતાનું સ્વરૂપ જાણ્યુ ને તે કારણ જાણવાથી અભિગ્રહ લીધો તેથી અજ્ઞાન દૃષ્ટિવાળાઓએ તેનુ દૃષ્ટાત લેવુ, તે કોઇ રીતે વ્યાજબી ન ગણાય

## અનુકરણ કોનુ કરાય ?

આ શ્રી સભૂતિવિજયજી મહારાજે જ્ઞાનદૃષ્ટિથી સ્થૂલભદ્ર જીનુ સ્વરૂપ જોઇને વેશ્યાને ત્યા મોકલ્યા હતા તેથી, બીજાએ તેનું દૃષ્ટાત લઇ કોઈ સાધુને વેશ્યાને ત્યા મોકલાય જ નહિ, કારણ કે તે–

# ધર્મનું મહત્ત્વ

( ૨ )

( પરમપૂજ્ય આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત પૂ. આચાર્યદેવ **શ્રીમદ્ આનંદસાગરસૂરીશ્વરજીએ આ વ્યાખ્યાન વિ. સં. ૧૯૮૯ માગશર વદ ૬ સોમવારે ભાંડુપ** (મુંબઇ)માં આપેલ. જે બહુ મહત્ત્વનું છે, ટૂંકમા ધર્મનું મહત્ત્વ જણાવનાર હોઇ "આગમજ્યોત" ના વાચકોના હિતાર્થે અહીં આપવામાં આવે છે. )

धनदो धनार्थिनां धर्मः, कामिनां सर्वकामदः ।
धर्मेणैवापवर्गस्य, पारंपर्येण साधकः ॥१॥

## જીવમાત્રની ઇચ્છાનું વર્ગીકરણ

શાસ્ત્રકાર મહારાજા ભગવાન **શ્રી હરિભદ્રસૂરિ** ભવ્ય જીવોના ઉપકાર માટે ધર્મોપદેશ કરતાં ફરમાવે છે કે સંસારમાં ચાહે એકેદ્રિય, બેઇદ્રિય, તેઇદ્રિય, ચૌરિદ્રિય કે પંચેદ્રિય જીવો, નારકી, મનુષ્ય, દેવતા કે તિર્યંચ જીવો, એ તમામ જીવોની ઇચ્છાનું વર્ગીકરણ કરીએ તો તેના ચાર વર્ગ (પ્રકાર) પડે છે. એ ચાર વર્ગના નામ (૧) ધર્મ (૨) અર્થ (૩) કામ અને (૪) મોક્ષ.

શાસ્ત્રકારો વસ્તુસ્વરૂપ હોય તેવું કહે, પણ એથી એવું કથન આચરણીય બને છે એમ નથી. આ ચાર વર્ગના કથનનો કેટલાક એવો અર્થ કરે છે કે આ ચારે વર્ગ સાધવા લાયક છે. પણ એમ નથી. શાસ્ત્રકારે આચરવાલાયક તરીકે એ વિભાગ દર્શાવ્યા નથી, પણ ઇચ્છાના પ્રકારોનું વર્ગીકરણ બતાવેલ છે. જેમ જીવો એકેદ્રિ, બેઇંદ્રિય, તેઇદ્રિય, ચૌરિદ્રિય તથા પંચેદ્રિય એમ પાંચ જાતિના કહ્યા, એ ઉપરથી એમ નથી ઠરતું કે એકેદ્રિયથી લઇ ચૌરિદ્રિ સુધીમાં પણ જવું જ, જીવોની જાતિ છે તે માત્ર બતાવી, જાતિના વિભાગ બતાવ્યા તેથી પાચે જાતિ સાધ્ય છે એમ ગણાય નહિ.

તે રીતે ઇચ્છાના વર્ગના વિભાગ કહ્યા માટે દરેક વર્ગ સાધવા લાયક છે એમ નથી જેમ જાતિ એ જીવો (ઇંદ્રિયવાળા જીવો)નુ માત્ર વર્ગીકરણ છે સસાર્ગી જીવોમા પાચ જાત સિવાય છઠ્ઠી મળે નહિ, તેમ સર્વ જીવોની ઇચ્છાનું વર્ગીકરણ કરવામા આવે તો તેના ચાર વિભાગ જ પડે છે પાચમો વિભાગ જગત્મા નથી

(૧) કેટલાક બાહ્ય સુખના સાધનો તરફ વળગેલા હોય

(૨) કેટલાક બાહ્યસુખમા વળગેલા હોય

(૩) કેટલાક આત્મીયસુખના સાધનમા વળગેલા હોય

(૪) કેટલાક આત્મીયસુખ અનુભવનારા હોય

આ ચાર વર્ગ સિવાય પાચમો વર્ગ છેજ નહિ

## પૈસાની કિંમત પણ બાહ્ય સુખના સાધન તરીકે છે

જગતમા સુખ બે જ પ્રકારના કાતો આત્મીય સુખ, કાતો બાહ્યસુખ, સાધના એ બેની જ, પૈસાને પેસા તરીકે કોઇ લેતુ નથી પણ બાહ્ય સુખના સાધન તરીકે જ લે છે પૈસાથી સુખના સાધન મેળવી શકાય છે એમ ધારી એને સગ્રહાય છે જે જાતિને પૈસો એ સુખનુ સાધન હોતુ નથી તે જાતિ તેના તરફ (પૈસા તરફ) ગગ રાખતી નથી દેખીએ છીએ કે નોનૈયાનો ઢગલો પડયો હોય, અરે નરા હીરા પાથર્યા હોય છતા ત્યા પશુ (જાનવર)ને ઉભુ રાખીએ તો ત્યા પેશાબ અને પોદરો કરે ! કારણ કે એને એ સુખનુ સાધન ગણુતુ નથી

અરે ! નાના છોકરાને પણ પૈસો એ સુખનુ સાધન હજી સીધુ લાગ્યુ (સમજાયુ) નથી કારણ કે એની પાસે જો રૂપીઓ અને લાડવો (બને) ધરો તો એ પહેલા લાડવાને પકડે છે પૈસાની કિમત શા ઉપર ? સુખના સાધનની કિમત ઉપર ! જેનાથી જેવા સુખના સાધન મળે તે ઉપર તેની કિમત છે રૂપીયાથી અમુક ચીજ શેર પ્રમાણુમા મળતી હોય તો રૂપીયો મોંઘો અને અચ્છેર મળે તો રૂપીયો મોઘો

દુનિયામાં કહેવત પણ છે કે, 'દમડે ઊંટ પણ દમડા ક્યાં?' બાહ્ય પદાર્થોનાં સાધન ઉપર જ રૂપીયાની કિંમત છે. મકાન, વાડી, ધન, હાટ વિગેરે મેળવવા રૂપીયા દેવાય છે. રૂપીયાનો મોહ બાહ્ય-સુખને મેળવવા બાહ્યસુખનાં સાધનોને મેળવવા માટે કરવામાં આવે છે.

બાહ્યસુખનું આડકતરી રીતે સાધન રૂપીયો છે. જાનવર અગર નાનાં બચ્ચાંને રૂપીયો એ સુખનું સાધન નથી પણ ખાદ્ય પદાર્થ જ એને માટે સુખનું સાધન છે. એક બાજુ રૂપીયો મૂકો અને બીજી બાજુ લાડવો મૂકો, લાડવાની કિંમત જો કે આનો છે જ્યારે રૂપીયાની કિંમત સોળ આના છે, પણ બચ્ચું તો સોળ આનાવાળા રૂપીયાની દરકાર નહિ કરી લાડવાને જ ઉપાડે છેઃ રૂપીયાને કાને કે નાકે અડાડીએ તો કાંઇ સુખ મળતું નથી. પાંચે ઇંદ્રિયોને સુખ આપનારાં સાધનો (પદાર્થો) મેળવવાનું સાધન (આડકતરૂં સાધન દૂરનું સાધન) રૂપીયો છે. નાનાં બચ્ચાં તથા પશુ આડકતરા સાધનમાં જતા નથી, સીધા સાધનમાં જાય છે. એટલે તત્ત્વ એ નક્કી થયું કે **બાહ્ય સુખનું સાધન તે અર્થ.**

## અર્થ અને કામ એ લૌકિક પુરૂષાર્થ છે.

બાહ્ય સુખનાં સાધનો, ચાહે સીધાં હો કે આડકતરાં હો પણ તે તમામનો **અર્થવર્ગ**માં સમાવેશ થાય છે, એ **અર્થવર્ગ** સાધ્ય નથી. હવે બાહ્યસુખનો ભોગવટો તે **કામવર્ગ** છે. જગતના બધા જીવો શામાં મથી રહ્યા છે? કેવલ બાહ્ય સુખો મેળવવા અને તે માટે તેનાં સાધનો મેળવવા મથી રહ્યા છે. અર્થ અને કામ આ બે વર્ગ—આ બે પુરૂષાર્થ—લૌકિક છે, પણ તે સાધ્ય નથી. અનાદિ કાલથી બાહ્ય-સુખો અને તેના સાધનો તો વારંવાર પારાવાર મેળવ્યાં અને મૂક્યાંઃ કયા ભવમાં નથી મેળવ્યાઃ? ને નથી મૂક્યાં?

## ઇંદ્રિયાસક્તો મોક્ષને ન સમજી શકે

આત્માનું સુખ અને તેનાં સાધનો, આ બે વર્ગો આ જીવે મેળવ્યા નથી. આત્મીય સુખનો ભોગવટો તે **મોક્ષ** અને તે મેળવી

આપનાર સાધન તે ધર્મ ધર્મ શબ્દ જગતમા પ્રિય છે પણ ધર્મ કહેવો કોને ? **આત્મીય સુખનો વાસ્તવિક આન દ મોક્ષમા છે.**

કોઇ એમ કહી દે કે-મોક્ષનુ સુખ સમજવુ શી રીતે ? જે ચીજ જેની બુદ્ધિના ક્ષેત્ર બહાર હોય તેથી તે ચીજ નથી એમ જો કહી દે, તેથી તે વસ્તુ નથી એમ ન કહી શકાય

જેમ કે "આબરૂમા સુખ શુ ?" એમ નાના છોકરાને પૂછીયે તો ઉત્તર દેશે ? નહિ જ ! કેમ કે એને હજી આબરૂની કિંમત સમજવાની વાર છે, નાનું બાળક આબરૂમા સુખ નથી એમ કહે-માને, તો શુ સમજદાર માણસ પણ એમ માનવા તૈયાર થાય ? ના ! સમજદાર તો આબરૂની ખાતર ફના થઈ જવા તૈયાર હોય છે ! જેમ બચ્ચુ માત્ર ખાવા-પીવામા સુખ માને, આબરૂમા નહિ, તેમ આપણે પણ માત્ર પાચ ઇન્દ્રિયોમા જ સુખ સમજીએ છીએ, એટલે આત્માના શુદ્ધ સ્વરૂપ (મોક્ષ)મા સુખ કેવી રીતે સમજી શકીએ ! આ પાચ ઠોઠા (ઇન્દ્રિયો) દ્વારા મોક્ષ સમજાય શી રીતે ?

**મૂર્ખાને અક્કલ મોટી ન લાગે, પણ ભેંસ મોટી લાગે !**

એક શેઠે પોતાના છોકરાને શાક લેવા મોકલ્યો, છોકરો મૂર્ખ હતો, એવો મૂર્ખ કે જ્યા શાક લેવા ગયો ત્યા શાક કે ટોપલો કશુ છે કે નહિ ? એ પણ ન જોયુ અને કોઈક દુકાને જઈ ઉભો અને શાક માગ્યુ, પેલા દુકાનદારે કહ્યુ કે-"ભાઈ ! અહીં તો અક્કલ મળે છે" પેલાએ જાણ્યુ કે-એ પણ શાક હશે ! એટલે કહ્યુ કે-"વારૂ ! અક્કલ આપો !" એમ કહી શેઠના મૂર્ખ છોકરાએ દુકાનવાળાને પૈસા આપ્યા, એટલે દુકાનદારે અક્કલ સભળાવી કે "બે જણ લડતા હોય ત્યા ઉભા ન રહેવુ" પેલા છોકરાએ આવીને બાપને વાત કરી, એટલે બાપે દુકાનદાર પાસે જઈ ઝઘડો કર્યો અને પૈસા પાછા માગ્યા, દુકાનદારે અક્કલ પાછી માગી અર્થાત્ લડતા હોય ત્યા છોકરાને ઉભા રાખવાની કબૂલાત માગી શેઠે તે કબૂલ્યું અને પૈસા પાછા મેળવ્યા

એક વખત ત્યાંનો રાજા બહાર ગયો હતો, પાછળથી બે રાણીઓ લઢી, તે વખતે શેઠનો છોકરો ત્યા ઊભો હતો, રાજા આવ્યો એટલે બે રાણીઓની લઢાઇનો ફેંસલો કરતી વખતે પૂછ્યું કે–"કોઇ સાક્ષી છે તમારો!" એટલે રાણીઓએ પેલા મૂર્ખ શ્રેષ્ઠિપુત્રનું નામ આપ્યુ. રાજાનું તેડુ શેઠ પાસે ગયુ, એટલે શેઠ ગભરાયો ફરી પેલા અક્કલના વેપારી પાસે ગયો કે 'આ વાત તો આમ બની છે' એટલે અક્કલના વેપારીએ શેઠની સાથે રાજા પાસે જઇ કહ્યુ–"મહારાજા! શેઠનો પુત્ર તો અણુસમજુ છે। તેના પર ભરૂસો શો? એને પૂછો કે **અક્કલ બડી કે ભેસ!"** રાજાએ પૂછ્યું તો મૂર્ખ શ્રેષ્ઠિપુત્રે કહ્યુ કે "ભેંસ મોટી કે જે દૂધ તો આપે ખાવા" આ ઉપરથી રાજાએ શેઠના છોકરાને અક્કલ વગરનો જાણી છોડી મુકયો, એટલે કે–મૂર્ખ શ્રેષ્ઠિપુત્રને અક્કલની કિંમત ન હોતી.

નાના છોકરાને લાડવાની કિંમત છે, આબરૂની નથી, આપણે પણ ઇંદ્રિયેના આનંદમા જ જીંદગી પૂરી કરી આનદ માણીએ છીએ, એટલે "હું કોણ" એ સવાલ જ સૂઝતો નથી,

જ્યા "પોતે કોણ છે?" એનું જ ભાન નથી ત્યાં પોતે કયી સ્થિતિમા હતો? કે પોતાનું શું થશે? વગેરે વિચાર તો આવે જ કયાંથી?

## કિંમતી તે કે જે મેળવીને મેલવું ન પડે

આત્મીય સુખ સમજે તો તેને મેળવવાની ઇચ્છા થાય ઇચ્છા થાય તો તેના સાધનો જાણે અને તે મેળવવા ઉદ્યમ કરે, બસ' આ ઉદ્યમનુ જ નામ **ધર્મ**! અને ધર્મની સાધનાથી મળતું જે ફળ **તે મોક્ષ!**

બાહ્ય સુખ અને તેના સાધનો દરેક ભવમાં મેળવ્યા, જેમાં લાખો વર્ષની મોટી ઉંમર હતી તેમાં પણ સંસારી પદાર્થો ઘણા મેળવ્યા, પારાવાર મેળવ્યા, વારંવાર મેળવ્યા, પણ મેળવી મેળવીને આખરે મ્હેલ્યા! આ ક્રમ અનાદિથી ચાલુ છે।

મેળવીને મ્હેલવુ પડે તેને કિંમતી કોણ ગણે? મૂર્ખ!

કિંમતી તે કે જે મેળવીને મ્હેલવુ ન પડે! ધર્મ અને મોક્ષ મેળવ્યા પછી મ્હેલવા પડતા નથી!

## સ સારી દૃષ્ટિએ પણ ધર્મનુ મહત્ત્વ

યદ્યપિ વાસ્તવિક દૃષ્ટિએ ધર્મ આટલો બધો જરૂરી છે! છતા "કુકડીનુ મ્હો પની" એ કહેવત મુજબ, દુનિયામા રાચેલા માચેલા જીવો એકદમ સ સારના પદાર્થોનો રાગ છોડવા તૈયાર ન થાય, તેવા ઓના ભલા માટે જણાવ્યુ કે **ધન વિગેરે પણ મળવાનો આધાર ધર્મ ઉપર છે** ધર્મની આરાધના નહિ કરે તો આખી જીદગી પરિશ્રમ ઉઠાવવા છતાયે ધન નહિ મળે, અન ધર્મની આરાધના કરનારને આપોઆપ આવી મળશે જન્મતા જ જેને રાજ્ય મળે છે તે કયા મહેનત કરવા ગયો હતો? કહો કે ધર્મ જ એને એ મેળવી આપે છે **સુખની ઈચ્છાવાળાને સર્વ પ્રકારના સુખ દેનાર તે ધર્મ જ છે મોક્ષને સાધનાર હોય તો તે ધર્મ જ છે પર પરાએ મોક્ષ સિદ્ધ કરી આપનાર ધર્મ જ છે**

આ રીતે યથાર્થ સ્વરૂપ સમજી જેઓ ધર્મમા ઉદ્યમ કરશે તેઓ આ ભવ પરભવ કલ્યાણની પર પરા પામી છેલ્લે મોક્ષ સુખને પામશે સિદ્ધના શાશ્વત સ્થાનમા બિરાજમાન થશે "

**જ્ઞાનનુ જોખમ !!!**

समर्थं चेत न सस्कारे,
भाचि ज्ञान भयावहम् ।

જ્ઞાન જો પોતાના સસ્કાર ન ઉપજાવે (માત્ર શાબ્દિક રહે) તો તે જ્ઞાન ભવિષ્યમા જોખમી બને છે

—પૂ આગમો શ્રી રચિત સૂક્તસગ્રહમાંથી

# 卐 જન્મની ભયંકરતા 卐

( ૩ )

[ આ વ્યાખ્યાન વિ. સં. ૧૯૮૯ પૌષ સુદ ૬ સોમવારે મુંબઈ લાલબાગ (ભૂલેશ્વર) જૈન ઉપાશ્રયમાં પૂ. આગમોના તલસ્પર્શી વ્યાખ્યાતા ધ્યાનસ્થ સ્વર્ગત પૂ. આગમોદ્ધારક આચાર્યદેવે આપેલ. ખૂબ જ મહત્ત્વનું આ વ્યાખ્યાન આરાધકોને આરાધનામાં પ્રેરણાદાયી છે, તેથી "આગમજ્યોત"ના પાઠકોના હિતાર્થે અહીં આપવામાં આવે છે ]

प्राप्तः षष्ठं गुणस्थानं, भवदुर्गाद्रिलङ्घनम् ।
लोकसंज्ञारतो न स्या-न्मुनिर्लोकोत्तरस्थितिः ॥

## રખડવાની ઇચ્છા નહિં છતાં રખડપટ્ટી કેમ ?

વિશ્વવંદ્ય વીર વિભુના શાસનને શોભાવનાર સમગ્ર શાસ્ત્રવેત્તા શાસન સંરક્ષક ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજજી જ્ઞાનસાર અષ્ટકની રચના કરતાં સૂચવે છે આ જીવ અનાદિ કાળથી સંસારમાં રખડે છે. રખડવાનુ મન નથી છતાં કેમ રખડે છે ? એ કારણની વિચારણા કરતા શાસ્ત્રકાર સમજાવે છે કે જીવ પોતે પોતાને ઓળખતો નથી, તેથી તે રખડે છે. માણસ ભાનભૂલેલી હાલતમાં જ રખડે છે, સાન-ભાન ઠેકાણે આવી જાય, આપણો આત્મા અજ્ઞાનવશ સંસ્કારોની ગૂચમાં એવો જકડાઈ ગયો છે કે પોતાનુ મૌલિક સ્વરૂપ સમજવાની તક જ તેને મળતી નથી, કદાચ મળે તો તેનો લાભ લઈ શકતો નથી

## શોચનીય દશા

આ સ્થિતિમા શોચનીય બીના એ બને છે કે-આપણો આત્મા સરળી રીતે જીવન વીતાવવાના બદલે જે તે ભ્રમણાઓમાં નાહક શક્તિ વેડફી નાખે છે

જેમકે-જૂઓ ! નરકગતિમા રહેલ આત્મા વળવાનું કઇ નથી' છતા પરમાધામીની સામે થાય છે ! ભાગવાની ચેષ્ટા કરે છે ! યાવત્ અવાછનીય મરણની પણ ચાહના કરે છે

## નારકીને મરણની ઇચ્છા કેમ ?

દેવ તથા મનુષ્યને જેમ આયુષ્ય વધારે તેમ તેને સુખની સામગ્રી વધારે મળવાની પણ નારકી તથા તિર્યંચને જેમ આયુષ્ય વધારે તેમ દુ ખ વધારે અનુભવવાનું છે નારકીના જીવોને પરસ્પરની, ક્ષેત્રની તથા પરમાધામીની એવી ત્રણે પીડા હોય છે ને તેથી તેને 'ક્યારે મરૂ ?' એવી ભાવના થયા કરે છે તિર્યંચને મરવાની ભાવના થતી નથી નરકનુ સ્થાન એ પરમ દુ ખનુ સ્થાન છે ત્યાંથી મરીને એથી વધારે દુ ખમા ઉપજવાનું બીજુ કોઇ સ્થાન જ નથી નારકી મરીને નારકી થતો જ નથી આથી 'અહિંથી મરૂ તો છુટુ' એ ભાવના થાય એ બનવા જોગ છે મનુષ્ય કે તિર્યંચ મરે એટલે દુ ખથી છૂટે એમ નથી એને માટે તો દુ ખના ગજ પણ તૈયાર છે મરીને ઓછા દુ ખવાળા સ્થાનમા જાય એવો નિયમ નથી, જ્યારે નારકી માટે તો ચોક્કસ છે કે ત્યાથી છૂટે એટલે ઓછા દુ ખવાળા સ્થાનમા જ જાય

આ સ્થિતિ વિચારીએ તો લાબા આયુષ્યવાળો નારકી મારવાની ઇચ્છા શાથી કરે છે તે સહજ સમજાય તેમ છે નારકી પોતાનુ આયુષ્ય પણ પ્રતિકૂલતાએ ભોગવે છે ત્યા મરવાના સાધનો મળે, તેવી સ્થિતિ આવી જાય, છેદાય, ભેદાય, વિધાય, ચીરાય, તળાય, છતાયે એ (નારકી) મરી શકતો નથી મરવાની ઇચ્છા થાય છતા મરી પણ શકતો નથી અર્થાત્ એના આયુષ્યનો ભોગવટો કેટલો અનિષ્ટ છે, કેટલો પ્રતિકૂળ છે તે વિચારો ! મનુષ્ય તથા તિર્યંચને ગમે તેટલુ દુ ખ હોય, છતાયે જો મરણનો સભવ દેખે તો એ ઉચા નીચો થાય છે

મનુષ્ય તથા તિર્યંચ દુ ખને ખસેડવા ઇચ્છે છે, પણ મરણને ઇચ્છતા

નથી. તિર્યંચની ગતિ તથા આનુપૂર્વી અશુભ છતાં, પ્રતિકૂળ છતાં આયુષ્યના ભોગવટા તેને અનુકૂળ છે કારણ કે તિર્યંચો સ્વાભાવિક, કૃત્રિમ કે સાંયોગિક દુઃખોથી પીડાયેલા હમેશાં હોતા નથી, માટે તેમને જીવવાની અભિલાષા હોય છે. જ્યારે નારકીના જીવો હમેશાં પીડાથી જ ઘેરાયેલા હોય છે એટલે એમને જીવવાનું પણ હોતું નથી. આથી જ તિર્યંચના આયુષ્યને પુણ્યમાં માનવું પડે છે.

ખરી રીતે તો કીડીથી માંડીને ઇંદ્ર પર્યંત, એકેંદ્રિયથી પંચેંદ્રિય પર્યંતના દરેક જીવો મરણથી ડરે છે.

## દેવતાઓ પણ મરણથી થરથરે છે !

દેવતાઓ પણ મરણથી થોડા ડરતા નથી ! છ ખંડનો માલિક ચક્રવર્તી, એમ દેખે કે આ તમામ શ્રીમંતાઇથી, આવા વિપુલ વૈભવથી પોતાને છ મહિના બાદ પદભ્રષ્ટ કરવામાં આવશે તો એના હૃદયમા શું થાય ? આ રીતે દેવતાઇ વિમાનોના તથા સ્વર્ગીય સાહ્યબીના સ્વામી દેવો છ મહીના અગાઉથી પોતાનુ ચ્યવન દેખે ત્યારે એને ઓછી વેદના થાય ?

શાસ્ત્રકાર કહે છે કે ઔદારિકશરીરવાળાથી એ વેદના ક્ષણભર પણ સહન થઇ શકે નહિ. એ તો દેવતાઓને વૈક્રિય શરીર છે, વજ્રઋષભનારાચસંઘયણ જેવું સામર્થ્ય છે. માટે આવી અતિ કરૂણાજનક પરિસ્થિતિમા પણ તે દેવતાઓ જીવી શકે છે.

જગતમાં કોઇ આબરૂદાર માણસ પર જુઠું કલંક આવેલ હોય અને તેને માલુમ પડે કે તેવો જ નિર્ણય જાહેર થશે તો તેની દશા કેવી થાય છે ? હાર્ટફેઇલ થઇ જાય છે ! દેવતાઓ પણ પોતાની ભવિષ્યની ભયંકર હાલત નજરોનજર દેખે છે, પણ એમને ઔદારિકશરીરવાળાની જેમ હાડકાંનું હાડપીંજર કે માંસના લોચા નથી કે જેથી હાર્ટફેઈલ થાય ! ન નિવારી શકાય તેવી કરૂણદશામા પણ છ મહીના તેઓ જીવન નભાવે છે, તે વૈક્રિય શરીર તથા વજ્રઋષભનારાચસંઘયણ સામર્થ્યને જોરે લીધે જ !

## ખરી ગટર કઇ ?

એક મનુષ્ય સુદર શણગાર સજીને બેઠો હોય, ચોમેર સુગધ મ્હેકી રહી હોય, સમીર (વાયુ) પણ સુગધી હોય ત્યા એને માલમ પડે કે પોતાને કોઇ આવીને ગળચીમાથી પકડીને મોઢેથી અને માથેથી વિષ્ટામા બોળી ઘાલશે તથા તે વખતે પોતે કાઇ કરી શકે તેમ નથી તો તેના કાળજામા શું થાય તે વિચારો ! ! !

દેવતા પોતાનું ચ્યવન દેખે છે ત્યારે બરાબર આ સ્થિતિ અનુભવે છે **આ તિરછાલોક તો દેવતાઓના હિસાબે પૂરેપૂરી ગટર છે** અરે ! તમારી દુન્યવી ગટરનો ગધ તો પા કે અરધો માઇલ સુધી જાય જ્યારે આ તીરછાલોકની દુર્ગંધ તો (આ ગટરની દુર્ગંધ તો) ચારસે–પાચસે જોજન સુધી ઉછળે છે દેવતાઓને મરીને આવવાનુ કયા ? આ પેટમા ! લોહી–માસથી ભરપૂર સ્થાનમા, દુર્ગંધ ફેલાવતી ગટરનું ઉત્પત્તિ સ્થાન તો આ યત્ર (જઠર) જ છે ને ! ઝાડને પાણી પાઓ તો રસ થાય પણ આને પાણી પાઓ તેનો પેશાબ થાય છે ! આમા સુન્દરમા સુદર તથા પવિત્ર અનાજ નાખો તેની વિષ્ટા થાય છે, તથા મનોહર પણ પાણી નાખે તેનો પેશાબ થાય છે ! જો આ શરીરથી આમ ન થતું હોત તો ગટર જેવી વસ્તુ જ દુનિયામા હોત નહિ

## સારી ચીજને પણ દુર્ગંધમય બનાવનાર કોણ ?

અનાજ વગર ચલાવી શકાય, પાણી વગર ન ચાલે એમ કહેવાય છે તે અનાજની અપેક્ષાએ ખરૂ છે, છતાયે તેના વગર પણ કલાકોના કલાકો તથા દિવસો સુધી ચલાવી શકાય, પણ હવા વગર થોડો વખત પણ ચાલી શકે તેમ નથી તેવી હવાને ઝેરી કરનારી પણ આ નળી, આ ભુગળી જ (જઠર) છે મનુષ્ય તથા જાનવરો લે છે શુદ્ધ હવા પણ કાઢે છે કઇ ? ઝેરી ! અને એથી જ નાના મકાનમા વધારે પ્રાણીને પૂર્યા હોય તો અન્યોન્યના ઝેરી શ્વાસથી ઘણાઓ મરણ પામે છે

**કલકત્તાની કાળીકોટડીનો ઐતિહાસિક દાખલો સુપ્રસિદ્ધ છે.** ત્યાં કોઇએ તલવાર ચલાવી નથી કે ગોળીઓ મારી નથી. મોટી સંખ્યા તે નાની જગ્યામાં ગોંધાવાથી ઝેરી હવાથી તે ગોંધાયેલા માણસો મરણ પામ્યા હતા. ત્યારે શુદ્ધ હવા કાઢવી એટલે શું થયુ? સંઘરવું સોનું અને કાઢવો કાચ! એ બધું પાણી લઇને પેશાબ કરવો, અનાજ લઇને વિષ્ટા કરવી તથા શુદ્ધ હવા લઇને હવાને પણ ઝેરી બનાવવી એ તમામ શાના પ્રભાવે? આ નળીના પ્રભાવે! જેમ નદી આગળ ગમે તેટલી મોટી પણ મૂળ ક્યાં? પર્વતમાં! તેમ ગમે તેવી મોટી ગટરનું મૂળ આ નળી છે. આવી ગટરમાં પોતાને ગોંધાવું પડશે એવું પ્રત્યક્ષ દેખનાર અને સુગંધમય સ્થાનમાં રહેનાર દેવતાને ભયંકર વેદના થાય એમાં નવાઇ શી?

## દેવોની ચ્યવનપૂર્વની તીવ્ર વેદનાનું રહસ્ય

દેવતાઓને અંધારૂં ખોળ્યુ (શોધ્યુ) પણ જડતું નથી. રત્નમય વિમાનોના ઝગઝગાટમાં અંધારૂં હોય ક્યાથી? એમને પણ અંધારાની જરૂર પડે ત્યારે અસંખ્યાત યોજન દૂર જાય ત્યારે તમસ્કાયમાં જ ફક્ત અંધારૂં હોઇ શકે. આશ્ચર્યભરી શંકા થશે કે દેવતાઓને વળી અંધારાનુ કામ શુ?

**જેમ જગતમાં ઉત્તમતા જેઓમાં ઉત્તમતા રૂપે પરિણમી હોય તેને અધમસ્થાનોની ગરજ કદી હોતી નથી પણ ઉત્તમતા જેઓમાં અધમતા રૂપે પરિણમી હોય તેઓને અધમસ્થાનો તથા અધમ પદાર્થોની ગરજ ઉભી થાય છે, તેમ જ દેવતાઓ માટે પણ સમજી લેવું:**

દેવતાઓ બધા દાનતના ચોકખા હોય તેવું સ્વપ્નેય સમજશો નહિ. જેવી ધમાધમ અહીં છે તેવી ત્યાંયે છે. ત્યાંયે બીજાની ચીજો તથા દેવીઓ વિગેરેની ઉઠાઉગીરી ચાલુ છે. એવા ઉઠાઉગીરો સ્વર્ગસૃષ્ટિમાયે છે. મધ્યાહ્નનો સૂર્ય તપતો હોય ત્યારે, એવા અજવાળા વખતે પણ ચોરોને, બદમાશોને ભોયરામા તથા ગુફા ગોતવાં જ

પડે છે, તેવી રીતે દેવોને પણ બીજાની ચીજ અગર દેવી ઉઠાવીને જવું હોય તો જાય ક્યા? વિમાનોનો પ્રકાશ તો સૂર્યથીએ અધિક છે

ગુંડાગીરી કરનારા એવા દેવતાઓ અસખ્ય યોજન દૂર તમસ્કાયમા જાય છે અહીં તો ચોરી વિગેરે રાત્રે, સધ્યાકાલે એકલદોકલ માણુસ હોય ત્યારે અથવા રાજાના રક્ષણુની બહારના સયોગોમા થાય છે ત્યારે દેવલોકમા તો ભરસભામાથી ખુદ ઇદ્રની ચીજો ઉઠાવી જનાર પડયા છે!

એક વખત ઇદ્ર સભામા વિરાજમાન છે તેમનો ઉપયોગ મૃત્યુ લોકમા જતા ત્યાની કાઇક આશ્ચર્યમય ઘટનાથી મસ્તક ધુણાવે છે, તે વખતે શિરધુનનથી પડી ગયેલો મુકુટ પાસેનો દેવતા લઇને નાસી જાય છે ઇદ્ર વજ્રથી એને મારે છે, મુકુટ પાછો મેળવે છે

આ વાતથી કહેવાનુ તાત્પર્ય એ છે કે આવી દુષ્કૃતમા હિમત વાળા દેવો દેવલોકમા પણ છે આવા દેવોને તમસ્કાયના અધારાનો આશ્રય ગોતવો પડે છે **તમસ્કાયનુ અધારુ એવુ ગાઢ છે કે જ્યા અવધિજ્ઞાનનો ઉપયોગ પણ મુશ્કેલ થઇ જાય છે** હવે એ તમસ્કાયમા રહેલુ અધારૂ પણ જેને ગરજ હોય તેતે અસખ્યાત જોજન દોડીને જવું પડે છે આથી સ્વર્ગમા અધારૂ શોધ્યુ પણ જડતુ નથી એ વાત બરાબર છે

પલ્યોપમ તથા સાગરોપમના આયુષ્યવાળા દેવો કે જેઓએ અધારાને જોયુ જ નથી, તેઓ જ્યારે આની અંધારકોટડીમા પોતાને ઉપજવાનુ તથા સવાનવ માસ રહેવુ પડશે એમ જાણે ત્યારે તેમને શુ થાય એ વિચારો! વળી આવી ગટરમા, આવી અધાર કોટડીમા, આટલો વખત રહેવાનુ પણ કેવી રીતે? રહેવાનુ નહિ પણ લટકવાનુ! ઉધે માથે લટકવાનુ!!! ઝેર ખાધેલા મનુષ્યને કે ડુબેલાને ઉધે માથે લટકાવે છે તે જોયુ છે! માત્ર અરધો કલાક લગ્કાવે તેમા શી દશા થાય? પહેલા ઉલટીઓ થાય, પછી આત રડા તથા આખો બહાર નિકળી જાય તિર્યચોના ગર્ભસ્થાન તો

તીરછાં રહેવાય તેવાં છે જ્યારે મનુષ્યોને તો ગર્ભમાં ઉંધે માથે જ લટકવું પડે છે.

**એટલે જ શાસ્ત્રકારો ફરમાવે છે કે—**

तं सुरविमाणविभवं, चिंतिय चवणं च देवलागाओ ।
अइबलियं चिय हिययं, सयसक्करं जं ण फट्टेइ ॥

અર્થ—તે સુર દેવવિમાનના વિભવને ચીંતવીને અને દેવલોકથી ચ્યવવાનું દેખીને ખરેખર અતિ-બલિષ્ઠ એવું હૃદય છે કે જે સેંકડો ટુકડા થઇને ફાટતું નથી.

ભાવાર્થ—દેવતાઇ ઠકુરાઇ, પારાવાર રિદ્ધિ સમૃદ્ધિવાળા દેવો પોતાની આવી કરૂણ દશા, પોતાનું નિંદ્ય ભાવિ નજરે નિહાળે છે છતાં એનું કાળજું સેંકડો કટકા થઈ ફાટી જતું નથી, વજ્રથીયે કઠણ એવી વેદનાથી મનુષ્ય તો જીવી પણ શકે નહિ !

**મરણથી ડરવું એ માર્ગ-ભુલેલાની દશા છે.**

એકેદ્રિયથી પચેંદ્રિય પર્યંતના તમામ પ્રાણી મરણથી ડરે છે. દેવો પણ ડરે છે, થરથરે છે ! આપણે પહેલાં જોઇ ગયા કે નારકી મરણને વ્હાલું ગણે છે, પણ તેય મરણરૂપે નહિ પરમાધામી કૃત, ક્ષેત્રજન્ય તથા પરસ્પરથી ઉત્પન્ન દુઃખ એવું છે કે ખસેડ્યું ખસતું જ નથી, માટે મરણને ઇચ્છે છે, પણ એ જીવોને ય મરણ મરણ રૂપે (સ્વરૂપે) વ્હાલું નથી. **દરેક ગતિમાં એક પણ જાતિમાં મરણથી ડર્યા વગરનો જીવ નથી, આ વાત સિદ્ધ થાય છે.**

નારકી પણ દુઃખથી ત્રાસીને બુમાબુમ કરે છે કે 'અમને કોઇ બચાવો !' શાસ્ત્રકાર કહે છે કે "માર્ગ-ભૂલેલા આત્માઓની આ દશા છે કે મરણથી ડરવું !" જે મનુષ્ય બાવળીઆ વાવતાં વિચાર ન કરે અને કાંટાથી કંપે તે મૂર્ખશિરોમણિ નહીં એ તો બીજું શું કહેવાય ?

**જન્મ એ બાવળીયાનું વાવવું છે. અને મરણ એ કાંટા છે. જન્મરૂપી બાવળીયા તો વાવ્યે જ જવા અને મરણ રૂપી કાંટાથી ડરવું એ મૂર્ખાઇની પરકાષ્ટા છે.**

અનાદિકાલથી આ જીવ રખડે છે તેનુ કારણુ એ જ છે કે તે મરણથી ડરે છે પણુ જન્મથી ડરતો નથી બધા વિપર્યત તે જન્મથી ડર્યો જ નથી મરણથી ડગનારો માર્ગ ભુલેલો છે જ, જ્યારે જન્મથી ડરનારો માર્ગ પર આવેલો છે

ઓચ્છવ મરણુ

શાસ્ત્રકારે ઓચ્છવ મરણુ તથા શોક મરણુ એમ બે પ્રકારના કહ્યા, પણુ જન્મ બે પ્રકારના કહ્યા નથી

એક કોટિધ્વજને પોતાની કલકત્તાની મોટી પેઢીનો કબજો લેવાના મુબઇમા સમાચાર મળે તો તે પાઘડી તોરા પહેરીને, તિલક કરીને, નાળીયેર લઈ હર્ષભેર કલકત્તે જવા નીકળે પણુ કાળા કામોના (ગુન્હાના) બદલામા કોર્ટના હુકમની રૂઇએ કારાગારમા જવા માટે આવેલ વોરટ મારફત કલકત્તે જવું પડે તો તે માણસ અહીંની પેઢી પરથી કઇ રીતે ઉતરે? હાજા ગગડી જાય, ગાત્રો ઢીલા થાય, વસ્ત્રો અવ્યવસ્થિત થાય, અને માનભાન પણુ ભૂલી જાય!

તેવી જ રીતે મરણુના પણુ બે પ્રકાર છે, પોતાના કરેલ સત્કૃત્યોના બદલામા મળનાર સદ્ગતિ માટેનુ મરણુ તે ઓચ્છવ મરણુ છે, જ્યારે કલુષિત જીવનથી થતા પરિણુામોથી દુર્ગતિમા ધકેલા માણુસનુ મરણુ તે શોક મરણુ છે,

શાસ્ત્રકારે જન્મની વિધિ બતાવી નથી, પણુ મરણુ સુધારવાની વિધિ બતાવી છે દુષ્કૃત્યની નિંદા, સુકૃત્યોની અનુમોદના, અઢાર પાપસ્થાનકોની આલોચના, અનશન, તથા ચાર શરણુનુ અંગીકરણુ એ રીતે મરણુ સુધારવાની વિધિ બતાવી છે

વિશુદ્ધ જીવનવાળાને મરણુ પણુ મહોત્સવ રૂપ બને છે, શ્રદ્ધાવાળા (સમકિતી), શ્રદ્ધાપૂર્વક (નિર્વાહ પૂરતા પાપ બાદ કરી બાકીના) પાપને તજનાર દેશવિરતિ તથા શ્રદ્ધાપૂર્વક (નિર્વાહ થાઓ કે ન થાઓ પણુ) પાપ માત્રને તજ-

નાર સર્વ વિરતિ, આ ત્રણે પુણ્યાત્માઓ મરણને ઉત્સવરૂપ માણી શકે છે, કેમ કે સમકિતી દેશવિરતિ, તથા સર્વ-વિરતિ પોતાની દેવલોકાદિ સદ્ગતિ નિશ્ચિત જોઈ શકે છે.

જ્યાં કાચ છોડી કનકને મેળવવાનું હોય ત્યાં દીલગીરી કોને થાય? કોઇને જ નહિ. હાડકાનું હાડપીંજર, વિષ્ટાની ગુણ. મુત્રની કોથળી રૂપ આ ઔદારિક શરીર છોડી દિવ્ય શરીર, ઋદ્ધિ. સમૃદ્ધિ મેળવી આપનાર મરણને શોકમરણ કોણ માને? કોઇ જ નહિં! એ ઉત્સવ મરણ જ મનાય!

આજ વાત સિદ્ધાતાનુસાર વિચારીએ! સમકિતી. દેશવિરતિ તથા સર્વવિરતિ જીવ વૈમાનિક વિના બીજે જતો નથી. પહેલાં આયુષ્ય બાંધ્યુ હોય તે વાત જુદી છે. હવે વૈમાનિકમાં જનારની ભાવના મરતી વખતે કેવી હોય? જેની શુભ લેશ્યા હોય તે જ ત્યાં જઇ શકે, પણ મરતાંયે. બરફ, બાટલો. ડાકટર વિગેરેની બૂમરાણ કરનારને વૈમાનિક વિમાન રેઢું નથી પડયું કે તરત મળી જાય! મરણ સુધારવાની વિધિ આટલા માટે જ છે!

સમકિતી, દેશવિરતિ તથા સર્વવિરતિ મરણ વખતે પણ ચાર શરણને જ અંગીકાર કરે છે, મરણથી ડરતો નથી પુણ્યાત્મા માટે મરણ ઉત્સવ રૂપ છે, એને તો ચઢીયાતા સ્થાને જવાનુ હોવાથી પાઘડી તોરા પહેરીને, તિલક કરીને, શ્રીફળ લેઇને હર્ષભેર જવા જેવું છે.

## મહાપુરૂષોનો જન્મ ઉત્સવરૂપ ખરો કે નહિં?

કદાચ કોઇ એમ કહે કે–"જન્મના પણ બે પ્રકાર છે, કેમ કે શ્રી તીર્થંકર દેવોનો જન્મ તો ઉત્સવરૂપ છે ને!"

શંકાકારની વાત ખરી છે! પણ શ્રી તીર્થંકર પ્રભુનો જન્મ જગત માટે ઉત્સવ રૂપ છે, પણ તેમની પોતાની દૃષ્ટિએ તો તે જન્મ પણ કર્મની ગુલામી જ છે! અવશિષ્ટ કર્મોની પરાધીનતા જ છે!

અને મરણ પણ મરનાર માટે ઉત્સવરૂપ બને છે, આરાધકો માટે

નહિ ! એટલે જન્મનાર વ્યક્તિને જેમ જન્મ ઉત્સવરૂપ નથી તેમ મરનાર, વ્યક્તિ માટે ઉત્સવરૂપ મરણુ આગધકો માટે શોક રૂપ જ બને છે

તેથી મરણુનો ભય નકામો છે ।

ડાહ્યો કોણુ ?

ડાહ્યો તો તે કહેવાય કે મૂળમરણુને જ દૂર કરે ! જગતના ઇતિહાસમા જન્મ્યા વગર કોઇ મર્યું છે ? મર્યા પછી નહીં જન્મનારા તો અનતા થઇ ગયા,

તેથી મરણુનો ડર નકામો છે, ડર તો જન્મ નો જ રાખવો ઘટે!

રખડપટ્ટીનુ ખરૂ કારણુ

આ જીવ અનાદિથી સસારમા રખડે છે તેનું ખરૂ કારણુ "જન્મથી ડર ઉપજ્યો નથી" એ છે ખરેખર "જન્મથી ડર્યા નહિ અને મરણુથી ડર્યા વિના ન રહ્યો" આ કારણે જ ભવ ભ્રમણ ચાલુ રહ્યુ છે

કોઇ કહશે એમ કહે કે–મરણુ તો સભાનદશામા થાય છે એટલે તેનો ડર લાગે એ વાસ્તવિક છે, પણુ જન્મ તો અબોધ અવસ્થામાં થાય છે, તેનો ડર શી રીતે લાગે ?

પણુ ખરી વાત એ છે કે—

નાસ્તિકો પરભવ, પુનર્જન્મ માનતા નથી આપણે તો આસ્તિક હોઈ અનાદિથી ચાલતી જન્મ-મરણુની પરપરાની જેમ હવે પછી થનારા જન્મોની પરપરાથી તો ડર ઉપજી શકે ને ?

તેથી "જન્મ જેટલો ભયકર છે તેટલુ મરણુ ભયકર નથી" એમ સમજી જન્મ પામ્યા પછી વિવિધ ધર્મકરણી દ્વારા નવા જન્મને ઉપજાવનાર કર્મની સત્તાને નષ્ટ કરી પાડવાનો સત્ પ્રયત્ન કરનાર પુણ્યાત્મા આ જન્મની સફળતા કરી ઉત્તરાત્તર મ ગ ળ મા ળા પામી અવિચળ અવ્યાબાધ શાશ્વત પરમપદની પ્રાપ્તિ કરશે "

જણાય, પણ તે બધાનો આધાર તેનુ મૂળ છે, કે જે બહાર જણાતું નથી થડ, ડાળી, તથા પાંદડાંના પ્રમાણ ઉપરથી જમીનમાં દટાયેલુ, ઝાડનું મૂળ કેટલું ઉંડું ગયુ છે તે પણ સમજી શકીએ છીએ. અનુમાન કરી શકીએ છીએ. તેમ આત્મામાં રહેલો ધર્મ થડ, ડાળાં વિગેરેની જેમ બહાર દેખાતાં ચિન્હોથી જાણી શકાય તેમ છે.

**શ્રીમાન હરિભદ્રસૂરીશ્વરજી મહારાજશ્રી**–ડાળાં પાંખડા વિગેરે દ્વારા ધર્મ તપાસવાનું, (આત્મામાં ધર્મ છે કે નહિ તે નિહાળવાનુ) કહે છે તે ડાળાં, પાંખડાં કયાં? **ઔદાર્ય દાક્ષિણ્ય વિગેરે;**

**વાસનાની પ્રબલતા**

આ જગતમાં અનાદિકાલથી આ આત્માને 'અહિંથી લઉં કે તહિંથી લઉ' એવો સંસ્કાર પડેલો છે. એ ત્રણ વર્ષનુ બચ્ચું હાથમાં રૂપીઓ લઈ માલ લેવા જાય તોયે તેને કોઈ આપે નહિં છતાં તેના હાથમાંથી રૂપીઓ લ્યો તો ખરા!! એ રૂપીઓ છોડાવવો સ્હેલો નથી; ઘણો મુશ્કેલ છે. રૂપીઆ માટે (રૂપીઓ ન છોડવા માટે) વલુરા ભરે, બચકાં ભરે, પગ પછાડે, ચીસો નાંખેઃ બધુંયે કરે પણ રૂપીઓ છોડે નહિ; હા! રોતા રોતાં થાકે, કે ઉંઘી જાય પછી રૂપીઓ કે ઢબુ જે હોય તે એના હાથમાંથી લઈ લ્યો તેનું તેને ભાન નથી, જાગ્યા પછી તે રૂપીયા કે પૈસાને સંભારતું પણ નથી. બાલ્યવયમાં રૂપીઓ છુટતો નથી એટલે કે એવા તીવ્ર લોભના અનાદિ સંસ્કારનો પ્રત્યક્ષ પ્રભાવ છે.

**ધર્મનું પહેલું ચિન્હ! ઔદાર્ય!**

હવે 'લ'ની જગ્યાએ 'દ' મૂકોઃ અર્થાત્ 'લઉ'ને સ્થાને 'દઉં' એટલે **લેવાના બદલે દેવાના** આવી ભાવનાથી ભરપૂર બનો, લેવા દેવાના કાટલા જુદા રાખવાનું કાર્ય મનુષ્યોને ન શોભે? **સંસ્કાર થાય, વધે કે જાગે તો માનો એમાં કલ્યાણ.** ધર્મનો એ પ્રથમ અંકુરો.

**દેવાની ભાવનામાં કલ્યાણની બુદ્ધિ કેટલી? એ બુદ્ધિનું**

જેટલુ પ્રમાણ તેટલો ધર્મ દેવાની ભાવનાને બદલે લેવાનુ તથા સઘરવાનુ મન તેટલી કલ્યાણ બુદ્ધિ ઓછી, તેટલો ધર્મ ઓછો

## ઔદાર્ય ધર્મનુ પહેલુ ચિન્હ કેમ ?

દેવામા કલ્યાણ બુદ્ધિ માને, પછી દે પોતાની શક્તિ પ્રમાણે **દાનને ધર્મનુ ચિન્હ ન કહ્યુ પણ ઔદાર્યને ચિન્હ કહ્યુ** કારણ કે દેવાનો આધાર તો શક્તિ પર અવલબેલો છે ઔદાર્યની ભાવના છતા પ્રવૃત્તિ બધાની સરખી થવી મુશ્કેલ છે, તેમજ જગતમા બધા કાર્યમા બધાની તેવી ભાવનાવાળાની બુદ્ધિ સરખી ચાલે તેમ નથી ઘણા છોકરાને માબાપ દોરીને, રોવડાવીને, ટાગાટોળી કરીને નિશાળે લઇ જાય છે રમત છોડવી પડે છે તે છોકરાને આકરૂ લાગે છે તેવી રીતે આ જીવને સ્વાર્થ છોડવો અને પરમાર્થ આગળ કરવો તે પણ ઘણું જ આકરૂ લાગે છે

## દાક્ષિણ્ય આદિ ધર્મના ચાર ચિન્હોની માર્મિકતા

છોકરા નિશાળે માબાપના કહેવાને અગે જાય છે તેમ ધર્મના તમામ રસ્તા આપણે સમજી ગયા હોઇએ એવુ બને નહિ, પહેલવહેલા આપણે અજ્ઞાન હોઇએ તો કઇ રીતિએ ધર્મ કરવો ? છતા ધર્મિષ્ટોના કહેવાથી ધર્મ કરાય, ધર્મની પ્રેરણા આપનારા સામે ધર્મ કરવાનુ ના કહેતા **મનમા સકોચ થાય તેનુ નામ દાક્ષિણ્ય આ જેઓમા હોય તેઓમા ધર્મનુ બીજુ ચિન્હ સમજવુ**

**દાક્ષિણ્ય સારૂ અને ખોટુ બેય કામ કરાવે** પાટોશીએ ખોટો દસ્તાવેજ લખ્યો હોય ત્યા શરમ કે લાલચ ખાતર શાખ કરાય તે ધર્મનુ ચિન્હ નથી, પણ દાક્ષિણ્ય શબ્દનો દુરૂપયોગ ન થાય માટે આગળ જણાવે છે કે **ધર્મનુ ત્રીજુ ચિન્હ પાપજુગુપ્સા છે**

આ ત્રીજા ચિન્હવાળો આત્મા, જ્યા પાપ જાણે, સમજે કે સાભળે કે તરત તેની, તે માર્ગની નિદા કરે અનાદિના અજ્ઞાનથી થયેલા પાપને પણ શ્રી તીર્થ કરદેવની વાણી અનુસાર, તે પાપની નિદા કરવા પૂર્વક દૂર કરી શકીએ છીએ, ધર્મના ત્રીજા લક્ષણવાળો આત્મા

પાપનાં કોઈ પણ કાર્યને મન, વચન, કાયાથી અનુમોદે નહિ અને પાપકાર્યોની ત્રિવિધ ત્રિવિધ નિંદા કરે.

બાહ્ય સ્નાન જેમ શરીર પરના કચરા સાથે કસ્તુરીના વિલેપનને પણ ધોઈ નાખે છે, તેમ અજ્ઞાની જીવ પાપ પુણ્યની વ્હેંચણી ન કરી શકવાના કારણે પાપને પુણ્ય તથા પુણ્ને પાપ કહી પાપની નિંદા કરતાં પુણ્યની નિંદા પણ કરી દે, કારણ કે નિર્મલ બોધ નથીઃ માટે **ધર્મનું ચોથું ચિન્હ નિર્મલબોધ છે.** નિર્મલબોધ જેને થાય તે આત્મા પુણ્યને પુણ્ય, પાપને પાપ, આશ્રવને આશ્રવ, બંધનને બંધન, ભવકારણને ભવકારણ તરીકે વસ્તુને યથાર્થ સ્વરૂપે સમજી શકે છે. નિર્મલ બોધમાં કોઈની સાક્ષી લેવી પડે તેમ નથી. **આત્મામાં ધર્મ થયો છે કે નહિ તે જાણવાનાં, તેની સિદ્ધિનાં, પ્રતીતિનાં આ ચિન્હો છે, આ ચિન્હ તરફ દિલ ન લાગતું હોય તો આત્મામાં ધર્મ થયો નથી એમ સમજવું.**

**ધર્મનુ પાંચમું ચિન્હ 'લોકપ્રિયપણું'** છે. પણ એ ચિન્હ નિયમવાળું નથી, એટલે ત્યાં '**પ્રાયઃ**' શબ્દ મૂકયો અર્થાત્ એ ચિન્હ ઘણા ભાગે હોય વિવેકી મનુષ્યને તે વહાલો જ લાગે આવા સુદર સમાન ગુણવાળાને દેખી તેવા ગુણવાળા સજ્જનો રાજી થાય માટે ધર્મનાં ચાર ચિન્હ ધરાવનારો પ્રાયઃ લોકપ્રિય હોય એટલે ઘણું કરીને ત્યાં પાચમું ચિન્હ પણ હોય.

જો આત્મામાં પૂર્વે કથન કરેલા આ પાંચ ચિન્હો પોતામાં જણાય તો સમજવું કેઃ–આત્મામાં ધર્મની અસર થયેલી છે. કારણ કે **આ ધર્મ પ્રતીતિ કરવાનું માપક યંત્ર છે.**

આ રીતે ધર્મનાં ચિન્હ જાણી, ધર્મને ટકાવવા, વધારવા શુભ ઉદ્યમ કરશે તે આભવ પરભવ કલ્યાણની પરંપરા પામી છેલ્લે મોક્ષના શાશ્વત્ સુખને વિષે વિરાજમાન થશે. ..."



# સામાયિકનું રહસ્ય

(૫)

(વિ સ ૧૯૯૧મા જામનગર મુકામે શેઠશ્રી પન્નાલાલ ઉમા ભાઈના પ્રમુખપણા નીચે ભરાએલ શ્રી દેશવિરતિ ધર્મારાધક સમાજના છઠ્ઠા અધિવેશન પ્રસગે ફા સુ ૧૩ સોમવારે બપોરે સામૂહિક સામાયિકના કાર્યક્રમ વખતે ૨ાા વાગે સામાયિક લીધા પછી ઉપસ્થિત વિશાળ ધર્મપ્રેમી જનતાને આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત આચાર્યશ્રીએ જે હૃદયગમ મગળ ઉદ્બોધન કરેલ, તે વ્યાખ્યાન યોગ્ય સુધારા સાથે અક્ષરશ અહી આપવામા આવે છે

આ વ્યાખ્યાનના સારભૂત અવતરણની મૂળ કોપી (પૂ આગમોદ્ધારકશ્રીની અવિરત સેવા અને ઉપાસનામા જીવન જેમણે સોપી દીધેલ તે મહામના ઉદારચરિત પૂ મુનિરત્ન શ્રી ગુણસાગરજીમ૦ પાસેથી મળી છે)

## સર્વ પાપના ત્યાગની મહત્તા

**શ્રી હેમચદ્રસૂરીશ્વરજી મહારાજ યોગશાસ્ત્રમા અણુવ્રતોનું નિરુપણ કરી (ત્રણ) ગુણવ્રતોનું નિરુપણ કરે છે**

અણુવ્રત લેનારો મનુષ્ય સર્વથા પાપથી વિરમવા તૈયાર થયેલો હોય છે ભલે પાલનમા ઓછાશ હોય! એમા એમ ન કહેવાય કે એ તો ગૃહસ્થ છે! એને સર્વપાપ વર્જવાનુ શી રીતે શક્ય બને!

ઉપદેશકનીએ ફરજ છે કે–દુનિયાના સર્વપાપોથી છુટવાનુ જ કહે, પણ સ્થૂળબુદ્ધિસૂચક 'ब्राह्मणो न हन्तव्यो' આવું ન કહે, કેમ કે–આ વાક્ય ઉપઘાત–દોષવાળુ છે તેમા બ્રાહ્મણની હિસાનો નિષેધ છે, પરતુ તે વાક્યથી ઇતરવર્ણની હિસાની અનુમતિ છે તે રીતે જો ઉપદેશક સર્વ પાપનો નિષેધ ન કરે તો તે પાપનો પક્ષકાર બને,

તેથી સર્વપાપોનો નિષેધ ઉપદેશક માટે જરૂરી છે. જીવને સમ્યક્ત્વ પામતી વખતે એવી ભાવના હોય કે "કોઈપણ જીવ પાપ ન કરો" અને તેનુ જ ખરૂં નામ મૈત્રી ભાવના છે 'मा कार्षीत् कोऽपि पापानि' અને તે જ પહેલો પાયો છે.

"આ સર્વ પાપ છે અને સર્વ પાપ વર્જવા લાયક છે." તેવું ન માને ત્યાં સુધી તે માણસ સમકિતના ઘરમાં નથી. "છોડી શકાય કે નહિં" તે વાત બાજુએ છે. પરંતુ સર્વજ્ઞ મહારાજાએ કહેલા પાપને પાપ તરીકે જાણવા જ જોઇયે.

## ગુણવ્રતો એટલે?

મોક્ષની સડક ઉપર ચાર ચોકી છે. અનંતાનુબંધી આદિ ચાર કષાયો તે ચાર ચોકી છે તેમાં દેશવિરતિ બીજી ચોકી પછી આવે છે.

**પાપના ભયંકર ભાગથી પાછું હઠવું તે દેશવિરતિ છે** સ્થાવર અને ત્રસ બન્નેની હિંસામાં પ્રાણનો વિયોગ થાય છે. પણ એકિન્દ્રિયને ચાર પ્રાણ, બે ઇન્દ્રિયને છ પ્રાણ હોય છે. તેથી ત્રસની હિંસા ભયંકર ગણેલી છે, માટે ભયંકર પાપની પ્રવૃત્તિમાં પ્રયત્ન થવો ન જોઈયે.

દેશવિરતિવાળાએ સ્થાવરની હિંસા કરવી જોઇયે, એમ કહે તો સમકિત નથી, પરંતુ કરવી પડે અને તેના માટે છૂટી રાખેલી હોય તો તેમા સંકોચ કરવો અને તેવા સંકોચ કરવાને માટે ગુણવ્રતો છે, જે પાપ છુટું રાખ્યુ છે, પ્રતિજ્ઞાથી તેનો સંકોચ થતો રહે, માટે ગુણવ્રતો છે પરંતુ તેનુ ધ્યેય તો સર્વપાપ પરિહારનું જ હોય. શક્તિ અગર વીર્યોલ્લાસના અભાવે અગર તો સામગ્રીની ખામીના અંગે પાપમાં પ્રવૃત્તિ કરવી પડે

## શિક્ષાવ્રતો એટલે?

**શિક્ષાવ્રતો**–સર્વત્યાગની તૈયારી માટે પ્રતિજ્ઞાઓ કરવી તે શિક્ષાવ્રત છે

## સામાયિક એ શિક્ષાવ્રત છે

સ્નાત્ર, સામાયિક, તથા પૌષધ ઘેર પણ થાય છે તો આ દેશ વિરતિના અધિવેશનમા એકઠા થઇને સામુદાયિક આ સામાયિક કરવાનું પ્રયોજન શું? તમારા સમેલનમા સામાયિકના એવા સસ્કારો પડવા જોઇયે કે બાર મહિના સુધી તેની ઝાખી રહે! શુદ્ધ સામાયિક કરવા કરવા માટે જ આ પ્રવૃત્તિ છે, એવા સસ્કારો ખીલવવા માટેનો જ આ પ્રયાસ છે

જૈન શાળાઓની પ્રવૃત્તિ કેવળ સૂત્રો ભણાવવાની છે પરતુ ક્રિયાહીન છે ત્યાનો ટાઇમ પણ એવો કે આવશ્યકના ટાઈમે જ ભણાવવાનો ટાઇમ! ક્રિયા પૂર્વક સૂત્રોનો ઉપયોગ કરાવવાની જરૂર છે, ક્રિયા વગરના સૂત્રો ભણાવાય છે, તો પરિણામે શૂન્ય આવે છે, માટે તમારી સસ્થાએ ક્રિયા અને જ્ઞાન બન્નેનો પ્રચાર કરવાની જરૂર છે સૂત્રોચ્ચાર પણ શુદ્ધ, અર્થનો પણ ખ્યાલ અને ક્રિયામા પ્રવર્તન આદિ કરવાની જરૂર છે

ક્રિયાના સૂત્રો ક્રિયાના અભિનય પૂર્વકના ન હોય તો તે વ્યવસ્થિત ફ્લ નથી આપતા, તમારા મેમ્બરો ઘરે અવારનવાર સામાયિક કરનારા તો હશે જ પરતુ સૂત્ર અને ક્રિયા બન્ને ધ્યાન રાખી પ્રવૃત્તિ કરવાના આ પ્રયત્નો છે, તમારા અધિવેશનના પહેલા દિવસનો કાર્યક્રમ પણ સક્રિયતા જણાવવા માટે જ છે પૌષધ, દેવભક્તિ તે પણ ક્રિયાના જ અગ છે

**સમતા માત્રનુ નામ સામાયિક નથી પરતુ આર્ત્ત અને રૌદ્ર ધ્યાનો છોડીને બે ઘડી સમતા કરે તેનુ નામ સામાયિક છે**

**આર્ત્તધ્યાન.**

(૧) ઇષ્ટ વિષયોની પ્રાપ્તિ કરવાની ધારણા તે **આર્ત્તધ્યાન છે**

(૨) અનિષ્ટ વિષયોને ખસેડવાની વિચારશ્રેણિ તે પણ **આર્ત્ત ધ્યાન છે**

(૩) શરીરને વેદના મટાડવાના વિચારો તે પણ **આર્ત્તધ્યાન** છે.

(૪) ભવાંતરમાં ઉપરની ત્રણ વસ્તુ માટેની વિચારણા તે પણ **આર્ત્તધ્યાન** છે.

ઉપરના ચારેમાંથી એક પણ વિચાર ન હોય અને સમતા રહે તેનું જ નામ સામાયિક છે.

**રૌદ્ર ધ્યાન**

(૧) હિંસાના જે કાંઇ પણ વિચારો તે રૌદ્રધ્યાન છે.

(૨) મિલ્કતનું રક્ષણ અને તેના પ્રયત્નો તે પણ રૌદ્રધ્યાન છે.

સામાયિકમાં જે જે પાપવાળી ક્રિયા હોય તેને છોડી દે.

ઉત્તમ અને અધમને સરખા ગણવા તેનું નામ સમતા નથી. પરંતુ પૌદ્ગલિક પદાર્થોથી થતા રાગદ્વેષથી છુટો થાય તેનું નામ ખરી સમતા છે.

**ઝવેરભાઈ** ( બુહારીવાળા )–ગૌતમસ્વામીજીને ભગવંત તરફ કેવો રાગ હતો ?

ઉત્તર–ગૌતમસ્વામીજીને ભક્તિરાગ સાથે સ્નેહરાગ પણ હતો, તીર્થંકરપણાના અંગે ભક્તિરાગ અને પૂર્વભવોના અંગે સ્નેહરાગ.

**ઝવેરભાઈ** ( બુહારીવાળા )–તે ધ્યાન કેવું કહેવાય ?

ઉત્તર–મિશ્ર ધ્યાન ગણી શકાય.

રાગદ્વેષ રહિતપણું સર્વથા તેરમા ગુણસ્થાનકે લેવાય છે, સામાયિકની ગણત્રી પાંચમા ગુણસ્થાનકથી કહેવાય છે. અતિચાર સહિતનું પણ સામાયિક હોઈ શકે પરંતુ તે દોષવાળું છે. તે ધ્યાનમાં રાખવું જોઇયે.

ભક્તિ પૂર્વકનો રાગદ્વેષનો ત્યાગ મોક્ષને લાવનાર છે, ભક્તિરાગનો સ્વભાવ કર્મને કાઢી આપોઆપ નીકળી જવાનો છે.

તેથી સામાયિક અંગેની આજની પ્રવૃત્તિ વિવેક બુદ્ધિપૂર્વક આપણા અંતરાત્માને જગાડે અને દુર્ધ્યાનથી મુક્તિ મેળવી સમતાના અનુપમ દિવ્યસુખનો હૃદયંગમ અનુભવની પદ્ધતિપૂર્વક આવી ધર્મક્રિયાની આચરણાથી પ્રાપ્ત કરવા સહુ કટિબદ્ધ થાઓ .......એજ.

॥ सर्वत्र सर्वे गुणिनो भवन्तु ॥




( આ વિભાગમા આગમવાચનાદાતા, બહુશ્રુત, ગીતાર્થપુગવ, ધ્યાનસ્થસ્વર્ગત પૂ આગમોદ્ધારકશ્રીએ તત્ત્વાનુસારી સૂક્ષ્મ પ્રતિભા બળે ચિતન–મનનની પ્રસાદી રૂપે જે ટૂકા લેખો કે નિબધો રૂપે સારભૂત, અર્થગભીર, તાત્ત્વિક સામગ્રીથી ભરપૂર સાહિત્ય લખેલુ છે, તેમાથી ઉપયોગી વિષયો ચૂટીને આપવામા આવે છે )

## ભક્તામર૦ સ્તોત્રની શ્લોકસખ્યા ૪૪ કે ૪૮ ?

### રહસ્યપૂર્ણ ગવેષણા

જૈન જગતમા નવસ્મરણમા શ્રી ભક્તામર સ્તોત્ર અર્થગભીરતા, પ્રભાવકતા અને માન્ત્રિક શક્તિના પ્રભાવ આદિથી ખૂબ જ પ્રખ્યાત છે, પણ તેમા દિગબર પરપરામા ૪૮ શ્લોકો હોઈ ઘણાને એમ જિજ્ઞાસા થાય છે કે–ભક્તામર૦ સ્તોત્રના કાવ્યોની સખ્યા ૪૪ કે ૪૮ ? પણ ખરી રીતે ગુરુગમથી નીચેની વાત વિચારવી જરૂરી છે

ભક્તામર૦ સ્તોત્ર કરતા કલ્યાણમદિર૦ સ્તોત્ર પ્રાચીન છે, એ વાત સર્વમાન્ય છે, અને કલ્યાણમદિર૦ના કાવ્યો ચુમાલીશ છે એમા કોઈનો મતભેદ નથી તો તે કલ્યાણમદિર૦ના અનુકરણથી પાછળથી રચાએલા ભક્તામર૦ સ્તોત્રમા પણ ચુમાલીશ કાવ્ય હોય એ વધારે સભવિત છે

વળી જેઓ ૪૮ અડતાળીશ કાવ્યો માને છે તેઓ પણ ૨૮મામાં અશોકવૃક્ષનું ૨૯મામાં સિંહાસનનું ૩૦મામાં ચામરનું ૩૧મામાં છત્રનું વર્ણન માનીને ૩૨મામાં કમલોનુ વર્ણન માને છે.

અર્થાત્ જો પ્રાતિહાર્ય લેવા હોત, તો ૨૮મા કાવ્યમાં અશોક વૃક્ષનું વર્ણન કર્યા પછી સુરપુષ્પવૃષ્ટિ અને દિવ્યધ્વનિ નામના પ્રાતિહાર્યનું વર્ણન છોડી દેત નહિ, અને ચામરના પ્રાતિહાર્યનું વર્ણન (શ્લો. ૩૦) કરવા પહેલાં સિંહાસન પ્રાતિહાર્યનું (શ્લો. ૨૯) વર્ણન કરત નહિ, તથા સિંહાસન અને ચામરનું વર્ણન કર્યા પછી ભામંડલ અને દુંદુભિનાં પ્રાતિહાર્યોને છોડીને છત્ર નામનું પ્રાતિહાર્ય કે જે છેલ્લા પ્રાતિહાર્ય તરીકે છે તેનું વર્ણન (શ્લો. ૩૧) કરત નહિ, એટલું જ નહિ, પણ દેશના દેવા પધારતી વખતે જિનેશ્વર મહારાજના ચરણકમલની નીચે દેવતાઓ જે પદ્મની સ્થાપના કરે છે, તેનું વર્ણન, તે પ્રાતિહાર્ય ન હોવાથી પ્રાતિહાર્યના વિભાગમાં કરત નહિ.

કેમકે પ્રાતિહાર્યની સંખ્યા ને ક્રમ આ પ્રમાણે છેઃ—

"अशोकवृक्षः(૧) सुरपुष्पवृष्टि(૨)र्दिव्यध्वनि(૩)श्चामर(૪)मासनं(૫) च ।
भामण्डलं(૬) दुन्दुभि(૭)रातपत्रं(૮), सत्प्रातिहार्याणि जिनेश्वराणां ॥"

આ કાવ્ય ઉપરથી સ્પષ્ટપણે જોઈ શકાશે કે **भक्तामर**માં આવેલું વર્ણન નથી તો પ્રાતિહાર્ય માત્રનું વર્ણન તેમજ પ્રાતિહાર્યોનું વર્ણન પણ ક્રમવાળું નથી,

આ ઉપરથી "**શ્રી માનતુંગસૂરિજી**એ આઠ પ્રાતિહાર્યોનું વર્ણન કરવા માગ્યુ હતું અને ચાર પ્રાતિહાર્યોનું જ વર્ણન ચાલુ સ્તોત્રમાં દેખાય છે, માટે બાકીના ચાર પ્રાતિહાર્યોના વર્ણનનાં ચાર કાવ્યો લુપ્ત થયાં છે કે કોઈકે ભંડારી દીધાં છે" એમ માનવું અસ્થાને છે,

પ્રથમ તો આઠ પ્રાતિહાર્યોના વર્ણનમાં ચારનું રહે અને બાકીનાનું વર્ણન લુપ્ત કે ભંડારી દેવાનું માનવું તે વિચક્ષણોને ગ્રાહ્ય થાય તેમ નથી, માટે **શ્રીમાનતુંગસૂરિજી**એ ચાર પ્રાતિહાર્ય અને

કમલ સ્થાપનાનુ વર્ણન જગતના જીવોને સ્પૃહા કરવા લાયક ધર્મોપદેશની સમૃદ્ધિની સત્તા જણાવવા માટે કરેલુ છે,

તેથીજ ૩૩મા કાવ્યમા તે અશોકાદિના વર્ણન પછી ઉપસહારમા "इत्थ यथा तव विभूति " એમ કહી વિભૂતિવાળા પ્રાતિહાર્યો તેમજ સૂર્યપ્રભાના અન્તરનો વિષય લેવાથી પ્રભા એટલે કાન્તિવાળી ચીજોનું કાન્તિના અતિશયપણાનુ વર્ણન પૂર્વે કર્યુ છે, તે સ્પષ્ટપણે ધ્વનિત કરે છે, સુરપુષ્પવૃષ્ટિ વિગેરે પ્રભા એટલે કાન્તિના અતિશયવાળી ચીજો ન ગણાય એ સ્પષ્ટ જ છે ભામડળમા રહેલી કાન્તિ દુનિયાદારીમા વિભૂતિ તરીકે ગણાતા પદાર્થોને મળતી ન હોય અથવા શ્રી જિનેશ્વર મહારાજના શરીરના તેજનુ તેમા પ્રતિબિબિતપણું હોઇ તે ભામડળનુ સ્વય વિભૂતિ તરીકે ગણાતા કાન્તિમાન પદાર્થોમા ગણના ન કરી અશોકાદિક કાન્તિમાનોની ગણના કરી હોય એ ૩૩મા કાવ્ય ઉપરથી પણ સ્પષ્ટ થાય છે

**અર્થાત્ ભક્તામરસ્તોત્રના ચુમાલીશ કાવ્ય અસલથી છે**

વળી વિભૂતિના વર્ણનમા ઉપસહારવાળા કાવ્યમા જો આઠ પ્રાતિહાર્યોનુ વર્ણન હોત તો પ્રાતિહાર્યો તરીકે જ ઉપસહાર થયો જોઇતો હતો, અને તેથી सत्प्रातिहार्यनिचयस्तव यादृगस्ति એના જેવા આદ્યપદવાળુ કાવ્ય હોત પણ તે નથી, તેથી કેટલાક પ્રાતિહાર્યરૂપ વિભૂતિના વર્ણનવાળા કા ચોવાળુ ચુમાલીસ કાવ્યોનુજ भक्तामर०स्तोत्र હોય એમ માનવુ યુક્તિસગત છે



મોક્ષનો માર્ગ કયો ?

शिवस्य मार्गोऽनुपम समाधि

(જ્ઞાનીઓની આજ્ઞા પ્રમાણે ક્રિયાઓની આચરણાથી મોહનો હ્રાસ થવાથી ઉત્પન્ન થતી) અપૂર્વ સમાધિ મોક્ષનો અજોડ માર્ગ છે

# રાત્રિભોજન અકરણીય કેમ ?

(વર્તમાનકાળે બુદ્ધિવાદના સ્વચ્છંદ યુગના અવનવા કુતર્કોથી દેખીતી અનિષ્ટ પાપપ્રવૃત્તિઓ પણ સારી મનાય છે, જેમ કે રાત્રિ-ભોજન, કંદમૂળ, બરફ, આઇસ્ક્રીમ, હોટલના ખાનપાન વગેરે. તેમાં પણ રાત્રિભોજન જે કે નરકના ચાર દ્વાર પૈકી મહત્ત્વનું દ્વાર છે. જૈનકુળની ઉત્તમતાને જોખમાવનાર આ પાપપ્રવૃત્તિના સ્પષ્ટ અનર્થો પૂ. આગમોદ્ધારકશ્રીએ સચોટ ભાષામાં આ લેખમાં દર્શાવ્યા છે. બહુ જ ધ્યાનપૂર્વક વાંચવા ભલામણ છે.)

જૈન કુળમાં જન્મેલાને રાત્રિભોજનના દોષો જણાવવા પડે એ કાલની વિષમતા જ ખરેખર ગણાય ! તે છતાં સમજવા ખાતર જણાવાય છે કે

રાત્રે અન્ન-પાણીમા જીવોત્પત્તિ થવાની વાત જો કે યથાર્થ નથી કેમ કે-સૂત્રકાર અને પંચાગીકાર વિગેરેના વ્યાખ્યાન પ્રમાણે "આહાર-પાણીમાં રાત્રે જીવોત્પત્તિ થાય છે" એમ જણાતું નથી.

છતાં રાત્રે આહારપાણીમાં કુંથુઆ, કીડી વિગેરેનું ચઢવું કે પડવું થયુ હોય તો પણ તે ન જણાય (દેખાય) એ સ્વાભાવિક છે અને તેથી જીવદયાને તત્વ તરીકે ગણનારો મનુષ્ય રાત્રિને વખતે તે સૂક્ષ્મ જીવોની દયા પાળવી અશકય હોવાથી ભોજન કે પાન કરી શકે જ નહિ.

યાદ રાખવાની જરૂર છે કે-જૈનશાસ્ત્રકારો ખુદ જીવના પ્રાણોના નાશને હિંસા તરીકે કે તેના અનાશને દયા તરીકે ગણતા નથી,

જો તેમ ગણે તો સયોગી અને અયોગી કેવલીપણામાં પણ દ્રવ્ય થકી હિંસાનો પ્રસંગ હોઈ પાપકર્મનો બંધ માનવો પડે અને નદી, સમુદ્ર વગેરે જેવા કેવળ અપૂકાયના જીવોથી ભરેલા સ્થાનોમાં સિદ્ધિ પામવાનો વખત રહે જ નહિ.

વળી પંચમહાવ્રતધારી સાધુ મહાત્માઓ કરતાં પણ હિંસાને

સર્વથા ટાળનારા સૂક્ષ્મ એકેન્દ્રિયો અત્યત દયાવાળા બની આત્મ કલ્યાણુ સાધનારા થાય,

કેમ કે તે સૂક્ષ્મ એકેન્દ્રિયો કોઈપણુ સ્વજાતીય કે અન્યજાતીય જીવોની હિસા કરતા નથી, એટલું જ નહિ પણુ પોતાની હિસાની અપેક્ષાએ થતા કર્મોનું પણુ પોતે કારણુ બનતા નથી, કેમકે તે જીવોના શરીરો એટલા બધા બારીક છે કે તેનો પરસ્પર નાશ નથી થતો, નથી બીજાથી થતો, નથી બીજાઓનો તેઓ નાશ કરી શકતા, પણુ ઉપર જણાવ્યા પ્રમાણે હિસાનુ સ્વરૂપ "પ્રાણુનો ઘાત કરવો" એ નથી, તેમ દયાનું સ્વરૂપ "પ્રાણુનો ઘાત ન કરવો" તે પણુ નથી,

પરતુ જૈન શાસ્ત્રકારના મુદ્દા પ્રમાણે "**જીવોના પ્રાણોને બચાવવાની બુદ્ધિપૂર્વક બચાવવાને માટે કરાતા પ્રયત્નો-ને જ દયા**" કહેવામા આવે છે

અને તેવા બચાવવાના પ્રયત્નો ન કરવામા આવે તો જે પ્રવૃત્તિથી અન્ય જીવની હિસા ન પણુ થાય તો પણુ તે પ્રવૃત્તિમા શાસ્ત્રકારો હિસા માને છે, અને એટલા જ માટે **આચાર્ય મહારાજ શય્ય-ભવસૂરિજી** જણાવે છે કે —

' जय चरे जय चिट्टे, जयमासे जय सये ।
जय भुजतो भासंतो, पाव कम्म न वधई " ॥

અર્થાત્ "**કોઈ જીવની વિરાધના ન થાય**" તેવી બુદ્ધિ પૂર્વક ચાલતો, ઉભો રહેતો, બેસતો, સૂતો, ખાતો કે બોલતો માણુસ પાપકર્મ બાધતો નથી"

આ ગાથાના ભાવાર્થને વિચારનારો મનુષ્ય સ્પષ્ટપણે સમજી શકશે કે ચાલવા વિગેરેની ક્રિયામા હિસાનું સર્વથા છૂટવુ અશક્ય છતા પણુ તે ચાલવા વિગેરેની ક્રિયામા શાસ્ત્રકારે પાપકર્મના બધની પણુ મનાઈ કરી તે કેવળ જીવોની રક્ષા કરવાની બુદ્ધિરૂપ જયણાને જ આભારી છે

તેથી જ શાસ્ત્રકારે ઉપર્યુક્ત ગાથામાં जयं પદને વિશેષણ તરીકે રાખી વારંવાર કહ્યું છે અને દરેક ક્રિયાને જોડ્યું છે, એટલે ચાલવા આદિ દરેક ક્રિયામાં શરૂઆતથી સમાપ્તિ સુધી જયણાની બુદ્ધિ રહે તો જ પાપબંધનથી બચી શકાય.

આવી રીતે "દરેક ચાલવા આદિ ક્રિયાની સાથે જયણાબુદ્ધિ રાખવાથી પાપકર્મ નથી બંધાતું" એમ કહેવાથી "જયણા નહિ કરવામાં પાપકર્મ બંધાય" એ વાત સહેજે સમજાય તેવી છતાં પણ "જયણા બુદ્ધિ વગર ચલનાદિક ક્રિયા કરનારાને પાપ બંધાય છે" એમ ચોકખા શબ્દોમાં જણાવતાં છતાં જણાવે છે કે "જીવોને બચાવવાની બુદ્ધિ સિવાય ચાલવા આદિની ક્રિયાને કરનારો મનુષ્ય પ્રાણ અને ભૂતોનો (ત્રસ અને સ્થાવરનો) જરૂર હિંસક બને છે."

ધ્યાન રાખવાની જરૂર છે કે "બચાવવાની બુદ્ધિ સિવાય પણ થતી ચાલવા આદિની બધી ક્રિયામાં પ્રાણ અને ભૂતોની હિંસા થાય જ છે" એવો નિયમ નથી.

કેમકે જયણાની બુદ્ધિ ન હોવા માત્રથી "સર્વ ક્રિયામાં જીવો આવી જાય છે, મરી જાય છે" એમ હોતું નથી, છતાં શાસ્ત્રકાર મહારાજ "તેવી રક્ષા બુદ્ધિ વિનાની સર્વ પ્રવૃત્તિમાં પ્રાણ અને ભૂતોની હિંસા" માને છે, એટલે "યતના વગરના સર્વ વ્યાપારો પ્રાણ અને ભૂતોની હિંસામય છે" એમ જણાવે છે, અને તે ઉપરથી નિશ્ચિતપણે જણાવે છે કે "જયણા બુદ્ધિનો અભાવ એ જ પ્રાણ અને ભૂતોની હિંસા છે."

આજ કારણથી પાપબંધના કારણ તરીકે જણાવાતી દરેક ચાલવા આદિ ક્રિયાની સાથે अजयं० એ પદ વિશેષણ તરીકે લગાડી "ચાલવા આદિ ક્રિયાના આરંભ, મધ્ય કે અંત્ય ભાગમાં પણ બચાવવાની બુદ્ધિના અભાવરૂપ અજયણાની સ્થિતિ થવી જોઈએ નહિ." એમ દર્શાવ્યું છે.

ઉપર પ્રમાણે જીવોને બચાવવાના પરિણામરૂપ જયણાના અભાવથી

એક અપેક્ષાએ આરોપિત કરેલી પ્રાણ અને ભૂતની હિંસા પણ જયણાબુદ્ધિપૂર્વક કરેલી ચલનાદિ પ્રવૃત્તિમાં સાક્ષાતપણે થતી હિંસાને કોઈક અપેક્ષાએ દ્રવ્યહિંસા ગણી કદાચ તેનો અલ્પપાપબંધરૂપી વિપાક માનવામાં આવે અથવા તો "ण य तस्स तण्णिमित्तो बंधो सुहुमोऽवि देसिओ समए" (શ્રી ઓઘનિર્યુક્તિ ગા ૭૩૪) અર્થાત્ "ઈર્યાસમિતિવાળા સાધુને ચાલતા પગ નીચે આવેલા કચરાઈને મરી ગયેલા જીવની હિંસાને લીધે સૂક્ષ્મ પણ બંધ નથી" એવા ભગવાન નિર્યુક્તિકારના વચનથી તેમજ "અપ્રમત્ત સાધુનું સર્વથા અનારંભકપણું છે" તથા પ્રમત્ત સાધુનું પણ "શુભ યોગને આશ્રીને અનારંભકપણું" છે એ વાત શ્રી ભગવતીસૂત્રમાં છે,

તેથી જીવને બચાવવાની બુદ્ધિપૂર્વક ચલનાદિ ક્રિયા કરનાર સાધુને સર્વથા પાપનો બંધ થતો નથી, ત્યારે જીવોને બચાવવાની બુદ્ધિ સિવાય કરાતી ચલનાદિક ક્રિયામાં પ્રાણ અને ભૂતની હિંસાનો નિયમ માન્યો, એટલું જ નહિ પણ તે સંભવિત હિંસાને સાક્ષાત્ હિંસા થયેલી ગણી, તે ગણાયેલી હિંસાનું પરિણામ શાસ્ત્રકારોએ बंधइ पावयं कम्मं એમ કહી તે સંભવિત હિંસાવાળી પ્રવૃત્તિમાં જીવોને બચાવવાની બુદ્ધિ નહિ રાખનારો મનુષ્ય પાપને બાંધે જ છે એમ જણાવે છે

શાસ્ત્રોમાં સ્પષ્ટપણે જણાવે છે કે "પ્રમત્ત દશામાં આકુટ્ટીએ કરેલું પાપકર્મ તેજ ભવમાં ભોગવાઈ જાય છે, અથવા "તે આકુટ્ટીએ કરેલા કર્મના ફળો ભવાંતરમાં વેદવા પડતા નથી" એમ કહી જયણાબુદ્ધિપૂર્વક પ્રવર્તવાવાળા પ્રમત્ત સાધુના પાપ કરતાં પણ આ બચાવવાની બુદ્ધિરૂપ જયણા રહિતપણે પ્રવર્તવાવાળા સાધુને થયેલી સંભવિત પ્રાણ અને ભૂતની હિંસાના પાપકર્મોને માત્ર તે ભવમાં વેદવાલાયક નહિ ગણાવતા ભવાંતરમાં તેના કટુક ફળો ભોગવવા પડશે त से होइ कडुअं फलं એમ સ્પષ્ટપણે જણાવે છે

આ બધી રક્ષાબુદ્ધિ અને રક્ષાબુદ્ધિના અભાવની હકીકતને બરોબર સમજનારો મનુષ્ય સ્પષ્ટપણે સમજી શકે તેમ છે કે—

રાત્રિના વખતમાં સૂક્ષ્મ જીવોની જયણા કરવી અશક્ય હોવાથી તે વખતે ભોજન કરનારા મનુષ્યથી કોઇપણ જીવની હિંસા કદાચ ન પણ થાય, તો પણ તે પ્રાણ અને ભૂતોનો હિંસક જ છે. અને તેથી ભવાંતરે કટુકવિપાકો આપે તેવાં પાપકર્મોને તે બાંધે જ છે.

આ હકીકત છદ્મસ્થજીવો કે જેઓને રાત્રિના વખતે જીવોની જયણા માટે અશક્યપણું છે તેઓને અંગે જણાવી પણ લોકાલોકને કરામલકવત્ દેખવાવાળા કેવળજ્ઞાની મહારાજાઓ પણ તે રાત્રિભોજનને દુષ્ટતમ ગણીને તેનો પરિહાર કરે છે,

એટલે જ્યારે લોકાલોકના પ્રકાશક ભગવાન કેવળી મહારાજાઓ પણ રાત્રિના વખતનું ભોજન અને પાન વર્જવાલાયક ગણે તો અન્ય જીવોને તે રાત્રિભોજન સર્વથા વર્જવાલાયક હોય તેમાં આશ્ચર્ય જ શું ?

આ રીતે રાત્રિભોજનની અકરણીયતામાં જિનશાસનનો હિંસા-અહિંસાનો પાયાનો સિદ્ધાંત યોગ્યરૂપે સમજી જૈનત્વના સંસ્કારોની જાળવણી માટે દરેક વિવેકીએ રાત્રિભોજનને સદંતર વર્જવું જોઇએ.

### મ...ન...ની...ય—વ્યા...ખ્યા...ઓ

* ભાવક્રિયા=કર્મક્ષયના લક્ષ્યથી જ્ઞાનીઓની મર્યાદા પૂર્વક કરાતી ધર્મની ક્રિયા.

* ભાવદયા=જ્ઞાનાદિગુણોના રક્ષણના ધ્યેયથી કરાતી પ્રવૃત્તિ.

# વ્યાખ્યાન એટલે શું ?
# વ્યાખ્યાનના અધિકારી કોણ ?

[ આજે જિનશાસનની માર્મિકતાનો આછો-પાતળો પણ પરિચય ન મેળવી શકવાના પરિણામે કેટલાક નવયુવાનો ધર્મની ક્રિયાઓ-પરંપરાને વફાદાર રહેવાના બદલે યુગાનુરૂપ થવાના નામે કે સમાનતાવાદીના નામે આડરસ્તે દોરનારી અને પરિણામે ધર્મના મૂળને નષ્ટ કરનારી નવી-નવી સ્વચ્છંદ પ્રવૃત્તિઓમાં ભળતા હોય છે

આ પ્રસંગે આજથી સાડાનવ દશકા પહેલા પૂ આગમોદ્ધારક આચાર્યશ્રીએ યુવક સંઘની વ્યાખ્યાનમાળાની પ્રવૃત્તિ સામે લાલ બત્તીરૂપે લખેલ આ માર્મિક લેખ આજે પણ જેના તેવા ભાષણો સાંભળવાની, ઉપાશ્રયને સાર્વજનિક લેક્ચર હોલમાં ફેરવી દેવાની, અને સાધ્વીજી મ૦ને પાટે બેસાડી મર્યાદા રહિતપણે વ્યાખ્યાન વંચાવવાની-સાંભળવાની વિરૂપ પ્રવૃત્તિઓમાં આગેકૂચ માની રહેલ કેટલાકને ખૂબ ખૂબ કહી જાય છે

શાંતચિત્તે, તટસ્થપણે, પૂર્વગ્રહ વિના આ લેખ વાંચી વિચારી સ્વ-પરઅહિતકારી પ્રવૃત્તિઓથી આપણે પાછા ફરીએ એ શુભેચ્છાથી આ લેખ અહીં પ્રકાશિત કર્યો છે ]

જૈન જનતામાં વ્યાખ્યાન ( જેને આપણા શાસ્ત્રમાં વખાણ કહેવાય છે ) શબ્દ ઘણો જ પ્રસિદ્ધ છે, એ તો જણાવવાની જરૂર જ નથી [illegible]

# નવલોહીયા જુવાનોને
# માર્મિક ઉદ્‌બોધન

[ જગતના સર્વજીવોનું ભલું ચાહવાની જિનશાસનની ઉદાર-આદર્શ નીતિના સ્વરૂપને નહીં સમજનારા તથાકથિત વિદ્વાનો સાધુઓને-યાવત્ શાસનનું તંત્ર ચલાવનારા ધુરંધર આચાર્ય ભગવંતોને પણ કૂપમંડક કે ચાર દિવાલ વચ્ચે સંકુચિત માનસની વાતો કરનારા તરીકે ઓળખાવે છે. ખરેખર વિવેકની ગેરહાજરીથી તેઓની આ શોચનીય દશા ઉપર મહાપુરૂષોને કરૂણા ઉપજે છે !!!

જૂઓ ! આગમોના અખંડ અભ્યાસી, આગમોના અક્ષરે અક્ષરને હૃદયંગમ કરી આગમોની જીવંત ડિક્શનેરી સમા બનેલા, પ્રૌઢપ્રતિભા-શાળી **પૂ. આગમોદ્ધારક** આચાર્ય મહારાજશ્રીની કેટલી સર્વદેશીય વ્યાપક વિચારણા હતી-જેઓએ કે આજથી સાડાત્રણ દશકા પહેલાં ધર્મવિરોધી અને ખળવાખોરી પ્રવૃત્તિઓમાં રાચનારા પણ નવયુવકોને કેવી હિતબુદ્ધિથી માર્મિક સૂચનો કર્યા છે !

જો તે પુણ્યાત્માના સૂચનોનો અમલ નવલોહીયાળ યુવકોએ થોડા પ્રમાણમાં પણ કર્યો હોત તો આજે શ્રીસંઘની દશા અપૂર્વ હોત.....આજે "કુતરૂં તાણે ગામભણી, શિયાળ તાણે સીમ ભણી" ની જેમ ધર્મની આરાધના કરનારા વર્ગ અને નવયુવકો વચ્ચે વિના કારણે સમજફેર અને કર્ત્તવ્યનિષ્ઠાની ખામીથી અંતર પડી ગયુ છે અને ખેંચાતાણ અર્થ વગરની વધી છે. ખૈર ! "**गतं न शोचनीयं**" હજી પણ નવયુવકો પૂ. આગમોદ્ધારકશ્રીની આર્ષદૃષ્ટિથી લખાયેલ હિતકર આ લખાણને આજે પણ ધ્યાનમાં લે તો નવયુવકોની શક્તિઓ સર્જનના પથે વળી શકે છે.

આ પવિત્ર આશયથી આ લેખનું પુનર્મુદ્રણ-યોગ્ય નોંધ સાથે અવસરોચિત સમજી કરવામાં આવ્યું છે.

વિવેકી નવયુવકો આનો લાભ ઉઠાવે એ મંગલ કામના **છે.** ]

જો કે તમો આજે વર્ષોથી તન મન અને ધનથી ઉદય માટે ઉદ્યમ કરો છો તેને માટે તમન્ના રાખો છો જીગરમા જુસ્મો પણ અસાધારણ ધરાવો છો છતા તમો દેખી શકો છો કે તમારા પરિશ્રમના પ્રમાણમા કઈ પણ ફલ તમો મેળવી શકયા નથી

તમો જો ધારતા હો કે અમોએ વાણી-સ્વાતંત્ર્ય મેળવ્યુ છે તો ધ્યાન રાખવુ કે વાણી એ વસ્તુ સ્વ અને પરના લાભ માટે હોય તો જ તેની સફળતા છે અન્યથા ઉલૂક (ઘૂવડ) કાક આદિ ગગનગામીઓ અને શિયાલ આદિ સ્થલગામીઓ સ્વતંત્રપણે વાણી વદે છે એટલુ જ નહિ પણ તમારી વાણી ઉપર અન્ય તરફથી જ્યારે ટીકા આદિ પ્રહારો થાય તો તે વાણી સ્વાતંત્ર્ય કહેવાય ? વાણી વ્યામોહથી તમારૂ અને તમારા ગ્રાહકવર્ગનુ કયુ શ્રેય સાધ્યુ ? કે કયુ શ્રેય સાધવા માગો છો ? તેનુ મનન કરો ! ! !

અનાચારોમાથી આશિર્વાદ મેળવવા મનોરથ ન રાખો !

જો કોઈક પ્રકારે તમારા વર્ગે ઉદય તરફ જવામા પગલા ભરવા હોય તો તમોને રૂચતા કાર્યો ઉપાડી તેના વિધાનમા કટિબદ્ધ થઈ જાઓ !

જુઓ ! આ કાર્યો તમારી રૂચિના છે કે નહિ ?

(૧) દરેક ગ્રેજ્યુએટ પોતાની આવકનો દશમો ભાગ તમારી ધારેલી વ્યાવહારિક કેળવણી સાથેની શુદ્ધ ધાર્મિક કેળવણી કેળવણી પાછળ ખરચવો

(૨) તમારા વર્ગમા જે કોઈ સ્થાવર મિલ્કત વસાવે ત્યારે તેનો દશમો ભાગ પોતાની જાતના બેકારોની બેકારી ટાળવા માટે ખરચવો

(૩) જ્યારે પણ મોટર જેવા વાહનો કે આભૂષણો ખરીદો ત્યારે તેનો દશમો ભાગ તમારી જ્ઞાતિના દુખી ભાઈઓના નિર્વાહ માટે કાઢવો

(૪) તમારા મડલમા એક વિચાર પ્રવાહ ઉભો કરી સઘવા કે

એકલા કલ્પસૂત્રશબ્દથી શાસ્ત્રોમાં સ્થાને સ્થાને બૃહત્કલ્પસૂત્રને જ ગણવામાં આવે છે, તો પણ આ પર્યુષણાકલ્પ અધ્યયન જ્યારથી સભા સમક્ષ અને શ્રીસંઘ સમક્ષ વાંચવાનું શરૂ થયુ, ત્યારથી તેની જુદી પ્રતો સ્થાને સ્થાને લખાવા માંડી અને વ્યવહારમાં તે અધ્યયનનું કલ્પસૂત્રનું નામ પ્રચલિત થયું,

તેથી જ ચૂર્ણિકારે પણ કલ્પચૂર્ણિ, ટીકાકારોએ પણ કલ્પકિરણાવલી વૃત્તિ, કલ્પસુબોધિકા કલ્પપ્રદીપિકા, કલ્પકૌમુદી, કલ્પલતા વિગેરેના નામો રાખ્યાં એટલુ જ નહિ પણ સુબોધિકાકારે ટીકાના પ્રારંભે પ્રસ્તાવનામા પણ कल्पे सुबोधिकां कुर्वे वृत्तिं बालोपकारिणीम् તથા यद्यपि बह्व्यष्टीका कल्पे सन्त्येव निपुणगणगम्याः તેમજ चतुर्मासीस्थिताः साधवः मंगलनिमित्तं कल्पसूत्र वाचयन्ति વિગેરે વાક્યોથી આ પર્યુષણાકલ્પઅધ્યયનને સ્વતંત્ર કલ્પસૂત્ર તરીકે જાહેર કર્યું.

## પર્યુષણા શબ્દનું વિવેચન કેમ નહિ ?

એટલું જ નહિ પણ ચૂર્ણિકારે, ટિપ્પણકારે કે વૃત્તિકારોએ તે અધ્યયનને અંગે લાગેલા પર્યુષણાશબ્દની ભગવાન ભદ્રબાહુસ્વામીજીએ દશાશ્રુતસ્કંધની નિર્યુક્તિમાં કરેલી નિર્યુક્તિનો વાસ્તવિક રીતિએ શરૂઆતમાં સ્પર્શ પણ કર્યો નહિ, પણ કલ્પસૂત્ર તરીકે પ્રસિદ્ધિ થઈ ગએલી હોવાથી "કલ્પ"શબ્દની વ્યાખ્યા કરવા ઉપર જ વધારે જોર આપ્યુ અને તેથી કલ્પસૂત્રના સાંભળનારા સજ્જનોને પર્યુષણા શબ્દના અર્થનો અને તેના વિવેચનનો જેટલો ખ્યાલ ન આવે તેટલો ખ્યાલ "કલ્પ" અર્થનો અને તેના વિવેચનનો ખ્યાલ આવે છે

## કલ્પશબ્દના અર્થને અંગે કાંઈક

અને ટીકાકારો પણ कल्पशब्देन साध्वाचारः कथ्यते એમ જણાવે છે. જો કે ખરી રીતે તો પર્યુષણાકલ્પ અધ્યયનમાં કે કલ્પસૂત્રમાં સાધુઓનો કેવળ પર્યુષણા એટલે ચાતુર્માસ સંબંધીજ સાધુના

આચારનુ કથન આવે છે, પણ આચેલકયાદિ કલ્પોનુ સ્થિત-અસ્થિત પણે જુદા જુદા તીર્થોની અપેક્ષાએ અને કેટલાક કલ્પોમા જિનકલ્પ વાળા, સ્થવિર કલ્પવાળા સાધુઓની અપેક્ષાએ તેમજ શ્રી જિનેશ્વર ભગવાન અને સામાન્ય સાધુઓની અપેક્ષાએ આચારના ભેદો દેખાડાતા હોવાથી સામાન્યથી "કલ્પ"શબ્દે સાધુના આચારનુ કથન માન્યું છે

## પ્રતિક્રમણ કલ્પની વ્યવસ્થા

તે "કલ્પ"શબ્દથી કહેવાતા આચેલકયાદિ કલ્પરૂપ આચારોમા આઠમા **પ્રતિક્રમણ** નામના આચારમા સ્પષ્ટપણે જણાવાય છે કે—

દરેક ચોવીસીમા પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓએ વ્રતાદિકમા દોષ લાગ્યા હોય કે ન લાગ્યા હોય, તો પણ દેવસિક આદિ પાચે પ્રતિક્રમણો તેના તેના ટાઈમ પ્રમાણે નિયમિત રીતે કરવા જ જોઇએ, અને તેથી જ પહેલા અને છેલ્લા તીર્થંકરના શાસનને સપ્રતિક્રમણ ધર્મ તરીકે ગણવામા આવેલુ છે

## ભગવાન્ અજિતાદિના શાસનમા પ્રતિક્રમણ ક્યારે અને કેવુ?

જો કે પ્રતિક્રમણશબ્દથી સામાયિકાદિ છ આવશ્યકમા જે ચોથુ **પ્રતિક્રમણ** નામનું આવશ્યક છે તેજ લઈ શકાય, અને બાવીસ તીર્થંકરોના શાસનમા જ્યારે જ્યારે વ્રતોમા દોષ લાગે ત્યારે ચાહે તો દિવસ હો કે રાત્રિ હો, ચાહે પહેલો પહોર હો કે છેલ્લો પહોર હો, પણ તેજ વખત તે તે દોષોનુ પ્રતિક્રમણ કરી લેવામા આવતુ હતું, પણ તે પ્રતિક્રમણ સામાયિકાદિ છએ આવશ્યકરૂપ જ કરવામા આવતું હતું એમ માનવામા કાંઈ સબળ કારણ નથી, એટલુ જ નહિ પણ વર્તમાનમા इच्छामि पडिक्कमिऊ થી શરૂ કરીને જેટલુ પ્રતિક્રમણ અધ્યયન છે તેટલુ આખુ પ્રતિક્રમણ અધ્યયન પણ બાવીસ તીર્થંકરોના શાસનના સાધુઓને દોષ લાગે ત્યારે પણ કરવાનુ હોય એમ સભવતું જ નથી

## તીર્થં પરત્વે પ્રતિક્રમણ અધ્યયનમા ફરક

પણ બારીક દૃષ્ટિથી અવલોકન કરતા इच्छामि पडिक्कमिउं કે

इरियावहियाए० જેવા સૂત્રથી જ માત્ર તે બાવીસ તીર્થંકરોના સાધુઓને દોષ લાગે ત્યારે નિયમિત કરવાનું હોય એમ સંભવે છે, પણ પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓને આખું પ્રતિક્રમણ પ્રતિક્રમણ અધ્યયનના સૂત્રોની વિધિ સાથે દૈવસિક આદિના નિયમિત વખતે નિયમિયપણે કરવાનું જ છે, અને તેથી જ તે શાસનને સપ્રતિક્રમણ ધર્મ તરીકે કહેવામાં આવે છે,

## સામાયિક આદિ છનું આવશ્યકપણું કે પ્રતિક્રમણપણું ?

જો કે વર્તમાન શાસનમાં પ્રતિક્રમણ શબ્દથી મુખ્યતાએ છ આવશ્યક લેવાય છે, પણ પ્રૌઢ અને પ્રાચીન એવા ગ્રંથકારોએ સામાયિકાદિ છએ અધ્યયનોને પ્રતિક્રમણ તરીકે ગણેલું નથી.

જેમ કે-ભગવાન્ ભદ્રબાહુસ્વામીજી સામાયિકાદિ છએ અધ્યયનની નિર્યુક્તિ કરવાની પ્રતિજ્ઞા કરતા आवस्सयस्स એવો શબ્દ વાપરે છે તથા અનુયોગદ્વાર સૂત્રકાર મહારાજ પણ આવશ્યકના એકાથિક (પર્યાયવાળા શબ્દો જણાવતાં પ્રતિક્રમણ એવો પર્યાયશબ્દ જણાવતા નથી. યાવત્ ભગવાન્ હરિભદ્રસૂરિજી સરખા સમર્થ આચાર્ય પણ आवश्यकस्य विवृति એમ કહી સામાયિકાદિ છએ આવશ્યકનું વિવેચન કરવાની પ્રતિજ્ઞા કરતાં આવશ્યકનું વિવરણ કહીશ એવી પ્રતિજ્ઞા કરે છે, તેમજ શાસનસુધાવિપુષ્ટ થએલ અંતઃકરણવાળા જિનભદ્રગણી ક્ષમાશ્રમણજી પણ, आवासयाणुओगं વિગેરે શબ્દોથી સામાયિકાદિ છ અધ્યયનોને આવશ્યક તરીકે જ જણાવે છે.

પણ સામાયિકાદિ છએ અધ્યયનને પ્રતિક્રમણ તરીકે જણાવવાનો પ્રસંગ કોઈ તેવા પ્રાચીન પ્રૌઢ ગ્રંથમાં મળવો મુશ્કેલ છે. અંગોમાં ભલામણ તરીકે પણ તથા સ્વતંત્ર સૂત્રોના નામોમાં પણ આ છ અધ્યયનના સમુદાયવાળા શાસ્ત્રને આવશ્યક શબ્દથીજ કહેવામાં આવે છે.

## સામાયિકાદિ છ આવશ્યકને માટે પ્રતિક્રમણ શબ્દ ક્યારથી ?

છતાં પ્રતિક્રમણશબ્દ છએ આવશ્યકના સમુદાયને અંગે થોડા

કાળમા નવો જ દાખલ થયો છે તો કહી શકાય તેમ નથી, કારણુ કે ઘણા પ્રાચીન ગ્રંથકારો વિધિ બતાવતા "આ દૈવસિક પ્રતિક્રમણુની વિધિ" "આ રાત્રિક પ્રતિક્રમણુની વિધિ" એમ બતાવતા છએ આવશ્યકની વિધિઓ બતાવે છે, તે ઉપરથી એમ માનવાને કારણુ મળે છે કે પ્રૌઢ ગ્રંથકાર મહાત્માઓએ છએ આવશ્યકના સૂત્રોને પ્રતિક્રમણુસૂત્ર તરીકે સ્પષ્ટ શબ્દોમા ભલે ઉલ્લેખિત કરેલુ નથી, પણુ તે ગ્રંથકાર મહાત્માઓના વખતમા કે તેના પહેલા વખતમા સામાયિકાદિ છએ આવશ્યકની ક્રિયાને પ્રતિક્રમણુ તરીકે રૂઢ થવાનુ ચોક્કસ થએલુ હોવુ જોઈએ, અને તેથી વર્તમાનમા આવશ્યકસૂત્રના જ્ઞાન તથા પઠનપાઠનને અંગે આવશ્યક શબ્દ અદશ્ય થઈ પ્રતિક્રમણુ શબ્દનો જ પ્રચાર થએલો છે, પણુ આ ચાલુ લેખમા આપણે તે પ્રતિક્રમણુ શબ્દને માત્ર પ્રતિક્રમણુઅધ્યયનને સ્થાને રાખી સામાયિકાદિ છ અધ્યયનને સ્થાને આવશ્યક શબ્દ વાપરી વિચારણા કરશું

## આવશ્યકનુ સ્થાન પ્રતિક્રમણે કેમ પકડ્યુ ?

આ સામાયિકાદિ છ આવશ્યકના સ્થાને આવશ્યક શબ્દનું સ્થાન પ્રતિક્રમણુ શબ્દે કેમ પકડ્યુ ? એનો વિચાર કરતા એમ સમજાય છે કે સામાયિકાદિ છએ આવશ્યકોમા મુખ્ય સ્થાન પ્રતિક્રમણુ અધ્યયનનું હોવુ જોઇએ અને પ્રતિક્રમણુ અધ્યયનને આવશ્યકવિધિમા કેન્દ્ર તરીકે ગણીએ તો બીજા પાચ અધ્યયનો તે પ્રતિક્રમણુ અધ્યયનના અંગભૂત થઈ જાય તેમ છે, કારણુ કે પ્રતિક્રમણુ કરનાર મનુષ્યે જાણુતા કે અજાણુતા, આચારથી કે પ્રરૂપણાથી, ઉપદેશથી કે શ્રદ્ધાથી કોઈ પણુ દોષ લાગ્યો હોય તેનું માત્ર મિચ્છામિ દુક્કડરૂપ પ્રાયશ્ચિત્ત પ્રતિક્રમણુ અધ્યયનથી કરવાનુ થાય છે, પણુ જે દોષને જાણી શકાય અને જે દોષનું નિવારણુ માત્ર આલોચનપ્રતિક્રમણુ કે તદુભયથી ન થઈ શકે, તેવા દોષોનું તપ આદિરૂપે પ્રાયશ્ચિત્ત અંગીકાર કરવુ તે પ્રતિક્રમણુથી દૂર છે એમ કહી શકાય નહિ

કેમકે તેવા તપઆદિને લાયકના દોષોનું ગુરુને નિવેદન કરવા માટે એકત્રીકરણ કરવાની પહેલે નંબર જરૂર હોય, કેમકે જો તે એકત્રીકરણ કરવામાં ન આવ્યુ હોય. તો તે તપાદિકને લાયકના દોષો ગુરુ આગળ નિવેદન કરી શકાય નહિ, અને તેથી તે દોષો નિવેદન કરવા ગુરુ મહારાજને વંદન કરવું તે આલોચન કરનાર વ્યક્તિની અનિવાર્ય ફરજ છે, એ રીતે તે લાગેલા દોષોના આલોચન માટે ગુરુવંદનની જરૂર છે.

તેવી જ રીતે તેવા દોષોની આલોયણને લેવા માગનારા મહાનુભાવો સમતા એટલે સામાયિકભાવમાં ઉપયોગવાળા થએલા હોય તોજ પોતાના થએલા દોષોને દોષ તરીકે જાણી અને માની શકે, માટે તેજ દોષોના પ્રતિક્રમણને અંગે પ્રથમથી જ સમતાભાવરૂપી સામાયિકમાં ઉપયુક્ત થવાની જરૂર છે અને તેથી જ **પ્રતિક્રમણ** તરીકે કે **આવશ્યક** તરીકે ગણાતા છ આવશ્યકમાં **સામાયિક** આવશ્યકને પ્રથમ સ્થાન આપવામાં આવેલું છે.

## સામાયિક ચારિત્ર છતાં તે આવશ્યક કેમ ?

જો કે સાધુને સામાયિકચારિત્ર યાવજ્જીવને માટે ઉચ્ચારેલું અને પળાતું હોઇને સામાયિક તે તે દિવસાદિના અંતની જ માત્ર ક્રિયા નથી, પણ તે સામાયિકચારિત્ર તરીકે જે પ્રવૃત્તિ–નિવૃત્તિ છે તે સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગને અંગે અને સાવદ્યવ્યાપારના ત્યાગને અંગે છે, પણ દિવસ, રાત્રિ આદિ અંતમાં કરાતા પ્રતિક્રમણને અંગે તો દોષોની યથાસ્થિત માન્યતા પ્રકાશનતા અને શોધ્યતાને અંગે જ સમભાવરૂપી સમાયિકના ઉપયોગની જરૂર છે, અને તેથી તેવા સમતામય ઉપયોગને માટે અનુવાદ તરીકે ઉચ્ચારણ કરાતા સામાયિકના સૂત્રને **આવશ્યકના** છઠ્ઠા ભાગ તરીકે ગણાતા સામાયિક આવશ્યકરૂપ ગણવામાં આવે છે.

વળી યથાસ્થિત આત્માના દોષોને શોધવા લાયકની પરિણતિરૂપ સામાયિકની વાસનામાં તે પ્રતિક્રમણ કરનારો મહાપુરુષ સ્વસ્વરૂપનું

જ્ઞાન થવાથી એટલો બધો આનદમા આવે કે કાયોત્સર્ગમુદ્રાએ વિચારેલા દિવસાદિના દોષરૂપ અતિચારોનો હૃદયમા દાહ છતા રોગી મનુષ્ય ભયકર રોગની શરીરમા ઉત્પત્તિ થએલી જાણીને દાહવાળો છતા પણ તે ભયકર રોગને નાશ કરવા માટે જણાવનાર વૈદ્ય તરફ અદ્વિતીય ભક્તિ ધરાવનારો થાય છે, તેમ સમતાભાવના સામાયિકને જણાવવા દ્વારાએ દોષોનું નિકદન કરાતું હોવાથી તે દોષને દોષ સ્વરૂપે અને સામાયિકને સમતાસ્વરૂપે જણાવનાર જગતપૂજ્ય જિનેશ્વરોની સ્તુતિ કરવા રૂપ ચતુર્વિંશતિસ્તવ નામનુ આવશ્યક વ્રતના દોષો વિચારવા પછી થાય તે કોઈ પણ પ્રકારે અણુઘટતું નથી, અથવા વ્રતોના દોષોનું શોધન તપ આદિ પ્રાયશ્ચિત્તદ્વારાએ જે ગુરુમહારાજ કરવાના છે તેની પણ ખરી જો જડ હોય તો તે તીર્થંકર ભગવાનો જ છે, માટે પણ ગુરુ મહારાજના વદનરૂપ ત્રીજા આવશ્યક કરતા પહેલા ભગવાન્ જિનેશ્વરોની સ્તુતિરૂપ ચતુર્વિંશતિસ્તવની જરૂર છે

વળી જગતના રિવાજ પ્રમાણે પર્ષદાને નમસ્કાર કરનારે પ્રથમ પ્રવેશની રીતભાત જાળવીને રાજાને નમસ્કાર કર્યા પછી જ પર્ષદાને નમસ્કાર કરાય છે, તેવી રીતે અહીં પણ સમતાભાવરૂપી સામાયિક એ પ્રવેશનો વિધિ ગણી શકાય અને પર્ષદારૂપી આચાર્યને વદન કરવા પહેલા તીર્થંકર મહારાજરૂપ શાસનના મહારાજાને નમસ્કાર કરવો જ જોઈએ, તે માટે પણ દોષની આલોયણરૂપ ચોથા આવશ્યકની પહેલા ગુરુને વદન કરવારૂપ ત્રીજા આવશ્યકની શરૂઆતમા જિનેશ્વર ભગવાનોની સ્તુતિરૂપ બીજું આવશ્યક હોવું જ જોઇએ

## શેષ પાચ આવશ્યકો પ્રતિક્રમણનુ અગ

આ બધી હકીકત વિચારતા પ્રતિક્રમણ નામના ચોથા આવશ્યકની પહેલાના ત્રણ આવશ્યકો તો પ્રતિક્રમણના અગ તરીકે સહેજે સમજી શકાય તેમ છે, અને પ્રતિક્રમણ આવશ્યક પછીનું કાયોત્સર્ગ

નામનું પાંચમું આવશ્યક તો ચોકખા રૂપે જ પ્રતિક્રમણના અંગ રૂપે જ છે, કેમકે તે કાયોત્સર્ગથી વ્રતના દૂષણોની શુદ્ધિ કરવાની છે, અને તે પણ એવા દોષોની કે જે દોષો પ્રતિક્રમણ અધ્યયનથી પ્રતિક્રમણ ક્રિયા કર્યા છતાં પણ શુદ્ધ થએલા ન હોય, એટલે આ **કાયોત્સર્ગ આવશ્યક** અદગ્ધદહનન્યાયે દોષોનો નાશ કરનાર હોવાથી પ્રતિક્રમણનું અંગ થાય તેમાં વધારે લાંબો વિચાર કરવો પડે તેમ નથી, અને છઠ્ઠા **પચ્ચક્ખાણ** નામના આવશ્યકમાં પ્રતિક્રમણની ક્રિયાને અંગે ગુરુ મહારાજે આપેલા તપનું પચ્ચક્ખાણ કે નિર્દોષ રહેલા વ્રતરૂપી ગુણોની ધારણા માટે કરાતું પચ્ચક્ખાણ રૂપ છઠ્ઠું આવશ્યક પ્રતિક્રમણની સાથે સંબંધરૂપ થઈ શકે છે.

આ કારણે વિધિની જગો પર પ્રૌઢ ગ્રંથકારોએ પણ છ આવશ્યકની ક્રિયા જણાવતાં જે **પ્રતિક્રમણશબ્દ** વાપર્યો છે તે ઘણા જ લાંબા વિચારથી અને મુદ્દાસર જ વાપરેલો છે એમ માની શકાય.

× × ×

(હવે **આવશ્યક** ગણધરકૃત છે એ બાબદ વિચારણા શરૂ થાય છે. સં.)

## સૂત્રવિચાર

જૈન શાસનમાં સૂત્ર તે કહેવાય કે જે ગણધર મહારાજ, પ્રત્યેક બુદ્ધ, ચૌદપૂર્વી યાવત્ સંપૂર્ણ પૂર્વધરનાં રચેલાં હોય છે.

## સૂત્રરચનામાં ઔત્પત્તિક્યાદિ કેમ નહિ ?

જો કે ઔત્પત્તિકીઆદિ ચાર બુદ્ધિને ધારણ કરનારાઓ જબરદસ્ત અક્કલવાળા હોય છે, છતાં સામાન્ય બુદ્ધિ કે ઔત્પત્તિકીઆદિ બુદ્ધિની સાથે અક્ષરાદિ રૂપ શ્રુતજ્ઞાન જો કે જરૂર હોય, કેમકે જ્યાં મતિજ્ઞાન હોય ત્યાં શ્રુતજ્ઞાન જરૂર હોય અને જ્યાં શ્રુતજ્ઞાન હોય ત્યાં મતિજ્ઞાન પણ જરૂર હોય છે, પણ લોકોત્તર જે આચારાદિ શ્રુતજ્ઞાન તે ન હોય તો સૂત્રનું રચવું બને નહિ, માટે મતિજ્ઞાનવાળો ચાહે તેવો જબરદસ્ત હોય તોપણ તેના રચેલા ગ્રંથને સૂત્ર તરીકે ગણ્યું નથી.

### પ્રત્યેકબુદ્ધના શાસ્ત્રો કેમ સૂત્ર ?

અહીં પ્રત્યેકબુદ્ધના રચેલા ગ્રંથને જે સૂત્ર તરીકે ગણવામા આવ્યુ છે, તેનુ કારણ એજ જણાય છે કે પ્રત્યેકબુદ્ધપણું પામતી વખત દરેક મહાપુરુષ જાતિસ્મરણને પામે છે અને તે જાતિસ્મરણથી પ્રત્યેકબુદ્ધને પૂર્વભવમા શ્રુતજ્ઞાનનો અભ્યાસ જરૂર હોય એવો નિયમ હોવાથી તે પૂર્વભવનુ ભણેલ શ્રુત આ ભવમા યાદ આવે છે

કેટલાક તેતલિપુત્ર અમાત્ય જેવા મહાપુરુષને તો જાતિસ્મરણથી પૂર્વભવમા જાણેલા ચૌદે પૂર્વો યાદ આવે જો કે દેવતા ત્રણ જ્ઞાનવાળા હોવા સાથે જાતિસ્મરણવાળા પણ હોય, છતા ચૌદ પૂર્વને ધારણ કરવાવાળા મહાપુરુષો દેવભવમા ગયા પછી તે દેવભવમા તો વધારેમા વધારે અગીઆર અગ જ સભારી શકે

આ શાસ્ત્રીય હકીકત વિચારતા અવધિજ્ઞાની કે મન પર્યવ જ્ઞાનીના રચેલા ગ્રથોને સૂત્રો તરીકે નહિ ગણાવતા પ્રત્યેકબુદ્ધના રચેલા શાસ્ત્રોને સૂત્ર તરીકે ગણાવેલા છે

### સૂત્રોના રચનારાઓમા સ્વયબુદ્ધ કેમ નહિ ?

જો કે કેટલેક અશે પ્રત્યેકબુદ્ધ કરતા સ્વયબુદ્ધોની અધિકતા હોય છે, પણ તે સ્વયબુદ્ધોમા એક તીર્થંકર સ્વયબુદ્ધ અને બીજા તીર્થંકર સિવાયના સ્વયબુદ્ધ એમ બે વિભાગ પડે છે, તેમા તીર્થંકર સ્વયબુદ્ધને ગૃહસ્થપણામા પણ મતિ, શ્રુત અને અવધિજ્ઞાનની સાથે જાતિસ્મરણ જ્ઞાન હોય છે અને દીક્ષા લીધા પછી તો મતિ, શ્રુત, અવધિ, અને મન પર્યવની સાથે પણ જાતિસ્મરણ જ્ઞાન હોય છે, છતા તીર્થંકરના કલ્પને લીધે બીજાઓને દેશના સરખી પણ દેતા નથી તો તે છદ્મસ્થપણામા ગ્રથો રચવાનું તો હોય જ કયાથી ?

### છદ્મસ્થ તીર્થકરો શા માટે સૂત્રો ન રચે ?

વળી સામાન્ય જગતના સ્વભાવથી જ તીર્થંકરોને અર્થથી આત્માગમની જ પ્રરૂપણા કરવાની હોય તો હવે તેઓ છદ્મસ્થપણે

કેવળજ્ઞાનની સ્થિતિ ન હોવાથી લોકાલોકના સર્વ સ્વભાવો પોતે જાણી શકે નહિ અને તેથી તે અનંત સ્વભાવને જાણીને અનંત અર્થને જણાવનાર તરીકે ઉચ્ચારાતો શબ્દ તે છદ્મસ્થપણામાં બોલી શકે નહિ. અને છદ્મસ્થપણામાં કાંઇ પણ કહે કે રચના કરે તો તે પૂર્વભવમાં થએલા પરંપરાગમને અનુસારે જ કરવી પડે, તેથી આત્માગમના નિરૂપણની કેવળજ્ઞાનની અવસ્થા થાય ત્યારે જ અર્થરૂપે જ શાસ્ત્રનું કથન કરે, પણ સૂત્રરૂપે રચવાનું ન હોવાથી સૂત્રના રચનાર તરીકે તે તીર્થંકર સ્વયંબુદ્ધોને લેવાય નહિ.

જગતમાં પણ તલવારથી જે કામ થવાનું હોય છે તે કામ તલવારની પ્રાપ્તિ સુધી વિલંબમાં રાખવું પડે, પણ તલવારનું કામ જે તલવાર મેળવી શકે તેવો પુરુષ તે તલવારનું કામ દાતરડાથી કરવા જતો નથી, તેવી રીતે તીર્થંકર ભગવાનો કેવળજ્ઞાન મેળવીને આત્માગમથી શાસન સ્થાપવાના છે એ નક્કી જ છે માટે છદ્મસ્થપણામાં શ્રુતજ્ઞાન અને જાતિસ્મરણ છતાં પણ દેશના આપતા નથી

વળી તીર્થંકર ભગવાનો દીક્ષા ગ્રહણ કરે ત્યારથી જ માત્ર કેવળજ્ઞાનની ઉત્પત્તિને માટે જ કટિબદ્ધ હોય છે તેથી તેમને તે સિવાયનું ઝવેરીને કોલસાના વેપારમાં જેમ નીરસપણું લાગે, તેમ અન્ય કાર્ય નીરસ લાગે તેમાં નવાઈ નથી, અથવા કુદરતે જ કેવળજ્ઞાન થયા સિવાય અને તે થયા પછી પણ ગણધરોના આગમન સિવાય તીર્થંકરોને દેશના દેવાનું બને જ નહિ, કેમ કે જગતના ઉદ્ધારરૂપ શાસનને સ્થાપવાની ભાવનાથી વાસિત તે આત્મા ઘણા લાંબા કાળથી છે, માટે જેમ આંબાના થડ કે ડાળીએ કેરી ન હોય પણ પછીના ભાગમાં જ કેરીઓ હોય, તેવી રીતે વાસ્તવિક ફળરૂપે તીર્થંકર-નામકર્મનો ઉદય કેવળજ્ઞાન પામ્યા પછી જ હોય છે અને તેથી જગતના ઉદ્ધારને કરનાર શાસનની સ્થાપનાની વખતે જ તેમની પ્રવૃત્તિ હોય તે સ્વાભાવિક છે.

### જિનવ્યતિરિક્ત સ્વયંબુદ્ધોના સૂત્રો કેમ નહિ ?

ભગવાન જિનેશ્વરો સિવાયના સ્વયંબુદ્ધોને નથી તો પૂર્વ ભવમાં

શ્રુતઅધ્યયનનો નિયમ, તેમજ નથી તો જાતિસ્મરણનો નિયમ, માટે તેઓને અગે સૂત્રરચનાની વ્યવસ્થા ન ગણાવાઇ હોય તેમા આશ્ચર્ય નથી

## પ્રત્યેક બુદ્ધના સૂત્રોનો પહેલો વિચાર કેમ ?

પ્રત્યેકબુદ્ધના કરેલા ગ્રથોને સૂત્ર તરીકે પહેલા જે અહીં વિચારમા લીધા તે એટલા જ માટે કે પ્રત્યેકબુદ્ધોનુ શ્રુતજ્ઞાન તે તે વર્તમાન શાસનથી સીધી અપેક્ષા રાખવાવાળુ નહિ છતા પણ ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનના उप्पण्णेइ वा વિગેરે પ્રશ્નવાળી ત્રણ નિષદ્યાથી કે બીજા પ્રશ્નોથી કે અગર તે સિવાય ભગવાનના સ્વતત્ર નિરૂપણાથી ગણધર મહારાજાઓ જે અગપ્રવિષ્ટ કે તે સિવાયની રચના કરે તેની સાથે એક અશે પણ વિરોધ વિનાની રચના તે અ ય શાસનના પરપરાગમને આધારે પ્રત્યેકબુદ્ધોની કરેલી સૂત્ર રચના હોય છે, અને તેથી તર્કાનુસારીને પ્રત્યેકબુદ્ધના રચેલા સૂત્રોથી ગણધરના રચેલા સૂત્રોનુ અગર ગણધરના રચેલા સૂત્રોથી પ્રત્યેક બુદ્ધના રચેલા સૂત્રોનુ પ્રામાણિકપણું માનવાનો માર્ગ સરળ થાય છે, અને શ્રદ્ધાનુસારીને તો તેવી જાતના મિથ્યાત્વમોહનીયના ક્ષયોપશમથી જેમ આધળો છતા પણ ભાગ્યશાળી મનુષ્ય હોય તો સીધે રસ્તે જ ચાલે તેવી રીતે સત્ય પદાર્થની શ્રદ્ધા ગણધરાદિના રચેલા સૂત્રોથી તર્કનો આશ્રય લીધા સિવાય પણ થાય છે

## ચૌદ આદિ પૂર્વધરના શાસ્ત્રો સૂત્રરૂપે કેમ ?

જેવી રીતે ગણધર મહારાજ અને પ્રત્યેકબુદ્ધના રચેલા ગ્રથો તેઓ નિયમિત સમ્યક્ત્વધારી હોવાને લીધે સૂત્ર તરીકે મનાય છે, તેવી જ રીતે ચૌદ પૂર્વથી માડીને સપૂર્ણ દશપૂર્વોને ધારણ કરનારા મહાપુરુષો પણ નિયમિત સમ્યક્ત્વવાળા હોવાથી ક્રોધ, લોભ, ભય કે હાસ્ય આદિમાથી કોઈપણ વિકારવાળી દશામા ગએલા હોય તો પણ સન્માર્ગથી વિપરીત પ્રરૂપણા કરે જ નહિ, એટલુ જ નહિ પણ જેમ વિપરીત પ્રરૂપણામા રાગ અને દ્વેષ કારણ છે, તે રાગ

દ્વેષ કે તે જિનોને એટલે શ્રુતજિનોને માર્ગથી વિરુદ્ધ પ્રરૂપણા કરાવનાર બને નહિ, તેમ સંપૂર્ણ દશપૂર્વ કે તેથી વધારે પૂર્વના જ્ઞાનવાળાને અતીન્દ્રિયદર્શિપણું આવતું હોવાથી તેમનું એક પણ વચન સન્માર્ગથી વિરુદ્ધ અજ્ઞાનતાને લીધે પણ થાય નહિ, તેથી જ ગણધર મહારાજ અને પ્રત્યેકબુદ્ધની માફક તે ચૌદ પૂર્વથી સંપૂર્ણ દશ પૂર્વને ધારણ કરનારા મહાપુરુષોના વચનોને સૂત્ર તરીકે ગણવાનું શાસ્ત્રકારો ફરમાવે છે.

## અશ્રુત્વા કેવલિનાં સૂત્રો કેમ નહિ ?

જો કે ગણધર અને પ્રત્યેકબુદ્ધ આદિ સિવાય ગુરુ પાસે ધર્મ સાંભળ્યા સિવાય કેટલાક જીવો આત્મબળે જ્ઞાનાવરણીયનો સર્વથા ક્ષય કરી કેવળજ્ઞાન મેળવનારા હોય છે, પણ તેમના વચનને એટલે તે અશ્રુત્વા કેવલીના વચનને શાસ્ત્રકારોએ સૂત્ર તરીકે નથી ગણ્યા તેનું કારણ એજ છે કે તે અશ્રુત્વા કેવલીઓ શ્રોતાઓના સંયોગે એકજ ઉત્તર માત્ર જણાવે તેથી ત્યા રચના અને સૂત્રનો વિભાગ ન કહેવાય તે સ્વાભાવિક જ છે.

## ગણધરકૃતપણાથી આવશ્યકનુ સૂત્રપણું

આ બધી હકીકત વિચારતાં આ આવશ્યકસૂત્ર તીર્થસ્થાપનાને દિવસે જ ગણધર મહારાજાઓએ મુત્કલપ્રશ્નને લીધે કે સ્વયં જિનેશ્વર ભગવાનના નિરૂપણથી રચેલું હોઇને તે ગણધરકૃત હોવાથી સૂત્ર તરીકે ગણવામાં બે મત હોઇ શકે જ નહિ.

## આવશ્યકસૂત્રની ઉચ્ચતરતા કેમ ?

એવી રીતે રચાયેલા જૈનશાસનમાં વર્તમાનકાળે આચારાંગાદિ કાલિક સૂત્રો અને દશવૈકાલિક વિગેરે ઉત્કાલિક સૂત્રો સંખ્યાબંધ વિદ્યમાન છતા પણ આ આવશ્યકસૂત્રનું સ્થાન જૈનશાસનમા અલૌકિક જ છે, કારણ કે આચારાંગાદિ કાલિક કે ઉત્કાલિક સૂત્રોમાંથી કોઈ પણ પ્રતિદિન તો શું, પણ પ્રતિમાસ કે પ્રતિવર્ષને અંગે પણ નિયમિત રીતે વિધાનના ઉપયોગમા લેવાનાં હોતાં નથી, પણ જૈન

-શાસનમા ગણાતા સર્વ સૂત્રોમા આ એક આવશ્યકસૂત્ર જ એવું છે કે જેનો વિધાનદ્વારાએ દરેક વર્ષે, દર ચોમાસે અને દરેક પખવાડીએ ઉપયોગ થવા સાથે દરરોજ સવાર અને સાજ એમ બબ્બે વખત ઉપયોગ થાય છે આ મહત્તા આવશ્યકસૂત્રને જેવી રીતે વરી છે, તેવી રીતે બીજા કોઈ પણ સૂત્રને વરેલી નથી

### આવશ્યકસૂત્રની બીજી રીતે પણ મહત્તા

વળી અન્ય સૂત્રો જ્યારે માત્ર સાધુના આચારને પ્રદર્શિત કરે છે કે માત્ર શુદ્ધિ કરવાના રસ્તાઓ બતાવે છે ત્યારે આ આવશ્યક સૂત્ર આચારની પ્રતિજ્ઞા કરાવવાવાળુ હોવા સાથે શુદ્ધિને કરાવવાવાળુ અને તે પણ હમેશને માટે દેવ, ગુરુના બહુમાનને જાળવવા સાથે આત્માના ઔદયિક ભાવને ખસેડી ક્ષાયોપશમિકઆદિ ભાવને અર્પણ કરનારૂ છે

### આવ ભણવા માટે પર્યાયની જરૂર નહીં

તેથી જ આ આવશ્યકસૂત્રને માટે અન્ય સૂત્રોની માફક પર્યાયની અપેક્ષાએ પ્રાપ્તાપ્રાપ્તપણું વિચારવાનુ સૂત્રકારોએ રાખ્યુ નથી, પણ દીક્ષાને દિવસે પણ આ આવશ્યકસૂત્રના અધ્યયનને માટે યોગ્યતા ગણી છે અને તેથી જ આ આવશ્યકસૂત્રને મૂળસૂત્ર તરીકે ગણવામા આવે છે જો કે આવશ્યકના પણ છ અધ્યયન હોવાથી છ દિવસ તો અધ્યયનને માટે થાય છે, પણ બીજા સૂત્રોની માફક છેદોપસ્થાનીય નામના ચારિત્રના પર્યાયની અપેક્ષાએ પ્રાપ્તાપ્રાપ્તપણું વિચારવાનુ હોતું નથી

### આવશ્યક સાધુને પ્રથમ આપવુ

અને આજ કારણથી વિશેષઆવશ્યકભાષ્યકાર જિનભદ્રગણીક્ષમાશ્રમણજી મહારાજ બાળક અને રોગીના શરૂઆતના ખોરાકની માફક આવશ્યકસૂત્રને સર્વ સૂત્રોમા પ્રથમ દેવા લાયક ગણાવે છે અને તેજ જિનભદ્રગણીક્ષમાશ્રમણજી વિશેષઆવશ્યક ભાષ્યમા તેમજ ભગવાન્ હરિભદ્રસૂરિજી વિગેર સમર્થ

પુરુષો પંચવસ્તુ વિગેરે પ્રૌઢ ગ્રંથોમાં ઉપધાન ન કર્યા હોય તેવા પણ સાધુને દીક્ષાને દિવસે આવશ્યકના પ્રથમ અધ્યયનરૂપ સામાયિકને આપવાનું વિધાન કરે છે.

## આવશ્યકસૂત્રની વાચનામાં પણ વૈચિત્ર્ય

બીજી વાત એ પણ ધ્યાનમાં રાખવાની છે કે આચારાંગાદિ અન્ય સૂત્રોનું વાચન વિગેરે લેખિત પુસ્તકોને પણ આભારી હોય. પણ આ સામાયિક આવશ્યકનું અર્પણ લેખિત પુસ્તકને આધારે આપવાનું નિષેધીને સાક્ષાત્ મુખપાઠે આપવાનું જણાવે છે. અર્થાત્ શ્રુતશબ્દના મુખ્ય એવા શ્રવણઅર્થને જે અન્ય સૂત્રો ચરિતાર્થ કરવાને ભજનાપદે જાય છે, તે ભજનાપદ આ આવશ્યકને લાગુ થતું નથી, અર્થાત્ આવશ્યક એ અન્ય સૂત્રોની માફક પુસ્તકપાઠ્ય સૂત્ર નથી પણ વચનપાઠ્ય જ સુત્ર છે અને તેથી તેની અધિકતા હોય તે સ્વાભાવિક છે.

## સૂત્રોના અભ્યાસક્રમમાં આવશ્યકનું પ્રાથમ્ય

વળી સમગ્ર સૂત્રોની અંદર આ એક જ એવું સુત્ર છે કે જે ભગવાન્ જિનેશ્વર મહારાજથી મળેલી उपण्णेइ वा વિગેરે ત્રણ નિષદ્યાથી રચાએલા બાર અંગમાં સ્થાન નહિ પામેલું છતાં ૧૧ કે ૧૨ અંગોના અભ્યાસમાં પ્રથમ સ્થાન આ આવશ્યકસૂત્રને જ આપવામાં આવ્યુ છે, અને તેથી જ સૂત્રકારોએ सामाइयमाइआइं इक्कारस अंगाइं એવો તથા सामाइयमाइ बिंदुसारपज्जंतं એમ નિર્યુક્તિકાર મહારાજે જણાવી ૧૧ અને ૧૨ અંગોમાં અધ્યયનની અપેક્ષાએ પ્રથમ સ્થાન ઉપણ્ણેઇવા વિગેરે ત્રિપદીની વખતે નહિ રચાયા છતાં અભ્યાસની અપેક્ષાએ આ આવશ્યકને જ મળેલું છે.

## આચારાંગ અને આવશ્યકમાં પણ કોનું પ્રાથમ્ય

અર્થાત્ અંગપ્રવિષ્ટ એવા બારે અંગોની રચના કરતાં જેમ ચૌદપૂર્વરૂપી પૂર્વગતશ્રુતની પહેલાં રચના થયા છતાં અને તેમાં એટલે પૂર્વગતમાં અથવા દૃષ્ટિવાદમાં સર્વ કહેવા લાયક પદાર્થોની રચના

થઈ ગયા છતા સામાયિકચારિત્ર કે છેદોપસ્થાપનીય ચારિત્રના આચારને પાળવાની ઇચ્છાવાળા એવા મદબુદ્ધિ આદિ જીવોને માટે અને દૃષ્ટિવાદના અભ્યાસનુ પાત્ર નહિ એવી સ્ત્રીઓના ચારિત્રના પાલનને માટે આચારાગસૂત્ર પૂર્વોની પછી રચાયુ છતા તે આચારાગને પ્રથમ મૂકવામા આવ્યુ, અને તેથી જ સિદ્ધાતના પ્રાકૃતપણાના ગુણને જણાવતા સ્ત્રી વિગેરેના વિશેષણ તરીકે **चारित्रकाङ्क्षिणाम्** એ પદ શાસ્ત્રકારોએ વ્યાપકપણે રાખેલુ છે, એટલે આચારની અપેક્ષાએ **આચારાગની** સર્વ અગોમા અને પૂર્વ કરતા પણ પહેલી સ્થાપના કરી તેની માફક પ્રતિદિન ઉભય સધ્યાએ કરવાનુ હોવાથી તે **આવશ્યકસૂત્રને** પહેલુ સ્થાન મળે તેમા કોઈ જાતનું આશ્ચર્ય જ નથી

## અધ્યયનમા આવશ્યકની પ્રથમતાનુ સૂચન

વળી આ આવશ્યકસૂત્ર એટલી બધી અભ્યાસની અપેક્ષાએ સ્વતત્રતા ધારણ કરનારૂ છે કે એમા **पव जाव जहा** વિગેરે અતિદેશોને જણાવનાર એક પણ પદ નથી, અર્થાત્ આવશ્યક અને ઉવવાઈજી વિગેરે અગ અને ઉપાગ આદિ સૂત્રોમા **पव जाव** વિગેરે અતિદેશ કરનારા સૂત્રો હોવાથી જેમ અભ્યાસમા અન્ય આગમના અભ્યાસથી આશ્રિતપણું રહે છે, તેમ આ આવશ્યકસૂત્રના અભ્યાસમા અન્ય સૂત્રોના અભ્યાસનુ આશ્રિતપણુ નથી આ અભ્યાસની દૃષ્ટિએ વિચારતા આવશ્યકની પ્રાથમિક અભ્યાસની સ્થિતિ સમજવાવાળો કયો મનુષ્ય આવશ્યકની મહત્તાને નહિ સમજે ? અને વિશેષાવશ્યકકાર જિનભદ્રગણિક્ષમાશ્રમણજીએ પણ **आइय** વિગેરે કહી આવશ્યકસૂત્ર અને તેના અર્થનું દેવું તથા લેવુ સર્વ સૂત્ર અને અનુયોગની આદિમા જ જણાવેલુ છે તે સ્પષ્ટ જ છે (અપૂર્ણ)



આ પુસ્તક શ્રી આગમોદ્ધારક ગ્રથમાળા, કપડવજ માટે
શ્રી વસત પ્રિન્ટીંગ પ્રેસ-ઘીકાંટા રોડ, અમદાવાદ છાપ્યું





| વર્ષ ૨ | केवलिपण्णत्त धम्म<br>सरण पवज्जामि | પુસ્તક -૪ |
|---|---|---|

વીર નિ સ ૨૪૯૩ આગમો સ ૧૭

વિ સ ૨૦૨૩ કા સુ ૫ જ્ઞાનપંચમી


## શાસન એ જ શરણ

( ગતાંકથી ચાલુ )

ખરી વાત તો એ છે કે–આજના જમાનાવાદી સુધારક માનસ ધરાવનારા વર્ગને સર્વજ્ઞ પ્રભુના વચનો પ્રતિ શ્રદ્ધા જ નથી હોતી, કેવળ વ્યાવહારિક દૃષ્ટિએ સારા દેખાવા માટે ધર્મક્રિયાના વર્તમાન પ્રવાહમા સાથ આપ્યા સિવાય તેઓને છૂટકો નથી, તેથી દેખીતી રીતે સર્વજ્ઞ પ્રભુના શાસનની પ્રવૃત્તિઓમા તેઓનો સાથ ખરી રીતે મન વિનાનો અને અણસમજણભર્યો હોય છે

વાસ્તવિક રીતે પોતાને બુદ્ધિવાદી માનનારા તે વર્ગમા ભાગ્યે જ કોઈને–ધર્મ ક્રિયાઓની તાત્વિક ભૂમિકા સમજવાની તૈયરી હોય છે, મોટે ભાગે તો ધર્મના નામે તેઓનુ નાકનું ટેરવું ચઢતું હોય છે, કેમકે માનસમા ધર્મ પ્રતિ અરૂચિ–સૂગ ઘણી હોય છે

વળી "ખાલી ચણો વાગે ઘણો" કહેવત અનુસાર વાચાલના અને-શબ્દોની સાઠમારીએ બિચારાઓને પલ્લે પડી હોય છે, એટલે જ કોઈ હિતૈષી મહાપુરૂષ આ વર્ગમાના કો'કને સમજાવવા પ્રયત્ન કરે એટલે સાપની માફક તે છછેડાઈ જાય છે

એ પણ વસ્તુતઃ પોતાના ઉઘાડા થતા આંતરિક સ્વરૂપને ઢાંકવાના વ્યર્થ ફાંફાં જ હોય છે, સુજ્ઞ સમાજને એની-કિંમત નો નથી જ છતાં એ "પડ્યો પોદળો (છાણ) ધૂળ લઈને જ ઉઠે" તેની રીતે આવા વર્ગથી પણ સમાજ તો ડ્હોળાય જ છે. તે ડાળાણુંને આ લોકો ખધડા સમજે છે, કેમ કે-ચૈતન્યવાદને પ્રાદુર્ભૂત માનનાર વ્યક્તિઓની વિદ્યમાનતા એ જ એને મન બહુ ખટકે છે. તે છતાં ભાવકરૂણાથી ઓતપ્રોત મહાપુરૂષો અને તેમના અનુયાયીઓ આવા વર્ગને પણ ભવભ્રમણથી બચાવી લેવા માટે હૃદયભેર ભેટે. યોગ્ય સમજુતી આપે, પણ તે તો ફક્ત સુધારા સિવાય ધર્મ-કર્મ કંઈ માનતા જ નથી. ખરાબી આટલી હદે છતાં પણ એ વર્ગમાંના કેટલાકના ધર્મીમાં ખપવાના આશ્ચર્યજનક ઉમળકાને સુજ્ઞજનો આવકારતા નથી. એ જ એ વર્ગ તરફથી ઉપસ્થિત થએલ અત્યારના ભારે (મહાન્) વિગ્રહનું મુખ્ય કારણ છે.

એ વિખવાદની શાંતિ અને સમાધાની તો સહુ કોઈ ઇચ્છે છે પણ સમાધાની એટલે શું? સમાધાની સત્યની કે જુઠાની? એક માણસ કોઈની સ્ત્રીનું હરણ કરી જાય, તે કેસ કોર્ટે જાય, વાંધાની પતાવટ (સમાધાનીમાં) મેજીસ્ટ્રેટ બન્નેને સરખા હક આપે એ જેવું હાસ્યાપદ છે, તેવી જ રીતીએ ધર્મને વેચી નાંખવા મથતા આત્માઓને પણ ધર્મી પાસેથી અર્ધ ભાગ અપાવવાના મનોરથો સેવવા એ પણ તેવું જ હાસ્યાસ્પદ છેઃ બલ્કે એવા ચૂકાદા આપવાના મનોરથો સેવનારાનું સ્થાન પણ ઉપરનો ચૂકાદો આપનાર મેજીસ્ટ્રેટ જેવું છે.

ઉપર જણાવેલો વર્ગ પોતાની તમામ ઉલ્ટી વૃત્તિ તથા પ્રવૃત્તિઓને પલટાવે-સુલટાવે અર્થાત્ સુધારે, ધર્મ સન્મુખ થાય એ જ સાચું સમાધાન છે. આવું સમાધાન તો સદૈવ વિદ્યમાન જ હતું અને છે. સમાધાનના નામે 'ઇદંતૃતીયમ્'ની વાતો કરવી વ્યર્થ છે.

સાચા સમાધાનનો એક જ ઉપાય છે કે **"સર્વજ્ઞ પ્રભુની આજ્ઞાને શિરસાવંદ્ય માનવી."**

મનુષ્ય જન્મની સફલતા કરવા સાથે શાસનના ઉદ્ધારનો સાચો અવસર પણ ત્યારે જ પ્રાપ્ત થશે

દેવ, ગુરૂ અને ધર્મ પરત્વે સાચો રાગ, ભક્તિભાવ ત્યારે જ જાગશે

અદ્વિતીય પુણ્યપ્રકર્ષ પણ તેના યોગે જ જાગશે.

શ્રી જિનેશ્વર પ્રણીત ધર્મને અહર્નિશ સેવનારી સાચી સાધુ સંસ્થાની પણ ત્યારે જ કિંમત સમજાશે !

તેમના હાલ કટુ લાગતા વચનો પણ પછી જ અમૃતમય મનાશે

અને અજ્ઞાનવસ્થામા કરેલા પાપો બદલ એકાન્તે બેસી ઢગલા બધ આસુ સારી મહાન નિર્જરા કરવાનો અવસર પણ એને ત્યારે જ પ્રાપ્ત થશે

શાસનદેવ સહુને સન્મતિ સમર્પો ! એ જ અભ્યર્થના



**શ્રી વીતરાગપ્રભુનું શરણુ**

જેણે સદા સંસાર પર ઉપકાર અનુપમ છે કર્યા,
ને વિશ્વને ઉદ્ધારવા વિધવિધ પ્રયત્નો આદર્યા ।
તે દેવના પણ દેવને હું ત્રિવિધે વદન કરૂ,
' એનું શરણુ હો સર્વદા " એવું હૈયામા ધરૂ ॥

—પૂ આગમોદ્ધારકશ્રી પ્રણીતગુર્જરકાવ્ય સમુદ્રમાથી

# પૂ. આગમોદ્ધારકશ્રીના
# ટંકશાલી વાક્યો

(આ લખાણ શાસનદીપક સ્વ. પૂ. આ. ચંદ્રસાગરસૂરીશ્વરજી મ.ના હસ્તલિખિત છુટક પાનાઓની નોંધમાંથી મેળવ્યુ છે. સં.)

* જડ ઝવેરાત જડ શરીરને શોભાવે પણ ચૈતન્ય સ્વરૂપ આત્માને તો વિવેક, ઉદારતા, સંતોષ આદિ ચૈતન્યમય સદ્‌ગુણો જ શોભાવે.

* વર્ત્તમાનકાળની અપેક્ષાએ ક્ષાયિક–ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાં કશું અંતર નથી પણ ભવિષ્યની દૃષ્ટિએ ખૂબ જ અંતર છે, કેમકે ક્ષાયોપશમિકવાળાનું ભવિષ્ય કદાચ અંધકારપૂર્ણ પણ હોઈ શકે !

* દેવ–ગુરૂ–ધર્મની માન્યતા ખરેખરી ત્યારે કહેવાય જ્યારે કે જ્ઞાનીઓના વચનો કે ત્યાગ માર્ગ પર સાચો હૈયાનો રાગ જાગે, કેમકે દેવ ત્યાગીઓના શિરોમણિ, ગુરૂ પણ સર્વ સંગ ત્યાગી, અને ધર્મ પણ ત્યાગના જ પાયા પર નિર્ભર છે.

* સમ્યક્ત્વનું માપકયંત્ર (મીટર) એ છે કે હૈયામાં વિષયો કેટલા ખૂંચે છે? અને ત્યાગ માર્ગ તરફ કેટલો ઝુકાવ છે? આ ઉપરથી આપણે આપણામાં સમ્યક્ત્વની હાજરી પારખી શકીએ.

* અનાદિના "લઉં–લઉં" ભોગના સંસ્કારોનું પરિવર્તન ત્યાગ માર્ગ પ્રતિ હાર્દિક વલણ તેનું નામ સમ્યક્ત્વ.






[ આગમમર્મજ્ઞ આગમવાચનાદાતા આગમસમ્રાટ ધ્યાનસ્થ સ્વર્ગત પૂ૦ આ શ્રી આનંદસાગરસૂરીશ્વર ભગવંતે શાસનના અનેકવિધ ભગીરથ કાર્યો અને શ્રુતોપાસનાની વિવિધ પ્રવૃત્તિઓના ભારણ વચ્ચે પણ સમયે સમયે બાળજીવોને ઉપયોગી શૈલિથી ખૂબ જ માર્મિક છતા સુંદર-પ્રાસાદિક પદ્ધતિએ નાની-મોટી રચનાઓ, અને નાના-મોટા ગ્રંથોનું સર્જન કર્યું છે

જીવનદીપને બુઝવી નાખવા તૈયાર થયેલી વિષમ રોગશય્યામા પણ પોઢેલા પૂજ્ય આગમોદ્ધારકશ્રીએ હજારો શ્લોક પ્રમાણ સાહિત્યનુ સર્જન કર્યુ છે

તેમાથી ચુંટીને ચતુર્વિધ શ્રીસંઘને સ્વાધ્યાય ચિંતન-મનનમા ઉપયોગી થાય તેવી સામગ્રીનો રસથાળ આ વિભાગમા રજુ કરવાની મંગળ ભાવના છે સ ]

---

આગમોદ્ધારક આગમવાચનાદાતા આગમસાર્વભૌમ ધ્યાનસ્થ
સ્વર્ગત આચાર્યદેવ
**શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજ રચિત**
**માર્મિક પદ્યરચનાઓ**

---

[ આ કૃતિ પૂ૦ આગમોદ્ધારકશ્રીએ ખૂબ જ પ્રૌઢ અને ગંભીર ભાષામા રચી છે, અને શ્રી સિદ્ધચક્ર (વર્ષ ૬ અ ૧૯ પૃ૦ ૪૨૫થી ૪૨૮)મા મુદ્રિત થએલ છે, છતા વર્તમાનકાળે ચોમાસાના અળસીયા

અજ્ઞાની જણ કિરિયા ગર્વી, શિશુસુખ અંગુલિકાજ,
મૃગતૃષ્ણા જલ લેવા દોડે. પય માખણ સુખ માટે.
—નવિ તે પામે રે, સુખ તે તરત ઉવેખીને ...ભવિ૦ ૧૦

માસે માસે કણસુખ લેતો, પચ્ચખાણ નિતપાસ.
દાન સહસ નિત દેતો ધેનુ, અજ્ઞાની સુખ આસ.
—સાઠ હજારે રે, તામલિ છઠ છઠ દાખીને ...ભવિ૦ ૧૧

કોડાકોડી વરસ નિરય દુઃખ. શ્વાસમાં જ્ઞાની કાપે,
ગચ્છપતિ અગીતારથ તે પણ, જિનવર ભવમાં થાપે.
—જ્ઞાન પ્રભાવે રે, શિવસુખ દેખીને....ભવિ૦ ૧૨

જ્ઞાનવંત તે દેશવિરાધક. કિરિયા દેશ આરાધ.
સમજી જ્ઞાન ધરો ભવિકા ચિત, લો આનંદ અગાધ
—શાન્તિ સહાયેરે, મળો સુખ સાખીને....ભવિ૦ ૧૩

॥ इति ज्ञानवादीमत ॥

## क्रियावादी स्वरुप

( ઢાલ ૨—અજિત જિણંદશુ પ્રીતડી ..એ દેશી )

કિરિયા કહે સુણો ચિત્તથી, કહું મુજથી હો જગના સુખ થાય કે,
જ્ઞાન જ્ઞાન જગ સહુ કરે, નવિ પામે હો કિરિયા વિણુ દાય કે.
કિરિયા૦ ૧

ભદ્ર ભોજનને નિહાલતાં. ગણતા જન હો ન લહે સુખ સ્વાદ કે,
ગંધ વિવિધ મન ધારતા, ભાવી ઇચ્છે હો શીત ઉષ્ણ આસ્વાદ કે.
કિરિયા૦ ૨

દેવગુરુધર્મ તત્ત્વને, જાણે નિતહો પણ કર્મનો બંધ કે,
આવે ન જ્યાં લગે આચરે, કિરિયાનો હો તેહ એહ સંબંધ કે.
કિરિયા૦ ૩

સમકિત લહી ભવ સાગરે, ભમે પુદ્ગલહો પરાવર્ત ઉપાર્ધ કે,
પણ જે રાચે આચારમા, થાય તે જીવહો તદ્ભવ અનુપાધ કે
કિરિયા૦ ૪

જ્ઞાની હોને ગતિ ચારમે, નહિ કિરિયા હો વિણુ મનુજની જાતિ કે,
સમ્યગ્જ્ઞાન પૂરવ કોડી, ધરે પણ નવિ હો મનપર્યવ ભાતિ કે
કિરિયા૦ ૫

લાખો પૂ વ જિન વર વચ્યા, નવિ પામ્યા હો કોઈ ચોથુ જ્ઞાન કે,
કર્મ ખપણ તપ આચરે હોવે, તસ હો તતક્ષણ શુભમાન કે
કિરિયા૦ ૬

શાસન મોહે પ્રૌઢ્યના, વળી ધરતા હો પ્રુમાગ્ગની રીતિ જિન કે,
મુનિવર નાન ગ્લાનિ, નવિ તે વિણુ હો શાસનની કીર્તિ કે
કિરિયા૦ ૭

કેવલી સમયમા જાણતા, ષટ્ દ્રવ્ય રે હો જડ ચેતન ભાવ કે,
લોક અલોક ગતિ જાતિને, ગુણપર્યાય હો વળી બધ સ્વભાવ કે
કિરિયા૦ ૮

ક્રોડ પૂરવ લગે મહાવ્રતા, દેત વળી હો ભવિજીવને બોધ કે,
પણ વિણ કિરિયા કોટીયે નવિ, પામ્યા હો કોઇ મુક્તિ અરોધ કે
કિરિયા૦ ૯

જગજાણે કેવળી જિનવરો, ભવિને વળી હો પ્રતિબોધન સાજ કે,
તીરથ થાપવા ગણપતિ, કિરિયાવત હો સવિ થાયે મહારાજ કે
કિરિયા૦ ૧૦

સમ્યગ્દર્શન જીવને, ભવભયથી હો કરે દૂરે અવશ્ય કે,
પણ ચરણે ચિત્ત લાગતા, ભવ આઠમા હો લહે શિવપુર વાસ કે
કિરિયા૦ ૧૧

નવિ કિરિયા ચિત્ત ધારતા, કહ્યા શાસ્ત્રે હો નવિ તે શુકલ પક્ષી કે,
કિરિયા ધારતા મોક્ષના, ભાખ્યા ભવિ હો તે શુકલપક્ષી કે
કિરિયા૦ ૧૨

# ॐ સાધુવર્યોનું કર્તવ્ય ॐ

( હરિગીત છંદ )

સાધુવર્યો ! સંચરો સર્વજ્ઞમત વિસ્તારવા ( આંકણી. )

માનતા નહિં જીવને જે તેહને મધુરોક્તિથી.
બહુ પ્રત્યય દુઃખને વળી સૌખ્યની પટુવ્યક્તિથી.
સમજાવજો પુન ઇંદ્રિયોના વિષયના એકત્વથી,
કરણને સાધન ગણી સમજાવજો જીવ તત્ત્વથી. ૧

સુખ દુ:ખકારણ કર્મ વિન નવિ બાહ્યપુદ્ગલ તત્ત્વથી,
સંયોગ શુભ ને અશુભમાં પણ દુઃખને સુખ ગત્ત્વથી.
મિથ્યાત્વસુખ પામી દશાને ગ્રહે આતમ પાપને;
સમ્યક્ત્વ બોધ ચરિત્ર યોગે નિર્જરે સવિ તાપને. ૨

સાશંસધર્મે બંધ છે વળી પુણ્યનો ભવિજીવને,
અનુકંપતાં સવિ સત્ત્વને છે સાતબંધ સદીવને.
નિજ આત્મરૂપ નિહાલતાં નિજમાં સદા નિજરૂપથી;
પ્રગટે જ દર્શન જ્ઞાન ચરણો આત્મજ્ઞાન સુરૂપથી. ૩

એમ તત્ત્વ સમજણ આપતા શુભ ધર્મ પથે લાવતા,
શ્રમણ શ્રમણી સચરો પ્રતિધામ સંયમ સાધતા.
પરમેશ્વરો નિજજ્ઞાનથી એ તત્ત્વસંતતિ ભાલતા;
સાતિશય વચને સદા ભાખે ભવોદધિ તારતા. ૪

રવિ કરે જિમ તેજથી અંધાર નાશન સર્વદા,
અજ્ઞાનતમને નાશતા જિનરાજ પરમેશ્વર સદા.
નવિ જંતુને દઈ દુઃખવૃક્ષો પ્હાડ પાણી પર્વતો;
ફરતો લહે વિભુતા પરંતુ શુદ્ધ આનન્દ લાવતો. ૫

—પૂ૦ આગમો૦ આચાર્ય દેવશ્રીના પદ્યસંગ્રહમાંથી

ધ્યાનસ્થ-સ્વર્ગત પૂ૦ આગમોદ્ધારશ્રીએ
ભયંકર માંદગીના પ્રસંગે પણ આખી જીંદગી ઝીલેલ
શ્રુતભક્તિના પરિણામે પ્રગટેલ અપ્રતિમ પ્રતિભા બળે
ટૂંકા પણ માર્મિક

## સુંદર—સુભાષિતો

(૪૬) धर्मात् कल्पद्रुमाद्यास्तद्,

धर्म केनोपमीयते ॥१८८॥

કલ્પવૃક્ષ વગેરે ધર્મથી મળે છે, તે માટે ધર્મ કોની સાથે સરખાવી શકાય ? અર્થાત્ ધર્મ કોઈની સાથે ન સરખાવાય (૧૮૮)

(૪૭) धन्योऽहं येन मया लब्ध,

समारतारणो बोधि ॥१८९॥

ધર્મનુ આરાધન કરવા વડે સંસારથી પાર ઉતારનાર એવા બોધિને હુ પામ્યો, તેથી હું વિશિષ્ટ ભાગ્યશાળી ધન્ય છુ (૧૮૯)

(૪૮) बोधिश्चरणादधिको ददाति यो,

नियमतो भवान्त द्राक् ॥१९०॥

જે નિયમથી ભવને અંત જલદી કરે છે તે બોધિ ચારિત્રથી પણ અધિક છે (૧૯૦)

(૪૯) बोधिं लभते धन्य—

स्ततोऽपि चरण लभेत धन्यतम ॥१९१॥

જે બોધિને પામે છે તે ભાગ્યશાળી છે, અને જે ચારિત્રને પામે છે તે તેનાથી પણ અત્યંત ભાગ્યશાળી છે (૧૯૧)

(૫૦) सोऽनून शममहिमा,

क्रूरा अपि सिद्धिमापुरनगारा ॥१९४॥

શમ=સમતાનો મહિમા કાંઈ ઓછો નથી, કેમ કે ક્રૂર જીવો પણ અણગાર સમતાના બળે-નિર્મોહી બની સિદ્ધિપદને પામ્યા છે (૧૯૪)

સમતામાં આરૂઢ થયેલ જીવ અર્થાત્ શ્રેણિમાં ચઢેલ જીવ કર્મ પુદ્ગલની અશુભ રસની શ્રેણિને નાશ કરે છે. (૨૩૯)

(૬૮) उपकारिषु रेखान्या नार्हतोऽवाप्यते भुवि ॥२४०॥

જગતમાં અરિહંત પરમાત્મા સિવાય બીજા કોઈનું સ્થાન શ્રેષ્ઠ ઉપકારી તરીકે નથી. (૨૪૦)

(૬૯) अन्योपकाराक्रमितो जिनो न ॥२४१॥

જિનેશ્વર ભગવાન કોઈના ઉપકાર નીચે દબાયેલા હોતા નથી. (૨૪૧)

(૭૦) अनर्घेयं रत्नवृष्टिः,
कलौ स्याद्याऽप्रमत्तता ॥२४४॥

કલિકાલમાં અપ્રમત્તપણુ તે જેની કિંમત ન આંકી શકાય તેવી રત્નવૃષ્ટિ તુલ્ય છે. (૨૪૪)

(૭૧) परस्वभावे रमण विहाय
रमस्व जीवात्मगुणे शुभे त्वम् ॥२४८॥

પર–સ્વભાવમા રમણતાને છોડીને હે જીવ ? તું શુભ એવા આત્માના જ્ઞાનાદિ ગુણ વિષે રમણતા કર ? (૨૪૮)

(૭૨) साध्यं समेति जिनमार्गगतो हि जीवः ॥२५०॥

જિનેશ્વરના માર્ગની મર્યાદામા ચાલનારો જીવ સાધ્ય (મોક્ષ)ને પામી શકે છે. (૨૫૦)

(૭૩) प्रभुशासनमापन्ना जीवा धन्यतमा इमे ॥२५१॥

ભગવાનના શાસનને પામેલા આ જીવો અત્યંત ભાગ્યશાળી છે. (૨૫૧)



# જ્ઞાન ક્ષાયોપશમિક ? કે ક્ષાયિક ?

## તાર્કિક સમજુતી

(પૂ. ધ્યાનસ્થ સ્વર્ગત આગમોદ્ધારક આ. શ્રી આનંદસાગર-સૂરીશ્વરજીએ નાનાવિધ શાસન-હિતકારી અનેક પ્રવૃત્તિઓમાં વ્યગ્ર હોવા છતાં બાલજીવોને ઉપયોગી અનેક નાની-મોટી કૃતિઓ રચી છે, જે કે શ્રી આગમોદ્ધારककृतिसंदोह નામે સાત ભાગમાં પ્રકાશિત થઈ ચૂકી છે, જેમાંથી "क्षायोपशमिकभाव" નામની એક કૃતિ જિજ્ઞાસુઓના હિતાર્થે ગુજરાતી ભાવાનુવાદ સાથે અપાય છે.

આ કૃતિ વિ. સં. ૨૦૧૫માં "श्री आगमोद्धारकग्रंथमाला क्रमांक ८ તરીકે પ્રકાશિત श्री आगमोद्धारककृतिसंदोह (પત્રાકારે) ભાગ ૧ (કૃતિ સંખ્યા ૭ પાનું ૫૫-૫૬)માં પૂ. શાસ્ત્રૈદમ્પર્યબોધક ગચ્છાધિપતિ શ્રીના સંપાદન તળે છપાયેલ છે.)

## क्षायोपशमिकभाव

शास्त्रेषु श्रूयते सूरे?, भावे क्षायिक एव हि ।
केवल शेषबोधस्तु, क्षायोपशमिके पुन ॥१॥

तत्र किं कारण? यस्मात्, केवलावरण ननु ।
प्रतिक्षण भवी सर्वोऽ-नुभवन् क्षपयत्यपि ॥२॥

अनुदीर्णस्य तस्य स्याद्, रसो मन्दो विशुद्धितः ।
ततः क्षायोपशमिको भावस्तत्रापि युज्यते ॥३॥

यथा क्षायोपशमिके, सम्यक्त्वे कर्मपुद्गला ।
मिथ्यात्वीया रसे मन्दा वेद्य ते नात्र किं तथा? ॥४॥

यथा देशक्षयोऽणूना, केवलावरणात्मना ।
तथा न किं रसस्याऽपि, नाशो लेशेन युज्यते ॥५॥

જે ગુણ ઉત્પન્ન થાય અને વિલીન થઈ જાય એવો અસ્થિર જે ગુણ હોય તે ક્ષાયોપશમિક ભાવનો કહેવાય, કેવલજ્ઞાનતો સાદિ અનંત હોય છે, તેથી ક્ષાયોપશમિક ભાવે કેવલજ્ઞાન ન હોય. (૧૩)

કેવલજ્ઞાનની પ્રાપ્તિ થયા પછી સત્તામાં કે ઉદયમાં પણ કેવલજ્ઞાનાવરણીય નથી હોતુ. તેથી પણ કેવલજ્ઞાન ક્ષાયોપશમિક નથી. (૧૪)

મતિજ્ઞાનાદિ ચાર જ્ઞાનો સંપૂર્ણ કદાએ થાય. તો પણ મતિજ્ઞાનાવરણીય આદિનો બંધ અને ઉદય હોય છે, તેથી મતિજ્ઞાનાદિ ચાર જ્ઞાનો ક્ષાયોપશમાદિક ભાવના છે. (૧૫)

સંપૂર્ણ મતિજ્ઞાનાદિ ચાર જ્ઞાનના વિષય તરીકે સર્વ પદાર્થો ક્યારેય પણ હોતા નથી, તેથી ચાર જ્ઞાન ક્ષાયિકભાવના શી રીતે સંભવે ? (૧૬)

શાસ્ત્રોમાં જે ચાર જ્ઞાનોનો બહોળો વિષય દર્શાવ્યો છે ને ક્ષાયોપશમિક ભાવની જ વિશિષ્ટ દશાનું સ્વરૂપ છે (૧૭)

આજ કારણે જ્ઞાનાવરણીય કર્મનો ઉપશમ (સર્વથા અનુદયાવસ્થા) હોતો નથી, કેમકે ચારે જ્ઞાનો સર્વથા સંપૂર્ણ કદી પણ સંભવિત નથી. (૧૮)

केवलं तु विना मोहो-पशमं नैव लभ्यते ।
मोहोपशम-भावे तु, विश्राम्येद् घटिकाद्वयम् ॥१९॥

पश्चात् केवलविघ्नस्यो-पशमायोद्यतो भवेत् ।
परं मोहोदयः शान्तः, पुनरायाति वेपनम् ॥२०॥

श्रद्धानदर्शनज्ञान-वीर्याद्या अंशतः सदा ।
सर्वेषामेव जन्तूनां, भवन्ति तारतम्यतः ॥२१॥

वर्धन्ते हानिमायान्ति चत्वारोऽप्येते आत्मनां ।
अतो मिश्रो मतोऽमीषां, भावः श्री जिनशासने ॥२२॥

यथा गुणा अवाप्यन्ते, नैतेषामुदये सति ।
तथा लब्धानपि घ्नन्ति, तदेते घातिनो मताः ॥२३॥

ज्ञानाद्याः न तदावारि-कर्मणामुदये सति ।
लब्धेष्वप्यावृत्तिस्तद्घ्न-कर्मणामुदये पुनः ॥२४॥

કેવલજ્ઞાન મોહનીયના ઉપશમ (ક્ષય) વિના કદી થતું જ નથી મોહને સર્વથા ક્ષીણ કર્યા પછી થોડી વાર વિસામો લઈ કેવલજ્ઞાનાવરણીય કર્મના ક્ષય માટે જીવ તત્પર બને છે, પણ જો મોહનીયને ને સર્વથા ક્ષીણ કરવા રૂપનો પ્રયત્ન ન હોય, માત્ર અનુદયાવસ્થા રૂપ ઉપશમ હોય છે, તો અગ્યારમા ગુણ૦ના સ્વભાવ પ્રમાણે અંત મુંહૂર્ત પછી ફરી મોહનીય કર્મ ઉદયાગત થઈ કેવલજ્ઞાનાવરણીયના ક્ષયના પુરુષાર્થને પ્રવર્ત્તવા દેતું નથી (૧૯-૨૦)

દરેક જીવમા શ્રદ્ધાન, દર્શન, જ્ઞાન, વીર્ય આદિ મૌલિક ગુણો અશરૂપે પણ તરતમતાએ હોય જ છે (૨૧)

આ ચારે ગુણો વિશિષ્ટ અવસ્થાએ ઘટે છે અને વધે છે, તેથી જિનશાસનમા ક્ષાયોપશમિક ભાવમા આ ચાર ગુણ દર્શાવ્યા છે (૨૨)

જેવી રીતે તે તે આવારકકર્મોના ઉદયથી આ ગુણો અનુભવાતા નથી, તથા મેળવેલા પણ આ ગુણોનો જ્ઞાનાવરણીય આદિ કર્મો ઘાત કરે છે, તેથી જ આ કર્મો ઘાતી તરીકે ઓળખાયા છે (૨૩)

જ્ઞાનાદિ ગુણો તે તે આવરણ કરનારા કર્મના ઉદયે હોતા નથી, કદાચ મેળવ્યા પણ હોય તો આવરણ કરનાર કર્મોના ઉદયે ચાલ્યા જાય છે (૨૪)

नाऽयाबाधसुखावाप्ति-र्जायतेऽसुमता भवे ।
कथ तदावृत्तिर्नूत्ना ? नेष्टा तदेतेऽघातिनो मता ॥२५॥

ज्ञानादेर्गुणवृन्दस्य, यथा ज्ञानादिरोधका ।
आत्मना तेन घातीनि, चत्वारि दुष्कृतानि तु ॥२६॥

तथाऽऽत्मनो निराबाध-सुखादेर्घातका इति ।
नामादीनि न किं घाति-व्यपदेशमवाप्नुयुः ॥२७॥

केवलज्ञानदृष्टिना-प्येते यावत्तदावृत्ते ।
उदय, न च लब्धे ते, इत्येते आवृतेर्बलात् ॥२८॥

ततो न किं मते ते ते, अघातिप्रकृती गणिन् ? ।
यत्साशः क्षोपमत्यादि-चक्षुर्दृग्यादिको गुण ॥२९॥

घनो यथैव सूर्याभां, सर्वथा वृणुते नहि ।
केवलज्ञानदृष्टिश्ने, न तथा ज्ञानदर्शने ॥३०॥

घनावृतस्य सूर्यस्य, कटच्छिद्रैर्यथा विभा ।
तथात्मनां तदाच्छादे, छद्मस्थज्ञानदर्शने ॥३१॥

વેદનીય આદિ કર્મના ઉદયે અવ્યાબાધ સુખ આદિ ગુણની પ્રાપ્તિ થતી નથી, તો તેને આવરણ કરનાર તરીકે કેમ ન માન્યું? જેથી કે તેઓને અઘાતી કર્મ માન્યા છે?

કેમ કે જે રીતે જ્ઞાનાદિ ગુણ સમૂહને જ્ઞાનાવરણાદિ કર્મો રોકે છે, માટે તે ચાર પાપ પ્રકૃતિ રૂપ ઘાતી કર્મ મનાય છે.

તે રીતે આત્માના નિરાબાધસુખાદિના ઘાતક નામ આદિ કર્મો છે, તો તેઓ પણ ઘાતી કેમ ન કહેવાય? (૨૫-૨૬-૨૭)

હે આચાર્ય ? કેવલજ્ઞાનાવરણીય અને કેવલદર્શનાવરણીયના ઉદયે કેવલજ્ઞાન-કેવલદર્શન નથી થતા, થયા પછી આવરણના બળે હણાતા નથી, તો કેવલજ્ઞાન-કેવલદર્શન અઘાતી કેમ નહીં?

(જવાબ) વત્સ! કેવળજ્ઞાનાવરણીય અને કેવળદર્શનાવરણીયના ઉદય છતાં મતિજ્ઞાનાદિ જ્ઞાન-ચક્ષુદર્શનાદિ દર્શનનો ઉપયોગ ચાલુ હોય છે. (૨૮-૨૯)

જેમ ગમે તેટલા ગાઢ વાદળો હોય તો પણ સૂર્યની સમસ્ત પ્રભા અવરાતી નથી, તેમ કેવલજ્ઞાનાવરણીય તથા કેવલદર્શનાવરણીય જ્ઞાન-દર્શન ગુણને સમગ્રપણે રોકતા નથી. (૩૦)

ગાઢ વાદળાંમાંથી પણ આવતી સૂર્યની પ્રભા ચટાઇના છિદ્રોના બંધ-અને ઉઘાડવાની ક્રિયાથી ઓછી વધતી અનુભવાય છે, તે રીતે ગાઢ વાદળ સમાન કેવલજ્ઞાનાવરણીય-કેવલદર્શનાવરણીયનું આવરણ છતાં સામાન્ય પ્રભારૂપ જ્ઞાન મતિજ્ઞાનાવરણીય આદિ ચાર આવરણોના ક્ષયોપશમથી તરતમતાથી અનુભવી શકાય છે.

આ રીતે જ તરતમતાવાળું જ્ઞાન અને દર્શન છદ્મસ્થોને હોય છે. (૩૧)

નોધ —આ કૃતિ ગમે તે કારણથી અપૂર્ણ જ રહી લાગે છે, પણ જ્ઞાનના ક્ષાયોપશમિક અને ક્ષાયિક ભાવની વિચારણા ખૂબ જ વિશદ રીતે તેમ જ માર્મિક શૈલિથી કરી છે, તેથી અપૂર્ણ પણ કૃતિ સ ક્ષિપ્ત ભાવાનુવાદ સાથે પ્રકટ કરી છે

આ કૃતિમા ૩, ૭, ૮, ૯, ૧૯, ૨૦, ૨૩થી ૨૯ ગાથાઓના મર્મ સ્પષ્ટ સમજાતા નથી, યથામતિ ક્ષયોપશમાનુસારે ભાવનુ આલેખન કર્યું છે, પણ જિજ્ઞાસુઓએ જ્ઞાની ગુરૂના ચરણોમા બેસી આના મર્મને સમજવા પ્રયત્ન કરવો સ



**શાસન-મહત્તા**

જેની જોડ જડે નહીં જગતમા
જે યોગક્ષેમ કરૂ,
જેના સુંદર યોગ થકી જ સુખમા
સાધે પદ જે ખરૂ ।
આવા પચમ કાળમા પણ જે સવિ
પાપ ન આડે વળી,
તે શ્રી વીર જિનેન્દ્ર શાસનવર
સ્નેહે નમુ લળી-લળી ॥

-પૂ આગમો૦ શ્રી રચિત ગૂર્જરકાવ્યસચયમાંથી

## 卐 તા ત્વિ ક વિ ચા ર ણા 卐

'तात्त्विकविमर्श'નો સરલ અનુવાદ

( વર્ષ ૧, ૫૦ ૪થી ચાલુ )

[ પરમપૂજ્ય ગીતાર્થ સાર્વભૌમ ધ્યાનસ્થ સ્વર્ગત આગમોદ્ધારક આચાર્યદેવશ્રીએ બાળ જીવોના હિતાર્થે અનેક નાની મોટી કૃતિઓ રચી છે, તેમાં આગમ અને સૈદ્ધાન્તિકગ્રંથોમાંના કેટલાક ગૂઢ માર્મિક સ્થલોના રહસ્ય સમજાવનાર છૂટક પ્રશ્નોત્તરોનો સંગ્રહ तात्त्विकविमर्श નામે श्री आगमोद्धारककृतिसंदोह (ભા. ૧)માં પ્રારંભમાં જ પ્રથમ કૃતિ તરીકે છપાયેલ છે.

જેમાં આગમો કે પ્રકરણ ગ્રંથોમાં આવતી અનેક ગુંચભરી બાબતોના ઝીણવટભર્યા ખુલાસા શાસ્ત્રાનુસારી સૂક્ષ્મ પ્રતિભાબળે સુસંગતરીતે પૂ૦ આગમો૦ શ્રીએ કર્યા છે.

તત્ત્વરૂચિ જિજ્ઞાસુ જીવોના હિતાર્થે તેનો બીજો હસો ગુજરાતી અનુવાદ સાથે અહીં આપવામાં આવે છે. સં૦ ]

દશપૂર્વધરશ્રી ઉમાસ્વાતીજી વાચકેન્દ્રે બનાવેલ શ્રી તત્ત્વાર્થસૂત્ર સ્વોપજ્ઞ ભાષ્યની કારિકાના કેટલાક પદો ઉપર સૂક્ષ્મ વિચારણા પૂ૦ આગમો૦શ્રી રજૂ કરતાં જણાવે છે કેઃ—

(५) यद्यपि श्रीवाचकमिश्राः 'एकादीनि भाज्यानी' ति 'मत्यादीनां ज्ञानानामादित एकादीनि भाज्यानी' ति. 'यस्य तु मतिज्ञानं तस्य श्रुतज्ञानं स्याद्वा नवे' ति च तत्त्वार्थे सभाष्ये 'एकादीन्येकस्मिन् भाज्यानि त्वाचतुर्भ्य इति' प्रशमरतौ च प्रतिपादयन्तः मतेः श्रुताविनाभावित्वं नाङ्गीचक्रुः, परमेतद्वचनं नरजन्मसुलब्धत्वकारणोपदर्शनपरं, यतोऽङ्गप्रविष्टादिश्रुतस्यैव सम्यग्दर्शन बलेन जीवकृता शुद्धता, तत एव च 'सम्यग्दर्शनशुद्धं यो ज्ञान' मिति तदाश्रितं वचनं, अवग्रहादेर्मतिज्ञानस्याक्षराद्यात्मकस्य श्रुतस्य भवप्रत्ययविभङ्गस्य तु (!) स्वत एव शुद्धिः, न च तदीयो व्यभिचारोऽपि, एवं च न सामान्याऽक्षरादिश्रुतव्यभिचारिणी मतिरिति।

જો કે શ્રી ઉમાસ્વાતિ વાચક ભગવતે-શ્રી તત્ત્વાર્થસૂત્ર (અ ૧, સૂ ૩૧)મા "મતિ આદિ ચાર જ્ઞાનમા પ્રથમથી-એકથી માડી (ચાર સુધી) ભજનાએ જાણવી" તથા સ્વોપજ્ઞભાષ્યમા- "જેને મતિજ્ઞાન હોય તેને શ્રુતજ્ઞાન હોય, ન પણ હોય!" એમ જણાવ્યુ છે, તથા પ્રશમરતિ પ્રકરણ (ગા ૨૨૬ ઉત્તરાર્ધ)મા- "એક જીવમા એકથી માડી ચાર સુધી ભજના જાણવી" આમ જણાવ્યુ છે

આ ઉપરથી "મતિજ્ઞાન શ્રુતજ્ઞાન સાથે હોય જ" એ વાત પૂ૦ ઉમાસ્વાતિજી મ૦ને માન્ય નથી જણાતી

પણ અહી "सम्यग्दर्शनशुद्ध" પદથી સમ્યગ્દર્શન સહિત જ્ઞાનની પ્રાપ્તિની વાત એટલે ગર્ભિત રીતે શ્રુતજ્ઞાન સહિત મતિ જ્ઞાનની વાત "મનુષ્ય જન્મને સફળ બનાવનાર કારણોને દર્શાવવાની વિવક્ષા"થી રજુ કરાઈ જણાય છે

કેમ કે-અગપ્રવિષ્ટ આદિ શ્રુતજ્ઞાનની નિર્મળતા સમ્યગ્ દર્શનના બળથી જીવકૃત-પુરુષાર્થજન્ય છે

આ કારણથી જ "सम्यग्दर्शनशुद्ध यो ज्ञानम्" એ વાક્યથી જ્ઞાનની નિર્મળતાનો આધાર સમ્યગ્દર્શન-આત્મપુરુષાર્થ દર્શાવ્યો છે

અવગ્રહ આદિસ્વરૂપ મતિજ્ઞાન, અક્ષરાદિ સ્વરૂપ શ્રુતજ્ઞાન અને ભવ-પ્રત્યય વિભગજ્ઞાન (!) સ્વત નિર્મળ હોય છે તે જ્ઞાનથી જણાતા સ્વરૂપમા કોઈ વિસવાદ પણ નથી હોતો

આ ઉપરથી આ મતિજ્ઞાન (સમ્યક્ મતિજ્ઞાન) અક્ષરાદિ સ્વરૂપ શ્રુતજ્ઞાન સિવાય માન્ય પણ નથી

एव पुलाकाद्यधिकारे श्रुते नाऽङ्गप्रविष्टाऽऽदिविचार सिद्धाधिकारे च पूर्वप्रज्ञापनया 'नैकज्ञान' इत्युदाजहुरिति ।

આ રીતે પુલાક સાધુના વર્ણન પ્રસગે (શ્રી તત્ત્વાર્થ સૂત્ર અધ્યાય ૯, સૂ ૪૯ના સ્વોપજ્ઞ ભાષ્યમા) શ્રુતજ્ઞાન તરીકે અગપ્રવિષ્ટ આદિ

શાસ્ત્રીય જ્ઞાન નથી લીધું તેમજ સિદ્ધોના અધિકાર ( અ. ૧૦, સૂ. ૭ના સ્વોપજ્ઞ ભાષ્ય)માં "ભૂતપૂર્વનયથી બે જ્ઞાનવાળા સિદ્ધ થાય એમ જણાવ્યું છે. એક જ્ઞાનવાળા સિદ્ધ ન થાય" એમ જણાવ્યુ છે.

**નન્દ્યાદિષુ અંગપ્રવિષ્ટ સમ્યક્શ્રુતાદિષ્વેવ જ્ઞાનાઽજ્ઞાનત્વ-વિચારઃ શ્રુતમાશ્રિત્ય, લોકોત્તરલૌકિકશ્રુતભેદયોરેવાઽઙ્ગીકર્તૃપરિ-ણતિવલેન સમ્યગિતરપરિણામાત્-અક્ષરાદીનાં સહૈવ સમ્યક્ત્વ-મિથ્યાત્વાભ્યાં તથ્યેતરપરિણામઃ, ન તુ જીવપરિણમનસ્ય વલાદિતિ ॥**

શ્રી નંદીસૂત્ર આદિમાં અંગપ્રવિષ્ટ સમ્યગ્ શ્રુતજ્ઞાનના ભેદોમાં જ જ્ઞાન અને અજ્ઞાનપણું વિચાર્યુ છે.

અર્થાત્ અંગીકાર કરનારાની પરિણતિના આધારે સારા-ખોટા પરિણમનના કારણે માત્ર લૌકિકશ્રુત અને લોકોત્તર શ્રુતના ભેદોમાંજ મિથ્યાત્વ-સમ્યક્ત્વની સાથે અક્ષરાદિ જ્ઞાનને, જીવે શુદ્ધપણે પરિ-ણમાવવાના કરેલ પુરુષાર્થના બળે સમ્યક્મિથ્યાપણે નથી ઘટાવ્યુ, પણ સારા ખોટા પણે પરિણમન જણાવ્યુ છે.

આ રીતે શ્રી તત્ત્વાર્થ ભાષ્યની સબંધ કારિકાના પ્રથમ શ્લોકનું રહસ્ય પૂર્ણ થયુ.

**(૬) શબ્દ સંકેતગ્રહણ-તત્સ્મરણ-પ્રત્યભિજ્ઞાનાનાં મત્યભિન્નત્વં, તથાપિ સત્યાદિપ્રતીતિસ્તુ વક્તૃગુણ વિશેષોદ્ભવૈવેતિ ભિન્નં શ્રુતં મતેઃ, અતઃ એવ ચાઽઙ્ગાદિશ્રુતસ્યૈવોક્તિઃ શ્રુતત્વેન ।**

આ ટિપ્પણ પ્રથમ અધ્યાયના ૧૩મા સૂત્ર ઉપરનું છે.

આ સૂત્રમાં મતિજ્ઞાનના પર્યાયવાચી શબ્દો જણાવ્યા છે, જે ઉપરથી શ્રુતજ્ઞાનનો વિષય પણ મતિજ્ઞાનમાં આવી ગયાનો ભ્રમ થવા સંભવ છે. તેથી જણાવે છે કે—

"યદ્યપિ શબ્દના સંકેતનું જ્ઞાન તેનું સ્મરણ, ઓળખાણ, આ બધા જ્ઞાનના પ્રકારો શ્રુતજ્ઞાનરૂપ દેખાવા છતાં અહી મતિજ્ઞાનના પર્યાયરૂપે જણાવ્યાં છે. તથાપિ આ બધા પ્રકારોના સત્યાસત્યનો નિર્ણય તો વક્તાના પોતાના જ્ઞાન વિશેષ પર અવલંબિત છે, એટલે

તે સ્વરૂપે તેને ઓળખવા માટે શ્રુતજ્ઞાનરૂપ આ ભેદો બની જ જાય છે

માટે જ શ્રુતજ્ઞાનના સ્વરૂપ અને ભેદોમા અગ પ્રવિષ્ટ અને અગ બાહ્યશ્રુતની જ વાત વિચારાઈ છે"

બાકી બધુ શ્રુતજ્ઞાન તો વ્યવહારમા અનુભવસિદ્ધ જ છે

(૭) 'जीवाना हि स्पार्शनादितयैव ज्ञान न तु प्रत्यक्षाऽऽदितये'-ति न्याय्य मत्यादितया विभजन, प्रत्यक्षाऽऽदिविभागस्तु विद्वत्समाजसाधितः ।

આ ટિપ્પણ શ્રી તત્ત્વાર્થ અ૦ ૧, સૂ૦ ૯ ઉપરનું છે

અહીં વિચાર એમ કર્યો છે કે-કદાચ કોઈને એમ શકા થાય કે-જ્ઞાનના પ્રતિપાદન વખતે અન્ય દર્શનકારોએ જેમ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, આગમ આદિથી થનારૂ જ્ઞાન એમ જણાવ્યુ છે તેમ ન બનાવતા અહીં મતિ આદિ રૂપે પાચ ભેદ જ્ઞાનના કેમ જણાવ્યા? એના સમાધાનમા પૂ૦ આગમો૦ શ્રી જણાવે છે કે—

જીવોને જ્ઞાનની ઉત્પત્તિ ઇન્દ્રિય અને નોઇન્દ્રિયથી તથા આત્માથી સીધુ એમ બે રીતે થાય છે, પ્રત્યક્ષાદિપણે કઈ જ્ઞાન નથી થતું, પ્રત્યક્ષાદિ નામો તો વિદ્વાન્-પુરુષોએ વ્યવહારની અનુકૂળતા માટે કર્યા છે

હકીકતમા જીવોને ઉત્પન્ન થવાની દૃષ્ટિએ ઇન્દ્રિય નોઇન્દ્રિયજન્ય મતિજ્ઞાનાદિ અને આત્મપ્રત્યક્ષ અવધિજ્ઞાનાદિ અનુભવાય છે

તેથી અહીં મતિજ્ઞાન આદિરૂપે જ્ઞાનનું સ્વરૂપ નિર્દેશ્યુ છે

જિનશાસનની વિશિષ્ટ પ્રતિપાદન શૈલિનો આ એક નમૂનો છે

(૮) क्रमशः प्रवृद्धैरिन्द्रियैस्तद्विषयज्ञानवृद्धिरिति स्पार्शना-ऽऽदिरूप-मतिरेवाऽऽद्यौ युक्ता, युक्त च तदावरण, न तु प्रत्यक्षाऽऽदितयाऽऽविर्भावोत्क्रम , न च तत्तदावरणमिति ।

વળી આત્માના જ્ઞાનગુણના વિકાસક્રમમા સ્પર્શનેન્દ્રિયથી ઉત્તરોત્તર ઇન્દ્રિયોની પ્રાપ્તિના આધારે જ્ઞાનની માત્રા ઇન્દ્રિયજન્ય

તરીકે જ વધે છે, અને આવરણ રૂપ જ્ઞાનાવરણીય કર્મ પણ તે રીતે જ ખસે છે, પણ પ્રત્યક્ષ આદિ પણે જ્ઞાન ઉપજતું નથી, ઇન્દ્રિજન્ય જ્ઞાનનું આવરણ કરનાર કર્મ છે, પણ પ્રત્યક્ષાદિને આવરણ કરનાર કર્મ નથી, તેથી અહીં તત્ત્વાર્થકાર મહર્ષિએ ઇન્દ્રિયજન્ય જ્ઞાનનું નિરૂપણ કર્યું છે, પણ પ્રત્યક્ષાદિ રૂપે નિરૂપણ નથી કર્યું, તે વ્યાજબી છે.



### માર્મિક-વ્યાખ્યાઓ

* જૈનધર્મનો પાયાનો સિદ્ધાંત કર્મનિર્જરા છે, તે વિનાની ધર્મની આરાધના વર વિનાની જાન જેવી છે.

* મોક્ષના રાજમાર્ગનો પહેલો માઈલ સ્ટોન સમ્યક્ત્વનો, બીજો દેશવિરતિનો, ત્રીજો સર્વવિરતિનો જાણવો.

–પૂ૦ આગમો૦શ્રીના પંચાશકના વ્યાખ્યાનમાંથી




(ધ્યાનસ્થસ્વ આગમસમ્રાટ્ પૂ આગમોદ્ધારકશ્રીના તત્ત્વાનુસારી ઐદમ્પર્યસ્પર્શી આગમિક ચિંતન-મનનનો લાભ જિજ્ઞાસાબુદ્ધિથી તે તે અવસરે પૃચ્છા-પરિપૃચ્છા દ્વારા ભાવુક-મુમુક્ષુ આત્માઓએ લીધેલો અને તે તે પુણ્યશાલી વ્યક્તિઓએ નોંધી લીધેલ તેવા સુસ્પષ્ટ પ્રશ્નોત્તરોનો સગ્રહ આ વિભાગમા આપવાનો વિચાર છે

ધ્યાનસ્થસ્વર્ગત આગમવાચનાદાતા પૂ **આગમોદ્ધારકશ્રીના** શિષ્યરત્ન શાસનદીપક શ્રી સિદ્ધચક્રારાધનતીર્થ (ઉજ્જૈન)ના ઉદ્ધારક સ્વ **પૂ આ૦ શ્રી ચદ્રસાગરસૂરીશ્વરજીના** વિશાલ શાસ્ત્રસગ્રહને જ્યા સુરક્ષિત રાખવામા આવેલ છે તે **શ્રી ચદ્રસાગરસૂરીશ્વર જૈન જ્ઞાનમદિર** ઉજ્જૈનના પ્રધાન કાર્યવાહક ધર્મપ્રેમી **શ્રી કુદનમલજીએ** શ્રુતભક્તિથી **"આગમજ્યોત"** પ્રતિ મમતા દાખવી પ્રકાશનાર્થે મોકલી આપેલ અપ્રકાશિત વ્યાખ્યાનોના છ બડલોમાથી પેન્સીલથી લખેલ છૂટક પ્રશ્નોત્તરોના પાના અસ્તવ્યસ્તરૂપે મળી આવ્યા, મહા પ્રયત્ને સબધ મેળવી બધા પાના ભેગા કરતા **પચાશક** ગ્રથના ચોથા-પાચમા પચા૦ની નવાગી વૃત્તિકાર **પૂ આ અભયદેવસૂરીશ્વરજી મ૦**ની ટીકાનુસારે કેટલાક પ્રશ્નોત્તરો બધ બેસતા મળ્યા,

આ પ્રશ્નોત્તરોના પ્રારભે આવરણ પૃષ્ઠ તરીકે રખાયેલ કોરો કાગળ પણ મળી આવ્યો, જેના ઉપર **"શ્રી પચાશકના પ્રશ્નોત્તર ઉપા દેવેન્દ્રસા લે-દૌલત"** આવુ લખાયેલ છે

તે ઉપરથી આ પ્રશ્નોત્તરોનું સંકલન પૂ૦ ગણીવર્ય શ્રી દૌલતસાગરજી મ૦ કર્યું હોય એમ લાગે છે.

ચોથા પંચાશક સંબંધી પાંચ પ્રશ્નોત્તરો પ્રથમ વર્ષના ચોથા પુસ્તકમા (પૃ. ૨૫થી૨૭) છપાયા છે, બાકીના અહીં અપાય છે. સં.)

પ્રશ્ન-૬ જીવાભિગમ આદિ શાસ્ત્રોમાં શેરડીના રસ વિગેરેનું પ્રભુ પૂજાના અધિકારમાં કથન નથી તો પછી પ્રભુ પૂજામાં જલ આદિ શબ્દથી શેરડીનો રસ, ઘી, દૂધ વિગેરે પ્રક્ષાલમા કેમ લેવાય છે?

ઉત્તર-જીવાભિગમ આદિ શાસ્ત્રોમાં નહિ કહેલા બલિ, દીપ, ગોરોચન વિગેરેનું અહિ પૂજામાં જણાવેલ છે. એટલે કોઈ શાસ્ત્રમાં ન હોય અને બીજે નિર્દેશ કરેલો હોય તો આજ્ઞા અવિરૂદ્ધ હોય તે નિષેધવા લાયક નથી.

પ્રશ્ન-૭ ઘી આદિમાં સુંદર ગંધરહિતપણુ છે, એટલે ગંધ રહિત પદાર્થોથી પ્રભુપ્રક્ષાલ કરવો યોગ્ય નથી, અથવા પ્રભુપૂજામાં કયા પદાર્થનો ઉપયોગ કેવી રીતે કરવો તેની શી મર્યાદા છે?

ઉત્તર-પ્રભુપૂજામાં સુગંધ આદિ કરીને યુક્ત ઉત્તમ ઘી વિગેરે દ્રવ્યોનો ઉપયોગ એવી રીતે કરવો કે જેથી શાસનની શોભા વધે અને પૂજા કરનારને ભાવોલ્લાસ થાય બીજા દર્શન કરનારને પણ ભાવોલ્લાસમાં કારણભૂત થાય છે. લખ્યુ છે કે, "जह रेहति तह०" (પંચા. ૪ શ્લો. ૧૯) એટલે પૂજા કરનાર જેવી રીતે ભાવોલ્લાસના હેતુથી પ્રભુપૂજામાં અગરચના આદિ શોભે તે પ્રમાણે કરે તે રીતે ઉત્તમ પૂજાદ્રવ્યોથી યોગ્ય રીતે પૂજા આદિ કરે

પ્રશ્ન-૮ વિશિષ્ટ પ્રકારના ઉત્તમ પુષ્પાદિ વડે કરીને પ્રભુપૂજા કરવી એમ શાથી?

ઉત્તર-ઉત્તમ એવા સાધનો દ્વારા-એ કરાતી પૂજાથી પ્રાયે કરીને જીવને ઉત્તમ પરિણામ થાય છે, છતાં એવા કોઈ ક્લિષ્ટ કર્મવાલા આત્માને ઉત્તમ દ્રવ્ય હોવા છતાં શુભ પરિણામ ન થાય, ને કોઈક આત્માને ઉત્તમ દ્રવ્ય વગર પણ ઉત્તમ ભાવ થઇ જાય એ જણા-

વવા માટે અહિ "પ્રાય" શબ્દ મૂક્યો છે પણ "द्रव्यविशेषात् भावविशेषः" એ ન્યાયે ઉત્તમ દ્રવ્યથી શુભ ભાવ થાય કે જે શુભ ભાવ અશુભ કર્મના ક્ષયમા હેતુભૂત થાય છે એટલે ઉત્તમ પદાર્થનુ ગ્રહણ એ શુભ ભાવમા અદ્વિતીય કારણ છે,

વળી પૂજક એમ પણ સમજે છે કે જિનેશ્વર દેવની પૂજા ભક્તિમા આવા વિદ્યમાન ઉત્તમ પદાર્થોનો ઉપયોગ એજ શ્રેષ્ઠ છે મળેલી વસ્તુની સાર્થકતા જ એમા છે નહિતર તે પદાર્થો જો શરીર, પુત્ર, સ્ત્રીના સત્કારમા વપરાય તો સસારની વૃદ્ધિ માટે થાય છે ત્યારે ભવ્યાત્માઓ જે ઉત્તમ દ્રવ્યોનો ઉપયોગ જિનેશ્વરની ભક્તિમા કરે છે, તે સસારના નાશ માટે થાય છે, અને પ્રભુ ભક્તિમા ઉત્તમ પદાર્થોને તે જ વાપરી શકે છે કે જે ત્યાગની ને ત્યાગ કરનાર તીર્થંકરની મહત્તાને સમજતો હોય માટે શ્રેષ્ઠ એવી પુષ્પાદિક સામગ્રી વડે પ્રભુપૂજા કરવી

પ્રશ્ન-૯ સ્તુતિ આદિ-ભાવ પૂજા શ્રેષ્ઠ કેમ ?

ઉત્તર-સ્તુતિ-સ્તોત્રો આદિના અર્થોનું જાણપણું થયે છતે અવશ્ય શુભ અધ્યવસાય થાય છે, કહ્યુ છે કે "ઉત્તમ સ્તોત્રોના અર્થોનું જ્ઞાન પ્રાયે કરીને શુભ પરિણામ ઉત્પન્ન કરે છે"

પ્રશ્ન-૧૦ તો અર્થના બોધવાલા જીવોથી કરાતી સ્તુતિ સ્તોત્રો રૂપ ભાવપૂજા જ શ્રેષ્ઠ છે, પણ જે સ્તુતિ-સ્તોત્રોના અર્થો જાણતા નથી તેવા જીવોથી કરાતી સ્તુતિ-સ્તોત્રો રૂપ ભાવપૂજા શું શ્રેષ્ઠ નથી ?

ઉત્તર-ના, એમ નથી જેણે સ્તુતિ-સ્તોત્રોના અર્થો જાણ્યા નથી એવા આત્માઓને પણ શુભ પરિણામ હોવાથી અર્થો નથી જાણ્યા એવા સ્તુતિ-સ્તોત્રો રૂપ ભાવપૂજાથી પરિણામની નિર્મલતા થાય છે દષ્ટાત તરીકે જેના ગુણો નથી જાણ્યા એવું રત્ન પણ ગુણકારી થાય છે, અથવા ઔષધનું સામર્થ્ય નહીં જાણનાર રોગીને ઔષધથી જેમ જ્વરાદિક નાશ પામે છે, તેવી રીતે સ્તુતિ-સ્તોત્રોના

-અર્થ નથી જાણ્યા એવા આત્માને પણ કર્મલક્ષણ જ્વરાદિક નાશ પામે છે.

**પ્રશ્ન-૧૧** જ્યારે ચૈત્યવંદનાના અંતે "જય વીયરાય" સ્વરૂપ પ્રણિધાન કરવાનું કહ્યું, પણ તે તો પ્રાર્થના સ્વરૂપ છે ને નિયાણાની માફક પ્રાર્થના પણ ત્યાગ કરવા લાયક નથી શું ?

ઉત્તર-ના, કુશળ-પ્રણિધાન શબ્દથી પ્રાર્થનાને નિયાણાપણું ઘટતું નથી, છતાં મંદ બુદ્ધિવાળો શિષ્ય વિશેષણના મર્મને સમજી ન શકે તેને પ્રાર્થનામાં નિયાણું નથી એ સ્પષ્ટ સમજાવવા માટે લખ્યુ છે કે—

"કુશલ પ્રણિધાન એટલે પ્રવૃત્તિ આદિનુ હેતુભૂત, જે પ્રણિધાન અર્થાત્ **પ્રાર્થના તે આર્ત્તધ્યાન સ્વરૂપ નિયાણું નથી** એટલું જ નહિં પણ आरुग्गबोहिलाभं સમાન પ્રાર્થનારૂપ છે."

વળી શુભ-પરિણામના હેતુભૂત હોવાથી નિયાણું નથી. જો કે આગમમાં નિયાણાનો નિષેધ છે, તો પ્રણિધાન જો નિયાણા સ્વરૂપ હોત તો તેના પણ નિષેધનો પ્રસંગ આવત પણ **પ્રણિધાન એ નિયાણું નથી.**

**પ્રશ્ન-૧૨** ચૈત્યવંદનના અંતે પ્રણિધાન ન કરાય તો શો વાંધો ?

ઉત્તર-આવી રીતે ચૈત્યવંદનના અંતે પ્રણિધાન ન કરવાથી શું કોઈ ઇષ્ટ સિદ્ધિ છે ? નથી ! તો હાની તો છે જ કે પ્રણિધાન ન કરવાથી ચૈત્યવંદનાદિ અનુષ્ઠાન પ્રણિધાન (એકાગ્રતા) શૂન્ય અનુષ્ઠાન કે દ્રવ્ય અનુષ્ઠાન અવશ્ય કહેવાય છે.

જ્યારે ઇષ્ટાર્થની સિદ્ધિમાં આ પ્રણિધાન કારણભૂત છે તેથી ચૈત્યવંદનાને અંતે પ્રણિધાન અવશ્ય કરવું તે સંગત છે.

વળી પ્રણિધાન શબ્દના બે અર્થ છે. (૧) **એકાગ્રતા** ને (૨) **પ્રાર્થના** તેમાં એકાગ્રતા સમગ્ર અનુષ્ઠાનમાં રાખવાની છે, નહિતર દ્રવ્ય અનુષ્ઠાન થઇ જાય. જ્યારે પ્રાર્થના ચૈત્યવંદનને અંતે હોય છે તેમાં પણ પ્રાર્થના હમેશા અવિદ્યમાન-વિષયવાળી હોય છે.

તેથી ભવનિર્વેદાદિ પ્રાર્થનીય પદાર્થની સુદરતા પ્રાપ્ત કરવા માટે તેને યોગ્ય જે અવસ્થા હોય તે અવસ્થામા આ પ્રણિધાન અવશ્ય કરવુ જોઇએ, પણ આ પ્રણિધાન સર્વ અવસ્થામા કરવુ જ જોઇએ એમ નહિ

જો કે આ સબધમા બીજા આચાર્યો એમ જણાવે છે કે પ્રાર્થનીય એવા જે ભવનિર્વેદાદિ તેનું જે અનતર ફલ અપ્રમત્ત ગુણઠાણું ને પરપર ફલ જે મોક્ષ તેની અપ્રાપ્તિ એ આ પ્રાર્થના-સ્વરૂપ પ્રણિધાન કરવુ ઉચિત છે

વળી પ્રાર્થના કરનારને પ્રાર્થનીય વસ્તુ સામાન્ય હોય છે છતા પ્રાર્થનીય-ભવનિર્વેદાદિનું જે ફલ તેની સિદ્ધિ માટે જ પ્રાર્થના કરાય છે અને વિશિષ્ટ પરાકાષ્ઠાએ પહોચેલા જ ભવનિર્વેદાદિ પ્રાર્થનીય પદાર્થો પોતાના ફલને સાધી શકે છે

આ વાત સ્પષ્ટ કરતા જ્ઞાનીઓ જણાવે છે કે સાતમા ગુણસ્થાનકથી પૂર્વના એટલે ૧ થી ૬ ગુણઠાણાવાળા આત્માઓને આ પ્રણિધાન ઉચિત છે અને સાતમા ગુણસ્થાનકથી ૧૪ ગુણઠાણા સુધીના આત્માઓ રાગ રહિત હોવાથી પ્રાર્થના કરવાવાલા હોતા નથી કહ્યુ છે કે- "मोक्षे भवे च०" ઉત્તમ મુનિઓ મોક્ષમા કે સસારમા સર્વ ઠેકાણે સ્પૃહા વગરના હોય છે

તા ક અહિં કેટલાક સમજુ લોકો પણ પ્રાર્થના શબ્દનો અર્થ આશસા કરે છે, અને આશસાને નિયાણું એક કરી નાખે છે, પરતું ધ્યાન રાખવુ કે આશસા ને નિયાણું જુદુ છે, પણ એક નથી, એટલુ જ નહિ પણ તે વાતનું સમર્થન ઠાણાગજી વિગેરે આગમોમા પણ છે

પ્રશ્ન-૧૩ મોક્ષના કારણોની પ્રાર્થના નિયાણું નથી તો પછી તીર્થંકરપણું એ પણ એક મોક્ષનું કારણ છે ને દશાશ્રુતસ્કધ આદિ આગમોમા તીર્થંકરપણાની પ્રાર્થનાનો નિષેધ બતલાવ્યો છે તો તેનું શું કારણ ?

**પ્રશ્ન-૧૧** 'મતિપૂર્વક શ્રુત' એમ કહેવાય છે, તો તેમાં અવગ્રહ આદિમાંથી કઇ મતિ લેવી ?

**ઉત્તર**–એક પ્રકારની ધારણાનો પ્રકાર એટલે વાસના અને તેનાથી (ઉપજતી) ઊહા એ શ્રુતજ્ઞાનમાં કારણ છે, અને તે ઊહા શ્રુતના ઉપયોગના કાળમાં પણ હોય છે.

**પ્રશ્ન-૧૨** સમ્યગ્દૃષ્ટિઓનું મતિજ્ઞાન મતિજ્ઞાનપણે કે આભિનિબોધિકપણે કહેવાય છે, તો શું છદ્મસ્થ એવા પણ સમ્યગ્દૃષ્ટિઓ સંશય વગેરેથી દૂર જ છે ?

**ઉત્તર**–જેમ આવશ્યકાદિમાં લૌકિક, કુપ્રાવચનિક અને લોકોત્તરપણે ત્રણ ભેદ છે, તેમ આ મતિજ્ઞાનમાં પણ તે જ ત્રણ ભેદ લેવાના છે. અને આજ કારણથી કુપ્રાવચનિકોએ માનેલા કર્તૃત્વ આદિ બાબતોમાં તે સંશયાદિવાળા હોતા જ નથી.

લોકોત્તર એવા જ્ઞાન આદિ બાબતોમાં સમ્યગ્દૃષ્ટિ કોઇ વખત સંશય આદિવાળા થાય છે, તો પણ '**तमेव सच्चं**' **इत्यादि** આગમના વચનરૂપ અર્ગલાથી સાધ્ય (મોક્ષ વિગેરે) આદિમાં–નિશ્ચયવાળા હોય છે.

લૌકિક સંશયાદિ થવા છતાં પણ તે શ્રદ્ધાદિકના નિશ્ચયને તિરસ્કાર કરવાને સમર્થ થતા નથી.

એ માટે ઠીક જ કહ્યું છે કે–"સમ્યગ્દૃષ્ટિઓનું મતિજ્ઞાન તે આભિનિબોધિક જ્ઞાન છે (અને તે સંશયાદિ રહિત છે.)

**પ્રશ્ન-૧૩** દેવ અને ગુરૂ[ની] આકાર ધારણ કરનાર હોવાથી ચિત્રકર્માદિમાં (તેમની) સદ્ભાવસ્થાપના સંભવિત છે, પણ જ્ઞાનની તેવા પ્રકારની (આકારવાળી) સદ્ભાવસ્થાપના કેવી રીતે સંભવે ?

**ઉત્તર**–એમ જો કહેતા હો તો ગ્રંથિમ (!) વગેરેમાં (શાસ્ત્રો–લિપિ ગ્રંથોમા) તે–તે લિપિઓનો ઉલ્લેખ કરવાથી તેવા પ્રકારની (લિપિરૂપે જ્ઞાનની) સદ્ભાવ સ્થાપના થાય છે. તે ગ્રન્થો વડે તથા પ્રકારે સદ્ભાવ સ્થાપના જાણવાને શક્તિમાન થવાય છે. અને તે પ્રમાણે અક્ષર અને તેના આકારનું ઐક્ય જાણવું સહેલું જ છે.

આકાર પણ પદાર્થ છે એથી તુલ્ય અભિધાનપણામા શકાનો લેશ પણ નથી આકારથી જ અર્થ જણાય છે અર્થ એ જ જેને સ્થાપન કરવો (કહેવો) છે, તેને અનુસરતો આકાર છે આ પ્રમાણે હોવાથી "अर्थाभिधान०" એ જગો પર એનો પૃથક્ નિર્દેશ કર્યો નથી *

**પ્રશ્ન-૧૪** નામ અને સ્થાપનામા અનાકાર અને આકારપણુ (પણાનો ભેદ) સ્પષ્ટ હોતે છતે આ બેમા શો તફાવત છે ? એવા પ્રકારનો પ્રશ્ન કેમ થયો ?

**ઉત્તર-**"તમારી વાત ઠીક છે, કે નામ અને સદ્ભાવ સ્થાપનામા તફાવત સ્પષ્ટ છે, પણ અસદ્ ભાવ સ્થાપનામા નામકરણ જ વિશેષ છે એથી એ પ્રશ્ન કરવામાં આવ્યો છે

**શંકા-અનુયોગ દ્વારમા** નામ પ્રાય યાવત્કથિક છે, અને અને સ્થાપના યાવત્કથિક, ઇત્વરિક એટલે અલ્પકાલિક છે એવુ સમા

---

* આ પ્રશ્નોત્તરમા પૂ૦ આગમોદ્ધારકશ્રીનો આશય એવો જણાય છે કે-'અરૂપી જ્ઞાનથી સદ્ભાવસ્થાપનાની સગતિ આ પ્રમાણે જાણવી કે શાસ્ત્રોમા અઢાર જાતની લિપિઓ દર્શાવી છે લિપિઓમાં તે તે વર્ણોને ઓળખવા માટેની વિશિષ્ટ રચના આકૃતિ વિશેષ હોય છે તે તે લિપિના અક્ષરો યોગ્ય રીતે સયુક્ત બની વિશિષ્ટ પદાર્થનુ જ્ઞાન કરાવનાર બને છે

આ ઉપરથી લિપિ=અક્ષરોનો આકાર જે કે યથાર્થ-સદ્ભાવ રૂપ છે, તે આકાર એને તેનાથી થતુ જે જ્ઞાન તે જન્ય-જનક ભાવથી સબધિત છે, એટલે કારણરૂપ લિપિ-અક્ષરોમા કાર્ય રૂપ જ્ઞાનની સદ્ભાવસ્થાપનાનો ઉપચાર થઈ શકે છે

આકાર અને તેનાથી સમજાતી વસ્તુ એ બે વચ્ચે કઈ બહુ અતર નથી તેથી જ તો પ્રામાણિક પુરુષોએ "अर्थाभिधानप्रत्ययास्तुल्यनामधेया" એ પરિભાષામાં અર્થ=ચીજ અને અભિધાન=ચીજને ઓળખાવનાર શબ્દ અને તેનાથી થતું જ્ઞાન (પ્રત્યય) ત્રણેને એકરૂપ જણાવ્યા છે

આ રીતે અરૂપી જ્ઞાનમાં પણ તે જ્ઞાનને ઉપજવામાં કારણરૂપ લિપિ-અક્ષરોની અપેક્ષાએ સદ્ભાવસ્થાપનાની સગતિ પૂ૦ આગમોદ્ધારક આચાર્ય દેવશ્રીએ વિશિષ્ટ શ્રુતાનુસારી ક્ષયોપશમ બળે કરી હોય એમ લાગે છે -સપાદક

ધાન આપ્યું છે, પણ નામમાં 'પ્રાયઃ' શબ્દથી અને સ્થાપનામાં 'વિકલ્પ' શબ્દથી (બન્ને વચ્ચે ભેદ નથી, એવું દર્શાવી શકે તેવું) સમાધાન તો સરખું જ છે તે કેમ ?

સમાધાન–વાત સાચી ! પણ નામ ભલે પ્રાયઃ યાવત્કથિક કીધું હોય પણ કોઈક પ્રસંગ વિશેષે નામ પલટવા છતાં પણ દ્રવ્યની હયાતી હોય ત્યાં સુધી ભૂતપૂર્વ તરીકે પણ નામ કાયમ રહે છે, જ્યારે સ્થાપનામાં તો ઈત્વારિક ભેદમાં પલટો થયા પછી ભૂતપૂર્વ સ્થાપનાનો વ્યવહાર નથી દેખાતો.

એટલે શ્રી અનુયોગદ્વારસૂત્રમાં નામ–સ્થાપના વચ્ચે ભેદ બતાવનાર ઈત્વરિક–યાવત્કથિકની જે વાત છે તે સંગત છે. નામને પ્રાયિક કહેવા પાછળ આશય એ છે કે–'દ્રવ્ય તદવસ્થ રહેવા છતાં નામનો પલટો ક્યારેક દેખાય છે.'

નામનો નાશ તો ત્યારે થાય જ્યારે કે તે નામથી વાચ્ય પદાર્થ નષ્ટ થાય, તેથી નામથી વાચ્ય દ્રવ્ય વિદ્યમાન હોય અને નામ પલટાઈ જાય કે નામ હજી પાડ્યું ન હોય છતાં તે દ્રવ્યનો નામથી વ્યવહાર થવામાં વિરોધ જેવું નથી, માટે 'દ્રવ્યની સાથે કાયમ ટકનારું નામ છે' પણ સ્થાપના તો જેની સ્થાપના કરાય તે દ્રવ્યના આકારના અભિપ્રાય સાથે સંબંધિત તે, તેમાં તો યાવદ્દ્રવ્યભાવિતા ઘટતી નથી.

શાશ્વત અને અશાશ્વત પ્રતિમાઓમાં આ પ્રમાણે આકાર વિશેષ રૂપની સ્થાપના જાણવી, પૂર્વની સ્થાપના પણ (આકાર) પલટવા છતાં તે તે સ્થાપના–આકાર કાયમ રહેવાથી તેનાથી સ્થાપ્ય ચીજનો બોધ થતો રહે છે

**પ્રશ્ન–૧૫** જ્ઞાનાદિ જે આત્મપરિણામ છે, તેને ભાવમંગળ માનવામાં આવ્યું છે, અને તે ભાવમંગળ આત્યંતિક (જરૂર ફળ આપે એવું) ફળસ્વરૂપ કહેવાય છે. જ્યારે બીજી બાજુ જ્ઞાન વગેરે પ્રતિપાતી પણ હોય છે, એથી જ્ઞાનાદિનું ભાવમંગળપણું કેવી રીતે ઘટે ?

ઉત્તર-સાચી વાત છે, પણ સમ્યગ્દૃષ્ટિ જીવોએ એક વાર પ્રાપ્ત કરેલો પણ આત્મપરિણામ વધારેમા વધારે અર્ધપુદ્ગલ પરાવર્ત પહેલા મોક્ષફળ આપવા વડે ફળવાળો થાય છે જ, એટલે કે-મોક્ષને પ્રાપ્ત કરાવે જ છે, એથી તે એક વાર પામેલા આત્મપરિણામનુ આત્યતિક-મગળપણુ માનવામા કોઇ પણ જાતનો બાધ નથી

પ્રશ્ન-૧૬ સામાયિકાદિ છ અધ્યયનરૂપ જે આવશ્યકસૂત્ર, તે ગણધરપ્રણીત છે કે અન્ય રચિત છે? જો ગણધરરચિત હોય તો તે આવશ્યકસૂત્રનું અગપ્રવિષ્ટપણુ કેમ નહિ? અને અન્ય રચિત હોય તો ગણધરદેવોનુ **આવશ્યકસૂત્ર** ન હોવાથી (તેઓનુ) સપ્રતિક્રમણ-ધર્મપણું કેમ ઘટે?

ઉત્તર-**શ્રી આવશ્યકનિર્યુક્તિમા શ્રીમાન્ ભદ્રબાહુસ્વામીજીએ "આવશ્યકસૂત્રનું ભગવાનના કથનના અનુસારે ગણધરરચિતપણું છે"** એમ સ્પષ્ટપણે જણાવેલુ છે તેથી ગણધરદેવોને સપ્રતિક્રમણ-ધર્મપણામા વાધો નથી તીર્થની પ્રવૃત્તિ દિને છે, તેથી જ પ્રથમ દૈવસિક પ્રતિક્રમણ આવે છે આ હેતુથી દૈવસિક આદિ પ્રતિક્રમણનો ક્રમ છે

અનુયોગદ્વાર વગેરે સૂત્રોમા અગપ્રવિષ્ટ અને અનગપ્રવિષ્ટ જે વિભાગ છે, તે **આવશ્યકસૂત્રના** અનુયોગની અપેક્ષાએ છે આથી 'तद्‌व्यतिरिक्तस्य' એમ કહેલ છે,

આ કારણથી **આચારાગ** આદિ ગ્રથોથી ભિન્ન બધા સૂત્રોનુ મુતકલ વ્યાકરણના અર્થ (છૂટા છવાયા કહેવા અર્થો)ને અનુસરીને તે (આચારાગવાં બીજા) કહેલા હોવાથી **"મુતકલ વ્યાકરણો અગપ્રવિષ્ટ નથી,** પણ આવશ્યકચૂર્ણિ, તત્ત્વાર્થ, વગેરેમા દશવૈકાલિક વગેરેની અનગપ્રવિષ્ટપણે ગણના છે" એમ વિઘ્ન વગર બુદ્ધિમાનોએ વિચારવુ

પ્રશ્ન-૧૭ તત્ત્વાર્થમા 'શ્રુત અનિન્દ્રિયનો વિષય છે' એમ કહ્યુ, તેવી 'શ્રુત મનનો જ વિષય છે,' એમ થાય છે અને મતિજ્ઞાનના

